# જરથોશ્તી ધર્મ સંબંધી વિષયો

## ભાગ ૨ જો.

લખનાર
અરદેશર ખરશેદજી વેસાવેવાલા,
યા કોટવાલ બી. એ.,

તે

જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને
જ્ઞાન ફેલાવનારી મંડળીના ધર્મ શીક્ષક તથા
"શાહનામાની વાર્તાઓ તથા જરથોસ્તી ધર્મ
સંબંધી વિષયો" ભાગ ૧ લાના કર્તા.

આ પુસ્તક દીનશાહ શાપુરજી મસાનીએ, ધી "ફરશો-ગર્દ"
પ્રીન્ટીંગ પ્રેસ, ૫૭-૫૯ કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઈમાં
છાપ્યું છે, અને મી૦ અરદેશર ખરશેદજી વેસાવેવાલાએ
નં૦ ૧૨, કવીન્સ રોડ, ચરનીરોડ સ્ટેશનની સાંમે,
મુંબઇમાં પ્રગટ કર્યું છે.

મુંબઇ.

૧૯૨૧.

આ પુસ્તક

નેકનામ બેહસ્તનશીન

શેઠ સોરાબજી ફરામજી ગજદર,

જેવણ

એક મલતાવડા સ્વભાવના, સખી પ્રકૃતિના અને ભલા ખવાસ-
વાળા હતા, પોતાના સારા ગુણો અને પ્રમાણિકપણાને લીધે
જેવણ પોતાના મરણ સુધી તાતા સન્સની કુંપનીના
જાણીતા શીપીંગ એજંટ હતા, વળી જેવણ જુના
વિચારના અને ધાર્મીક લાગણીના ગૃહસ્થ હોવાથી
પોતાનું કુટુંબી ગામ ચીખલીમાં તેમજ અત્રે, દર
સાલ ગરીબોને ગુપચુપ સખાવત કરતા હતા,
જેવણે પોતાના ધર્મ તરફની સાચ્ચી આસ્થાને
લીધે મજકુર ગામ ખાતે પોતાના વડવા-
ઓએ બંધાવેલી દરેહમેહર જે બીસ્માર
થઇ જવે ફરી નવેસરથી હઝારો રૂપ્યાના
ખરચે બંધાવી આપી, તે ગામની
અને આજુબાજુઓનાં ગરીબ
જરથોશ્તીઓની હાજત તાળી
આશીષ મેળવ્યા હતા,
તેવણની
અશો યાદમાં માન સહીત અર્પણ કરવામાં આવે છે.



જનમ તા૦ ૧૦–૧–૧૮૪૮. મરણ તા૦ ૮–૭–૧૯૧૭.

મરહુમ શેઠ સોરાબજી ફરામજી ગજદર.

# પ્રસ્તાવના.

આ ચોપડીના કર્ત્તાએ 'ઇન્ટ્રોડક્ષણ' લખવાનું એક નબળા હાથમાં મુકયું છે. અગરજો તે બીજા કોઇ લાયક હાથમાં મુકાયું હોત તો હાથ ધરેલી બાબદને લાયક અને પુરતો ઇનસાફ મલી શકતે.

કર્તા આપણી યુનીવરસીટીના આજ ૨૨ વરસ થયાં એક ગ્રેડયુએટ છે. તથા જ્યારથી પહેલવહેલી સને ૧૮૯૫ માં યુનીવરસીટીમાં પ્રીવીયસ પરીક્ષામાં અવસ્તા પહેલવી શરૂ થઇ હતી, ત્યારથીજ તેવણ તે ભાષાઓ શીખવા સર જમશેદજી જીજીભાઇ જરથોસ્તી મદરેસામાં દાખલ થવાને ભાગ્યશાળી થયા હતા, અને ત્યાંનો એમ. એ. સુધીનો અભ્યાસ ઉંચી સરટીફીકેટ તથા સ્કોલરશીપો મેલવી પુરો કીધો હતો. તે ઉપરાંત નવ વરસ અગાઉ સંસ્કૃતનો અભ્યાસ પણ ત્રણ વરસ સુધી એજ મદરેસામાં કરી દરેક પરીક્ષાઓમાં ફતેહ મેલવી પુરો કર્યો હતો. તથા આજ ૧૮ વરસ થયાં જરથોસ્તી ધર્મ સંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી હસ્તક એક બાહોશ શીક્ષા ગુરૂ તરીકે કામ બજાવે છે. એવા એક લાયક ઉત્સાહી અને ચંચલ શિક્ષા ગુરૂને દીનદાર અને કદરદાંન કોમ તરફથી પુરતુ ઉત્તેજન મલવાની આશા બાંધવામાં હું કદી ખોટો ગણાઇશ નહીં.

ભાઇ અરદેશર કોમને પેશ પડતી જુદી જુદી બાબદો ઉપર બોલ્યા છે અને પોતાની બાબદની પુષ્ટીમાં જે અનેક દાખલા દેખાડયા છે તે ઉપરથી જણાય છે કે એમનું વાંચણ બોહોલું છે. એમના લખાણમાં જે બાબદને હું વધુ અગત આપું છું તે દીનાઇનની બાબદોમાં આમેજ થયલા વેહેમો અને વેહેમી રસમો ઉપર બીદેહેસ્ત દર્શાવેલા વિચારો છે. ધર્મ સંબંધી બાબદોમાં તેની એકલી ખાંમીઓજ જોવામાં આવતી નથી, પણ જ્યાં ઘટે ત્યાં તેની ખુબીઓબી દર્શાવી છે, અને તેજ ધર્મના એક અભ્યાસિનું ખરૂં લક્ષણ છે. સામટી રીતે જોતાં ચોપડીનું લખાણ ખાસ કરી કોમના સામાન્ય વાંચક વર્ગને બરનું અને તેમાં કેટલીક બાબદો અભ્યાસિ વર્ગને મનન કરવા લાયક છે તેમાં જરાએ સંદેહ નથી. કર્તાની આ પહેલીજ કોશેશ નથી પણ આ પહેલાં એવણે એક પુસ્તક બાહાર પાડયું હતું. આગલાંના ટેરવાંપર ગણાય એટલા ધર્માભ્યાસિઓ વચ્ચે પોતાના અભ્યાસનો લાભ કોમને આપતા રેહેવાની કર્તાની કોશેષ

કોઇબી રીતે વખાણવાજોગ બેશક ગણાવી જોઇએ. અફસોસની વાત છે કે આવી કોશેષોની ખરી કદર કોમ તરફથી બુજાતી નથી, કોમી બેપરવાહીને લીધે ચુનંદા ધર્માભ્યાસિઓના ઉમદા જ્ઞાનનો કોમને લાયક લાભ મલતો નથી, અને તેથી તે બેનસીબ રહે છે. કર્તા ગુરૂ વર્ગના છે, અને કોમની રાહબરી કરવાનો જે અધિકાર ધર્મગુરૂઓનો છે તે મુંબઇની બે નામીચી પાઠશાળાના પ્રતાપે થોડે દરજ્જેબી અમલમાં આવતો રહ્યો છે એ થોડા સંતોષની વાત નથી. તેમાંથી યુનીવર્સીટીની કેળવણી લીધેલા અને ધર્મની ભાષાઓની ઉંચી તાલીમ પામેલા કેટલાક અથોરનાનજાદાઓ બાહાર પડયા છે અને તેઓમાના એક આપણા આ પુસ્તકના કર્તા છે, તેને આપણે એક હાથપર આવકાર આપીશું, અને બીજા હાથપર સરદાર દસ્તુર કેકોબાદ આદરબાદજી, ડૉ૦ જીવણજી મોદી, દસ્તુર ડૉ૦ ધાલા અને બીજા ભણેલા દસ્તુર સાહેબોના થોડા અપવાદ સિવાય કોમની સાચી અને સ્વતંત્ર વિચારો સાથની રાહબરીની ગેરહાજરી માટે આપણને અફસોસ છુટે છે. ત્યારે ધર્મની ભાષાઓની તાલીમ પામેલા ગણત્રીના આથ્રવન ધર્માભ્યાસિઓ વચે આ ઉત્સાહી કર્તાની કોશેષ આપણાં દરેક ઉત્તેજનને લાયક છે.

કર્તાએ રવાન (લાસ) સામે ભણાતાં ભણતરવાલી જે બાબદ લખી છે અને તેમાં જે સ્વતંત્ર વિચારો જણાવ્યા છે તે ખરા છે. રવાન (લાસ) આગલ ભણતર "**બીશાંન નજદીકાંન**" એટલે, મરનારના નજદીકનાં ખેશીઓએજ ભણવાનો (ખુદ પતેત) રેવાજ ઇરાંની છે અને તે હીંદુસ્તાનમાં બરપા થએલો નથી, વળી મરણને લગતી ક્રિયાઓવાલી બાબદમાં જે ઇરાંનમાં ચાલ જણાવ્યો છે તે વાંચવાજોગ છે, કારણ તેમાં અને આપણી હીંદુસ્તાનમાં આવ્યા પછીની રસમોમાં કેટલો ફરક છે તે આપણને સારી રીતે દેખાડી આપે છે. વળી પુનરજન્મવાળી બાબદ પણ ધ્યાન પુગાડવા જોગ છે, અને જેમ કર્તા કહે છે તેમ એ વિષે પારસી ધર્મમાં કશું લખાણ મલતું નથી, અને હીંદુઓમાં પણ એ વિચાર જ્યારે પારસીઓ સાથ વસ્તા હતા ત્યારે તો હતોજ નહીં પણ પછવાડેથી દાખલ થયો હતો. આજકાલ થીઓસોફીસ્ટ પારસીઓ એ બાબદ મજબુતાઇથી અને ચીવતાઇથી માને છે અને જેઓ નથી માનતા તેઓની તેઓ હસી કરે છે, પણ જો તેઓ અવસ્તાનો સારી રીતે અભ્યાસ કરશે તો હું ખાતરીથી કહું છું કે તેઓ પોતાની ભુલ જોશે અને જે ખોટાં અનુમાનોથી તેઓ દોરવાઇ ગયા છે તે માટે સારી પેઠે વિચાર કરશે. એ ઉપરાંત બીજી ઘણીએક બાબદો મનન કરવા જોગ છે અને તે માટે કર્તાને ખચીત શાબાસી ઘટે છે. અને તેઓની આ ભલી કોશેશ માટે આપણે તેઓના ઘણા

ઉપકારી છેએ, વાંચક વર્ગને મારી પુરતી ભલામણ છે કે એવી ચોપડીઓ પુર જથામાં ખરીદી ધર્મ જ્ઞાનનો ફેલાવો અને તેટલો પુરતો કરવો. જે પ્રમાણે કર્ત્તાનો જરથોસ્તી ધર્મ સંબંધી વિષયોનો પહેલો ભાગ પુર્ણ પ્રશંસા પામ્યો હતો અને તે બોલ બોલતાં વાર ખપી ગયો હતો, તેમ આ બીજો ભાગ પણ તેટલોજ પ્રશંસા પામશે એવી હું પુરતી આશા રાખું છું.

આજ કોમના મોટા ભાગમાં, ખાસ કરી આપણા બાનુઓ અને ઉધરતી બાળાઓમાં આડે માર્ગે ઉતારનારાં અને કાહાંણી કીસ્સાનાં વાંચણોનો નાશકારક 'ચેપ' લાગો છે આ ચેપ કોમની નીતિ ઉપર ઘણી ખરાબ અસરો કરે છે અને એવાં ઝેહેરી લખાણોને કોમ વચે ફાહેશ કરવામાં આવે છે એ એક કોમી કમનસીબી છે. આ કંગાળ લખાણોને જેવો અને જેટલો આવકાર આપવામાં આવે છે તેવો અને તેટલો આવકાર કે ઉત્તેજન કોમના એક કમનસીબ વર્ગની નહી ઇચ્છવાજોગ વલણને લીધે બાપીકા મજહબ કે તવારીખનાં લખાણોને મલતાં નથી.

કેહેવામાં આવે છે કે યુનીવર્સીટીની ઉંચી ડીગ્રીઓ મેલવનારા ધર્માભ્યાસિઓ કોમને ઉપયોગી થઇ પડતા નથી, પણ એમ બોલનારા ભુલી જાય છે કે મદરેસાઓમાં ઠરાવેલો 'કૉર્સ' પુરો કરી તેમાંથી બાહાર પડનારાઓને તેઓનો અભ્યાસ આગલ વધારવાનાં અને કોમને ઉપયોગી થઇ પડવાનાં તેઓ માટે સ્વમાન જાળવનારાં તેઓનાં ગુજરાંણના સાધનો કોમે ક્યાં પુરાં પાડયાં છે? અભ્યાસ પુરો કરવા પછી તેઓને અધર છોડી મુકવામાં આવે છે કે હવે ગમે તે રસ્તે તમે તમારૂં ફોડી લેઓ. આવી બેદરકારી વચે ગણત્રીના જે ઉલટમંદ અભ્યાસિઓ પોતાની અવકાશનો થોડોબી વખત ફાજલ પાડી પોતાના અભ્યાસનો લાભ કોમને આપે છે. તેઓમાંના એક આપણા ઉમંગી કર્ત્તા છે.

સેવટે એટલું કેહેવું પુરતું થઇ પડશે કે, કર્ત્તાની આ ભલી કોશેષને દીનદાર કોમ તરફથી લાયક ઉત્તેજન મલવું જોઇએ, કર્ત્તાની લાયક કદર થવી જોઇએ અને દીનાઇનનાં બીજાં એવાં ઘણાં પુસ્તકો બાહાર પાડવાને એમને શક્તિવાન બનાવવા જોઇએ.

ખુરશેદજી એ૦ પાવરી.

મુંબઇ, તા૦ ૨૩-૮-૧૯૨૧.

# દીબાચો.

જરથોસ્ની ધર્મ સંબંધી વિષયો ભાગ ૨ જો, મારી હાલની બાબદ હાથ ધરવામાં મારી મતલબ એ છે કે પહેલો ભાગ છપાવ્યા પછી ઘણું લખાણુ બાકી રહી ગએલું માલમ પડયું, તેથી થોડા વધુ લખાણો આ ચોપડીમાં છપાવવાનું દરૂસ્ત ધાર્યું છે. એ ભાગ લખવાની નેમ મુખ્ય કરી ધર્મ તરફ સામાન્ય આસ્થા અને એકીનદારી વધારવાની અને ધર્મ સાહિત્યની ખીલવણી કરવાની છે. એમાં જે નવી બાબદો મેં ભાષણો યા વાંચનો યા લખાણો મારફતે મુંબઇ તેમજ દેશાવર ખાતેના છાપાઓમાં આપી હતી. તે કીમતી બાબદોનો પણ થોડોક સંગ્રહ અત્રે બહાર પાડતી વેળા તે પરવરદેગારના સુગરાના કરૂં છું. આપણે સારી રીતે જાણીએ છીએ કે જેમ રસિક અને બોધક વાર્તાઓથી માણસનું દીલ સ્વચ્છ થાય છે, તેમ નીતિને ધર્મને લગતા વિષયો વાંચવાથી પણ તે સ્વચ્છ થાય છે એટલુંજ નહી પણ તે સારા સોબતીઓની ગરજ સારે છે. પથર જેવા કઠણ હૈડાના માણસોમાં પણ આવા વાંચણોથી સારી અસર થાય છે, અને તેઓ સુધરે છે. એવા ઘણાક દાખલાઓ ઇતિહાસમાં નોંધાયલા છે. સારૂં નીતિનું વાંચણ કોઇ પણ રીતે સારી સંગતથી ઉતરતું નથી માટે દુવા ગુજારવામાં આવે છે, કે આ અને એવીજ જાતના લખાણોથી વાંચનારના દીલમાં સારી અસર પેદા થશે અને નીતિનો ઉંચ ખ્યાલ તેઓમાં ફેલાશે.

ધર્મ નીતિ માણસને બહુ ઉપયોગી છે. માણસને બેઉ દુનિયાનું ખરૂં અને સંપુર્ણ સુખ મેલવવા માટે પોતાની હૈયાતીમાં કેમ અને કેવી રીતે વર્તવું તે ધર્મનીતી શીખવે છે. ધર્મ એ માણસના સુખનું અગત્યનું મુળ છે. જો કોઇ માણસ વિદ્વાન મીલતન જેવા કવિનું બુદ્ધિ બળ ધરાવતો હોય અથવા કારૂનનો ખજાનો ધરાવતો હોય પણ તે માણસ ધર્મને નહિ માનનારો હોય તો તે ખરૂં સુખ ભોગવી શકતો નથી. નીતિનો અર્થ સદાચરણ સારી રીતભાત થઇ શકે છે. નીતિની કેળવણી આપવાની આવશ્યકતા સૌ કોઇ સ્વીકારે છે. ધર્મ અને નીતિ એ બેઉ માણસને જાણવાની ફરજ છે. જો ધર્મને વહાણ ગણીએ તો નીતિ તેનું સુકાન કહેવાઇ શકાય જેમ માણસને મુસાફરીમાં ધારેલે માર્ગે સહીસલામત

જવા સુકાનવાલા વહાણુની અગત છે તેમ આએ ભવસાગર સહિસલામત પસાર કરવા ધર્મરૂપી વહાણુ અને નીતિરૂપી સુકાનની જરૂર છે. ખરાં ખોટાની સમજ જેમ અંતકરણ અને વિચાર શકિતથી મલે છે તેમ એ સમજને ધર્મ વડે ટેકો મલે છે. આપણે જે ધર્મ પાલતા હોઇએ તે ધર્મમાં આપણે કેવી રીતે વર્તવું જોઇએ તેની સમજણુ આપેલી હોય છે. ધર્મના શાસ્ત્રો તથા માબાપ અને વડીલોનો ઉપદેશ આપણુને ખરો માર્ગ બતાવી આપે છે. આજકાલ માબાપો તરફથી પોતાના બચ્ચાંઓને બુદ્ધિબળ કેલવવાની ઘણી હોંશ હોય છે, પણુ ધર્મનીતિના પાઠો શીખવવાની તેઓ દરકાર રાખતા નથી અને તેથીજ ચોપડી બહાર પાડવાની મેં આવશ્યકતા પીછાની છે. આ પુસ્તક બહાર પાડવામાં તમારા કમતરીન સેવકે યુરોપ અને અમેરીકાના કાબેલ ઓલમાઓના જરથોસ્તી ધર્મને લગતાં અનેક પુસ્તકો તેમજ અત્રેના મારા કાબેલ ઉસ્તાદો, મરહુમ દસ્તુર પેશોતનજી, મરહુમ શેહેરીયારજી ભરૂચા, શમશુલ ઓલમા ડૉ. જીવનજી જ. મોદી તથા બીજા ઓલમાઓના પુસ્તકોની મદદ લીધી છે. તે માટે તે સર્વ સાહેબોનો મોટો ઉપકાર માનું છું. આ ચોપડી બહાર પાડવામાં મરહુમ શેઠ સોરાબજી ગજદરના ચાલાક બેટાઓનો પણુ આ ટંક અંતકરણુથી આભાર માનું છું કે જેઓએ આ ચોપડી બહાર પાડવામાં મને થોડીક મદદ કીધી છે. તેમજ કાબેલ એરવદ સાહેબ ખરશેદજી એ. પાવરી કે જેવણે ધર્મ સંબંધી વીદ્વતા ભરેલાં લખાણુ કરવાને જાણીતા છે ને જેવણે આ ચોપડીમાં પ્રસ્તાવના લખી મારે માટે જે કીમતી શબ્દો કહ્યા છે તે માટે તેવણુનો દીલોજાણીભર્યો ઉપકાર માનું છું.

૧૨, કવીન્સ રોડ,
ચરની રોડ સ્ટેશનની સામે,
મુંબઇ, તા૦ ૧૦—૭—૧૯૨૧.

**અરદેશર ખરશેદજી વેસાવેવાલા**
**યા કોટવાલ.**

# સાંકળિયું.

# આપણાં અસલી પુસ્તકખાનાંઓ.

કહે છે કે લખવાનો હુન્નર શોધી કઢાયો અને પુસ્તકો લખાયાં તેની આગમજ ધર્મ સંબંધી ફરમાનો, બાબદો અને બનાવો બાપદાદાથી ઉતરી આવેલી કહેતી પ્રમાણે દીકરો બાપથી શીખતો હતો. તે વખતે તે હકીકતો કવીતા યા ખ્યાલો રૂપે કહેવાતા, જેને આપણે અંગ્રેજીમાં ballods તરીકે ઓળખાવ્યે છીએ. તે પુસ્તકો દેશદેશના પાદશાહોના પોતાના મોટા ધરમાલ્યોમાં મુકાયા અને જેમ જેમ લખવાનો હુન્નર વધારે ફેલાયો તેમ તેમ પુસ્તકખાનાંઓ વધવા લાગ્યાં. તે વખતે લખનારાઓ મુખ્ય કરી ધર્મગુરૂઓ હતા, કારણ તેઓજ કેળવાયલામાં ગણાતા હતા. તેઓ ચોકસ પૈસા લઇ પુસ્તકો લખતા અને મરનારોની નઇઅતે પણ કેટલાકો પૈસા આપી પુસ્તકો લખાવતા હતા. કહે છે કે આપણા ઇરાનના પુરાણા આતશબેહરામો સાથે પુસ્તકખાનાંઓ જોડાયલાં હતાં. એક શેહેરના પુસ્તકખાનાંની તપાસ તે શેહેરના સાહિત્યની તપાસ છે. સાહિત્યને ધર્મો સાથ સંબંધ છે. પહેલો પુસ્તક રચનાર આપણને હોમ પેગમબર મલે છે. તે એક ભલો પરહેજગાર મરદ હતો અને તેને વિદ્યાનો પતિ, એટલે ભણેલો વિદ્વાન ઇજશનેમાં કહેવામાં આવ્યો છે. તેણે સરોશ યસ્ત પ્રમાણે "હુ, પાપો, અને પઇરીગાએ" નામના ત્રણ પુસ્તકો લખ્યાં હતાં, જેમાંના છેલ્લાં બેને આપણા નામીચા મરહુમ ઉસ્તાદ એરવદ ભરૂચા પાજેહ અને બરેશ સાથ સરખાવે છે. હોમે વળી માંથ્ર પણ રચ્યા હતા. હોમે એ પુસ્તકો ગાથામાં યાને કવિતામાં રચ્યાં હતાં. એ હોમે હોમ પાલાની શોધ પણ કરી હતી, જેની ડાંખલીઓ હોમ સલી નામે ઇજશનીની ક્રિયામાં વપરાય છે. કહે છે કે લખવાનો હુન્નર સૌથી પહેલાં તેહમુરસ્પના રાજ્યમાં જણાયલો હતો, કે જેણે દેવો યાને બુરા લોકોને તાબે કરી તેઓથી એ હુન્નર મેળવ્યો હતો. ફીરદોસી કહે છે કે તે લખાણ કાંઈ એક બે ભાષાનું નહી હતું, પણ ૩૦ ભાષાઓનું જેવી કે રૂમી, અરબી, પારસી, ચીની, સોગદી વગેરે ભાષાઓનું લખાણ હતું. પુસ્તકોની નિયમિત સંગ્રહ કરવાની શરૂઆત ઇરાનમાં ગુસ્તાસ્પ પાદશાહના વખતમાં શરૂ થઇ હતી. ગુસ્તાસ્પ પાદશાહે હોકમ કીધો કે પેગમબર જરથોસ્તના અસલ લખાણો શપીગાનના ખજાનામાં મેલે. એ નકલોમાંથી એક નકલ "દજે નપેસ્ત" યાને 'લખાણોનો કીલ્લો' archives માં રાખવાનો પાદશાહે હુકમ કીધો. એક પહેલવી પુસ્તક પ્રમાણે એ શપીગાનનું પુસ્તકખાનું શમરકંદના

આતશબેહેરામમાં રાખવામાં આવ્યું હતું, અને તેની સહી નકલ દજે નપેશ્તનાં દફતરખાનામાં મુકવામાં આવી હતી. જેમ ઈંગ્લંડમાં હાલ પણ દરેક પુસ્તક જે પ્રગટ થાય તેની એકેકી નકલ બ્રીટીશ મ્યુઝીયમના પુસ્તકખાનાંમાં અને બોદલીયન લાઇબ્રેરીમાં મુકવામાં આવે છે, તેમ એ પ્રમાણે એ પુસ્તકખાનાં દારાએ દારાના વખતમાં પણ એ જગામાં હતા. જ્યારે દારાએ દારબની સિકંદરને હાથે હાર થઇ ત્યારે દજે નપેશ્તનું પુસ્તકખાનું જે ઇસ્તેખ્ખર યા પરસીપોલીસમાં હતું તે, તે મેહેલસ સાથે સિકંદરે બાળી નખાવ્યું અને શપીગાનનું પુસ્તકખાનું સિકંદરના યુનાનીઓ પોતાને દેશ લઇ ગયા અને ત્યાં તેઓએ તેનો યુનાની ભાષામાં તરજુમો કરાવ્યો. જોકે સિકંદરે ઇરાન જીતી લીધું હતું પણ તેણે પોતાના વિચાર આચારનો છાપ ઇરાન ઉપર માર્યો નહી હતો. એ બાબે પ્રો૦ દારમસ્ટેટર કહે છે કે સિકંદરે પશ્ચિમ અને પૂર્વને ભેળવાનો મનમાં ખ્યાલ બાંધ્યો હતો તે ફકત અરધો ફતેહ પામ્યો. તેણે યુનાનને ઇરાની બનાવ્યું પણ ઇરાનને યુનાની નહી બનાવ્યું. પૂર્વ ભણીના વીચારોનો પ્રવાહ હવે હદ ઓળંગી યુનાનમાં વહેવા લાગો અને રેલ માફક ફેલાયો. કહે છે કે ઇજીપ્ટનું રાજ્ય સિકંદરના સરદાર તોલેમીના હાથમાં ગયું. એ તોલેમીએ સિકંદ્રીયા શેહેરમાં એક પુસ્તકખાનું સ્થાપવાની શરૂઆત કીધી હતી, કે જેની પછી તેના બીજા બેટા તથા ત્રીજા બેટા તોલેમીએ ચાલુ રાખ્યું હતું. કહે છે ધર્મ સંબંધી બાબતોમાં સિકંદર પછી જે ઇરાનમાં સીહા જમાનો બેઠા હતો તે પાછો વલ્ખશ યાને પારથીયન વંશના Vologeses I- ના વખતમાં પાછો સજીવન થવા લાગો. તેણે પોતાના મુલકના દરેક ભાગમાં પેગામ મોકલ્યો કે ઝંદ અવસ્તાને લગતાં ધર્મનાં પુસ્તકો મેળવી તે રાજધાની શહેર ખાતે મોકલી આપવાં, અને તે સાથે વિદ્યા એલમને લગતાં પુસ્તકો પણ એકઠાં કરવામાં આવે. એ વલ્ખશ એક ચુસ્ત જરથોસ્તી હતો. તેનો ભાઇ ટીરીદાટીસ એક મોબેદ હતો. વલ્ખશે તેને આર્મીનીઆનો રાજા કર્યો હતો. તે વખતે રોમનો પાદશાહ નિરો જે એક ઘાતકી પાદશાહ હતો, તેને વલ્ખશ સામે લડાઇ ઉઠાવી આરમીનીઆ ઉપર હુમલો કીધો હતો. તેના સરદાર કોરબ્યુલોએ ટીરીદાટીસને ગાદી ઉપરથી ઉઠાડી મુકયો. ત્યાર પછી સુલેહ થઇ અને ટીરીદાટીસને પાછું રાજ આપવામાં આવ્યું, પણ તે એવી શરતે કે તેણે પોતે રોમ જઇ નિરોને હાથે તાજ પહેરવું. વલ્ખશે તે નિરો ઉપર કહેવડાવ્યું કે ટીરીદાટીસ પોતે રોમ આવે પણ તે ધર્મગુરૂ હોવાથી દરિયો ઓળંગી શકતો નથી, નહીં તો તેનું નાહન ભાગે તેથી તે નિરોના પુતલા આગળ

જઈ તેનું રાજ લેશે. ટીરીદાટીસે નિરોના પુતલાં આગળ તાજ મેલ્યું અને પછી રોમ જવા નીકળ્યો કે ત્યાં જઇ નિરોને હાથે તે પાછું લે. ટીરીદાટીસ ઇ૦ સ૦ ૬૩ માં રોમ ગયો. કહે છે કે તે દરિયાને માર્ગે નહીં ગયો, કારણ કે પછવાડે જાય તો દરિયાના પાણીને ખરાબ કરે તેથી તે કીનારે કીનારે જમીનને માર્ગે ગયો અને ત્યાં જઇ નીરોને હાથે આરમીનીઆનું તાજ પહેરયું હતું. વંદીદાદમાં જે ફરમાન છે કે પાણીમાં નસો નાંખવો નહીં, તે ફક્ત મીઠાં પાણીને ખરાબ નહીં કરવાનું ફરમાન છે, પણ તે પછવાડેથી ખારાં પાણીને પણ લગાડવામાં આવ્યું હતું.

કહે છે કે વલ્ખશે પણ જ્યારે નિરોએ તેને રોમ ખાતે બોલાવ્યો ત્યારે એજ કારણસર જવા ના પાડી, ત્યારે નીરોએ એ માટે અપમાન લીધું હતું. એની પછી દીનની બાબતમાં જુસ્તેજુઇ કરવામાં, નવાં પુસ્તકો રચવામાં તથા બહારથી મેળવેલાં પુસ્તકો એકઠાં કરવામાં અને જાળવી રાખવામાં સાસાનીઅન વંશના પાદશાહ અરદેશીર બાબેગાન તથા તેના દસ્તુર તોસરે તથા શાપુર પહેલા અને શાપુર બીજાએ તેમજ નોશેરવાન અદલે ઘણી સારી કોશેશ કીધી હતી. શાપુર બીજાની સેવા તેના દસ્તુર આદરબાદ મારેસ્પંદે કીધી હતી. અસલ ઇરાની પુસ્તકખાનાંઓનાં મથક આતશબેહેરામ હતાં. શપીગાનનું પુસ્તકખાનું જેમાં દરેક લખાણની અસલ નકલ રાખવામાં આવી હતી તે સમરકંદના એક આતશ-બેહેરામમાં રાખવામાં આવી હતી. વળી તેના અધિકારીઓ તે ધર્મ-ગુરૂઓજ ગણાતા હતા. 'શત્રોઈ હાએ અઇરાન' પ્રમાણે પેગમબર જર-થોસ્તના જે લખાણો પાદશાહી પુસ્તકખાનામાં મુકવામાં આવ્યાં હતાં તેની ૧૨૦૦ પરગરદો હતી. પ્લીની પ્રમાણે જરથોસ્ત સાહેબે વીસ લાખ લીટીઓ કવીતારૂપે લખી હતી. અસલમાં કોઇ પ્રજા માટીની ઇતરદીઓ ઉપર તો કોઇ પ્રજા ગાય ઢોરોના ચામડાંના ચર્મ ઉપર, તો કોઇ એક જાતના ઝાડની છાલના બનાવેલા પત્ર ઉપર પોતાના પુસ્તકો લખતી હતી. કહે છે કે એસીરીઅનો અને બેબીલોનીઅન પુસ્તકખાનાંઓ ઇતરડીઓથી ભરપુર હતાં. હખામની વંશના જમાનાના પાદશાહો જેવા કે દારાયશ, ક્ષર્ક્ષીસ વગેરે બીજાઓ બુલંદ પહાડની ઉંચી કઢણને સુંવાલી બનાવી તે ઉપર લખતા હતા અને તેને કાચના પડમાં જડાવી તેની ઘણી સંભાળ લેતા હતા. ઇરાની પુસ્તકો લખવાનો મુખ્ય પદાર્થ ચર્મપત્ર હતાં. પેહેલવીમાં બળદના ચામડાને 'તોરા પોસ્તીહા' કરી કહે છે. પુસ્તક બોલ, પેહેલવી 'પુસ્ત,' ફારસી, પુસ્ત એટલે ચામડી, સંસ્કૃત 'પુસ્ત' એટલે 'બાંધવું' ઉપરથી નીકળ્યો છે, જેનો અર્થ ચામડું

કામ છે. આ બાબત ઉપર મોટું અજવાળું અને મારા ભણેલા મિત્ર એરવદ જીવણજી મોદીના લખાણો ઉપરથી પડયું છે, જે માટે હું તેવણુનો આભારી છઉં. પુસ્તકખાનાંઓને ધર્મ સંબંધી સાહિત્ય અને તેના ગુરૂઓ સાથ સંબંધ હોવાથી તેઓ એક રીતે આપણા આત્માની રેહેબરી કરનારાં મથક ગણાતાં હતાં. દીનકરદમાં બે જાતના ડાકટરો માટે બોલવામાં આવે છે: એક 'તન બજશક' અને બીજા 'રવાન બજશક'. તન બજશક એટલે તનની બીમારી દુર કરનારા ડાક્ટરો, અને રવાન બજશક એટલે રવાનની બીમારી યાને કે આપણા આત્માની યા મનની બીમારી દુર કરનારા ડાકટરો, યાને કે ધર્મગુરૂઓ કે જેઓ દીનની અને ડહાપણની કેળવણીથી માણસના મનની બીમારી દુર કરતા હતા. પુસ્તકો માણસના મનની બેચેની, ચીંતા, ફીકર વગેરે દુર કરનારાં ઉપયોગી સાધનો છે. પુસ્તકખાનાંઓ આપણને એક રીતે કમીનાપણું શીખવે છે. તેઓ દુનિયાના જ્ઞાનનો મોટો ભંડાર છે અને તેમાંના થોડાં પુસ્તકો આપણે તપાસીએ છીએ ત્યારે આપણને માલમ પડી આવે છે કે આપણે કેટલું થોડું જાણ્યે છીએ. દુનિયામાં જાણવાનું તો ઘણુંએ છે અને આપણે જે જાણ્યે છીએ તે જે નથી જાણતા તેની સાથ સરખાવતાં તો બીસાદ ચીનાનું છે, માટે થોડાં જ્ઞાનથી મગરૂરી અને હેંકરાઇ કદી કરવી નહીં. આપણાં પુસ્તકખાનાંઓ આ દુનિયાના જ્ઞાનનો એટલો મોટો ભંડાર હોય છે કે આપણી ગમે તેવી કોશેશ છતાં તેમાંથી આપણે કેટલું થોડું જાણી શકીએ છીએ. કહે છે કે નોશેરવાંન અદલના કાબેલ વજીર બુજર્ચ મેહેરને એક વખતે તેની બાઇડીએ કાંઇ સવાલ પુછયો, ત્યારે બુજર્ચ મેહેરે કહ્યું કે 'હું તે નહીં જાણતો'. ત્યારે બાયડીએ ટકોરમાં કહ્યું કે 'તું પાદશાહનો આવો મોટો પગાર ખાય છે, તે ફલાણું તો હું નથી જાણતો, ફલાણું તો મને ખબર નથી' એમ શું કહે છે? ત્યારે બુજર્ચમેહેરે જવાબ આપ્યો કે 'પાદશાહ મને જે પગાર આપે છે, તે જે હું જાણું છું તે માટે આપે છે. જે હું નથી જાણતો તે માટે જો પગાર આપે તો તેનો આખો ખજાનો બસ થાય નહીં.' મનની બીમારી દુર કરવા તથા મનની નબલાઇ ટાળવા માટે પુસ્તકો લાયક દવા થઇ પડે છે. જો આપણા મનને કાંઇ બિમારી લાગુ પડી હોય તો તે માટે પુસ્તકખાનાનાં તે દવાખાનામાં જવું અને ત્યાં જે ચોકસ મનની બિમારી લાગુ પડી હોય તે બિમારીની દવા તરીકે કોઇ પુસ્તક વાંચવું. દાખલા તરીકે જો કોઇને મરણનો ગમ લાગ્યો હોય તો ત્યાં જઇ મોત ઉપર અને મોત વેળાએ દિલાસો લેવાની બાબત ઉપર જે પુસ્તક હોય તે વાંચવું. જો

કોઇને લોભ લાગ્યો હોય, તો લોભના ગેરફાયદા વર્ણન કરનારું કોઇ પુસ્તક વાંચવું. કહેવત છે કે Knowledge is power 'જ્ઞાનમાં શક્તિ સમાએલી છે' શારીરિક બળ કોઇ હિસાબમાં નથી, મનનું બળ તેની ઉપર ફાવી શકે છે.

કહે છે કે સિકંદ્રીઆનું પુસ્તકખાનું પાછળથી બાળી નાંખવામાં આવ્યું તેમાં ઘણાંક ઉપયોગી પુસ્તકો સઘળાં બળી ગયાં. કોઇ કોઇ બચી ગયાં તેમાં યુકલીડની થોડીક ચોપડીઓ હતી. મી૰ દાઉલીંગ ટેકોરમાં કહે છે તેમ ઘણાક જવાનો ગણિતશાસ્ત્રને પોતાના અભ્યાસમાં એક અટકાવ સમાન ગણે છે, અને તેઓએ ઇચ્છયું હશે કે યુકલીડની બધી ચોપડીઓ સિકંદ્રીઆના પુસ્તકખાનામાં બળી ગઇ હતે તો સારૂં, કે તે સાથે માથાદુખણુ સ્કુલોમાં કરવું પડતે નહીં. કહે છે કે યુકલીડે પોતાની જીઓમેટ્રીને લગતી ચોપડીઓ અભ્યાસમાં મુશકેલ જાણીનેજ આ શબ્દો કહ્યા હતા કે There is no royal road to mathematics યાને ગણીત માટે કોઇ સેહેલો પાદશાહી રસ્તો નથી. કહે છે કે સિકંદ્રીઆનું પુસ્તકખાનું સ્થાપનાર પેહેલા તોલેમી સોટર સાથે તે વાત કરતાં કરતાં એક દહાડે તેના મહેલ તરફ જતો હતો. તોલેમીના મહેલ તરફ જવાના બે રસ્તા હતા. એક આમ લોકો માટે લાંબો અને બીજો પાદશાહ અને તેના રસાલા માટે ટુંકો. તે વખતે પાદશાહી ટુંકે રસ્તે જતાં યુકલીડે ગણિતશાસ્ત્રની વાત નીકળતાં કહ્યું કે 'ગણીત માટે કાંઇ સેહેલો પાદશાહી રસ્તો નથી.'

---

# જશન ક્રિયાની મતલબ.

## તે ઉપરથી મલતો ભાઇબંધીનો બોધ.

જશન અવસ્તા યસ્ન બોલ છે જે "યજ" ધાતુપરથી નીકલેલો છે. જેનો અર્થ આરાધવું, સ્તુતિ કરવી એવો થાય છે. સ્તુતિ તે દાદાર અહુરમજદની, તેના અમશાસ્પંદો અને ઇજદોની તેમજ અશોના ફ્રોહરેની. આપણા ધર્મ પુસ્તક પ્રમાણે સ્તુતિ કરવા લાયક સંપુર્ણ કોઇ આદમી ગણાયો હોય તો તે ફક્ત એકજ છે અને તે સ્પીતમાન જરથોસ્ત છે. જો આપણે આપણી પહેલી ફરજ જે હોરમજદ તરફ છે તે ભુલી જઇએ તો

આપણે ફરજના ચોર કહેવાઇએ. એ વીશે વંદીદાદમાં કહે છે કે જે કોઇ ફરજ બજાવવા જોગ માણસ તરફ ફરજ બજાવતો નથી તો તે ફરજનો ચોર થાય છે. 'યજ' નો અર્થ આરાધવું તેમજ અર્પણ કરવું પણ થાય છે. ત્યારે હોરમજદની સ્તુતિ સાથે તે સાહેબને કાંઇ અર્પણ કરવું જોઇએ અને તે ચીજ તે ક્રિયા છે. ક્રિયા એટલે જે કાર્યથી આપણાં વિચાર, વચન અને કામ ઉપર કાંઇ સારી અસર કરે તે ક્રિયા. ક્રિયાઓની જુદી જુદી ચાર જાત છે, (૧) સંસારી, (૨) બાદશાહી, (૩) રાજ્ય, (૪) પવીત્ર ધર્મ સંબંધી ક્રિયાઓ. સઘળી ક્રિયાઓમાં ચોકસ કાયદા નેમેલા હોય છે જેને માન આપવાથી કરવામાં આવતાં કામો અગત્યનાં ગણાય છે. કોઇક ધર્મમાં અથવા પ્રજાઓમાં ક્રિયા અગતનો ભાગ લે છે તો કોઇકમાં થોડીક ક્રિયાઓ મગજને શાંત કરવા મન ઉપર અસર કરવા જરૂરની હોય છે. ખોદાની ખરી સેતાયસ ખરાં જીગરની છે. ક્રિયા વિનાનું હૈડું ચાલે પણ હૈડાં વિનાની ક્રિયા નહી ચાલે. એક લખનાર કહે છે કે માણસ જાતની હાલની નબળી અને અસંપુર્ણ હાલતમાં આપણી ઇંદ્રીઓ આપણી ઉપર ઘણી અસર કરી શકે, તેથી ધર્મ સંબંધી ક્રિયાઓની ખરી મકસદ લાગણીઓ મારફતે દીલની ઉપર અસર કરવાની અને તેને ચઢતી હાલતે પોંહચાડવાની છે.

ભણતરની માળામાં ક્રિયા ગુથાએલી છે અને ક્રિયાનાં વલ્લામાં ભણતર મળેલું છે. તેઓમાનાં એકને બીજાથી એકદમ છુટું પાડવું તે એક ઝાડની બે ડાંખલીઓમાંની એકને અથવા માણસોનાં બે હાથોમાનાં એકને કાપી નાંખવા બરાબર છે. કોઇ પણ બંદગીની શરૂઆત પાદીયાબ કુસ્તી વિના થઇ શકે નહીં, જરથોસ્તી ધર્મમાં દાખલ થવા માટે નવજોત નામે ઓળખાતી ક્રિયાની જરૂર પડે છે. અહુરમજદનું નામ દેતાં આપણે માથું નમાવીએ છીએ. એ પણ એક જાતની ક્રિયા છે. ક્રિયા વગરનો કોઇ ધર્મ નથી પણ કદાચ તે હોય, પણ ધર્મ વગરની ક્રિયા ન હોય, પહેલાં ધર્મ અને પછી ક્રિયા, એક રાજ્યકર્તાની મુલાકાતે જતી વેળા શરીરના જુદા જુદા અવયવોની હીલચાલથી ચોકસ ઢપની સલુકાઇ દેખાડવામાં આવે છે તે પણ એક જાતની ક્રિયા છે. એક લખનાર કહે છે કે જેમ એક કોરામાં એક મહાસાગર સમાયલો છે તેમ ક્રિયાનું કોટલું જો માણસ તે સમજી, તે ઉપરથી ધડો લે તો તે ઉપયોગી થઇ પડે એટલે કે એક ખરો કદરશનાસી અને અવલોકન શકિત ધરાવનાર માણસ દર્યા કિનારે પડેલા કોરા ઉપરથી મહાસાગરમાં ચાલતા ફેરફારો વધઘટ વગેરેના વિચારો બાંધી શકે તેમ એક માણસ ક્રિયાના કોટલાંથી બાંધી શકે.

Stantope કહે છે કે A secret sense of God's goodness is by no means enongh. Men should make solemn and outward expression of it when they receive His creatures for their support, a service and homage not only done to Him but profitable to themselves.

સેન્ટ ઓગસટીન કહે છે કે ખરો કે ખોટો કોઇબી ધર્મ થોડીક ક્રિયાઓ વગર ટકી શકે નહીં. ક્રિયાઓ ખોદાતાલાને પીછાનવાનો એક રસતો છે, તે ખુદ સેતાયશ નથી. Ceremonies are a means of worship, not worship itself. ક્રિયાઓમાં ખાલેસ દીલ, નેક નઇઅત જરૂરના છે. હોમ યસ્તમાં ભણનાર પાંચ ચીજને મળતો થવા યાને નેક વિચાર, નેક સખુન, નેક કામ, તાબેદારી અને અશોઇને મળતો થવા દુવા ગુજારે છે, અને તેથી ઉલટા ગુણોને તરક કરવા કહે છે. જો આપણો હેતુ બુરો હોય તો ક્રિયા પાર પડતી નથી. હવે ક્રિયાઓમાં કાંઇ ચીજ રજુ કરવાનો ચાલ છે. આપણામાં તે મ્યજદ છે, તેમાં પાંચ ચીજ આપણે રજુ કરીએ છીએ, તે દુધ, ફળ, પાણી, ફુલ અને આતશ છે. તે રજુ કરતાં આપણને તે દાદરના ઉપકારની યાદ આવે છે, કે ઓ પરવર! આ બધું સૌ તારૂં છે. જરથોસ્ત સાહેબ પણ ગાથામાં અહુરમજદની સ્તુતિ કરી એમ કહે છે. 'ઇથા. આત યજમઇદે' ના ફકરામાં પણ હોરમજદની સર્વ પેદાયશોને આપણે યાદ કરીએ છીએ. ઇજશનની ક્રિયામાં દાડમ વગર કદી ચાલે નહીં. સ્પેનના રાજા Henry IV માટે કહે છે કે તેણે પોતાના પાદશાહી હથીયાર ઉપર દાડમને પોતાની નીશાની તરીકે પસંદ કર્યું હતું, અને તે ઉપર નીચલો મુદ્રા લેખ લખ્યો હતો. 'sour yet sweet' ખાટું તોપણ મીઠું, તેની મતલબ એ કે એક પાદશાહે કવાયદ અને discipline જાળવવા માટે ખાટા યાને સખ્ત પણ થવું અને તે સાથે પોતાની રૈયત સાથ મીઠાસ, દયા અને રહેમથી પણ વરતવું. જશનનાં ક્રિયામાં દુધ મેલવામાં આવે છે કે જે દુધના ખોરાક સાથ માણસ પોતાની જીંદગી શરૂ કરે છે અને તેથીજ તે આખર કરે છે. વળી પાણી પણ તે ક્રિયામાં અગતનો ભાગ લે છે. અસલી ઇરાની પાદશાહો બીજા મુલકો પાસે ખંડણી માંગતા, ત્યારે તાબેદારીની નિશાની તરીકે તે મુલકના પાણી અને મતી માંગતા હતા એવું હીરોદોતસ કહે છે. વળી આતશ પણ ગરમીનું નજર પડતું રૂપ છે, આતશમાં તે ખુદાઇ નુર છે તેથી તેની સેતાયશ ખુદ હોશંગ પાદશાહના વખતથી ઇરાનમાં ચાલુ હતી. આતશ આપણામાં એક કબલો ગણાય છે. આતશ તરફની ફરજમાં આપણે તેની

ઉપર સુગંધી બાળતણુ બાળવું, તેનો સર્વ તરફ પુરતી રીતે આવજાવ થાય તેમ કરવું, તેનો સારો ઉપયોગ કરવો, તથા તેનેથી હુન્નર ઉદ્યોગોનો વધારો કરવો. જેમ એક ચિતારાનું ચિત્ર જોઇ, આપણે તેની કારીગરીની વખાણ કરીએ છીએ, તેમ તે કારીગર દાદાર અહુરમજદનાં પેદાયશોમાંની થોડીક ચીજો, જે રાત દાહડો આપણા ખપમાં આવે છે, અને જેથી આપણું પોષણ થાય છે, તે ચીજો આપણી નજર આગળ હાજર કરી તે સાહેબ-ની કરામતની તારીફ ગાઇએ છીએ. કેટલીક કોમમાં રેવાજ છે કે જેઓએ Confession યાને ગુનાહનો પશ્ચાતાપ કર્યો નહી હોય, તેઓએ પવીત્ર રોટીની ચાશની કરવી નહીં. આપણી પુસ્તોમાં પણ ફરમાન છે કે જેઓ ગુનેહગાર હોય તેઓએ જશનની ચાશની કરવી નહીં. ચાશનીનો અર્થ ફક્ત જીભથી ચાખવું, એટલુંજ નહીં પણ મનથી ચાખવું, કહેવું, શીખ-વવું એવો પણ થાય છે. જશનના દીવસો, અહુરમજદની યાદ અને સ્તુતિ કરવાના દિવસો છે. તે સાથે તેઓ આરામ લેવાના પણ દિવસો છે તથા એકબીજામાં ભાઇચારો વધારવાના દિવસો પણ છે. જશનના મુખ્ય પ્રકારો ત્રણ છે (૧) રૂતુનાં જશનો, (૨) ગુજરેલાંઓની યાદનાં, (૩) કોઇ તવારીખ બનાવની યાદનાં.

જાણીતો શાએર શેખશાદી લખે છે કે આપણે આદમીનાં બચ્ચાં તે સઘળાં એકબીજાનાં અવયવો છે તથા એકજ પેદા કરનારથી ઉત્પન્ન થયલા છઇએ. શરીરનાં એક અવયવને જ્યારે કરાર હોતો નથી ત્યારે બીજાં અવયવોને પણ કરાર હોતો નથી. તું જો બીજાંઓની મહેનતની કદર નહી બુજે (યાને બીજાંઓનાં દુ:ખમાં ભાગ નહી લે) તો તારૂં નામ આદમીમાં ખપાવવું લાયક નથી. આ લીટીઓ ભાઇબંધીનો ઉત્તમ બોધ દે છે. હીરોડોટસ તવારીખ લખનાર પણ કહે છે કે અસલી ઇરાનીઓ પોતાના એકલાને માટે નહી, પણ આખા ટોળા માટે બંદગી કરતા હતા.

આદરબાદ મારેસ્પંદ નામનો મોટો દસ્તુર પોતાના બેટાને શીખામણ દેતાં કહે છે કે જે કાંઇ તારા પોતા માટે ભલું નહી હોય તે હરગેજ તું બીજાંઓ માટે ના કરતો. જે માણસ સંપ અને દોસ્તીને ચાહે છે અને ખરા દોસ્ત અને મદદગારનું લક્ષણ ધરાવે છે, તેનાં ઘરમાં લક્ષ્મી, આબાદી, સુખાકારી પોતાનું મુકામ કરે છે. તે પોતાની આસપાસ દોસ્તોનું એક મોટું ટોળું એકઠું કરવાને ભાગ્યવાન થાય છે. દુશમનો તરફની તેને કશી ફીકર રહેતી નથી. તે પેલી કહેવતને બરાબર સમજે છે કે 'Union is strength.' સંપ એ એક જાતનું જોર છે. હાફેજ નામનો મોટો કવિ કહે છે કે, બંને જહાનમાં નિરાંત મેળવવા માટે આ બે લફ્જ

જરૂરના છે. એક તો પોતાના દોસ્તો સાથે મહોબતથી રહેવું, અને બીજું દુશમનો સાથે નમનતાઇથી મોટાં દીલથી ચાલવું. એકસંપી અને ભાઇબંધી ગમે એવી મુશકેલીને દુર કરવાનું જોર છે. અફલાતુન ફીલસુફ કહે છે કે યાદ કર તે જમાને કે તું એવી જગા પર જશે કે જ્યાં શેઠ અને ચાકર, ગુલામ અને સાહેબ સર્વ બરાબર છે. ખુદાતાલાએ પેદા કીધેલી તમામ કુદરત એકજ કાયદે માણસ જાતને ભાઇબંધીનો બોધ આપે છે. સેતારા અને ગ્રહો, સુર્ય અને ચંદ્ર, ટાઢ અને ઉનાળો, પવન અને પાણી એકબીજા સાથ નેમી આપેલા કાયદા પ્રમાણે ચાલે છે, તેમાં તેઓનો સંપ જણાઈ આવે છે. દુનિયામાં સઘળી વસ્તુઓ સંપથી રહેલી છે. પ્લુતાર્ક કહે છે કે ખુદાએ આપણને હાથ, પગ, આંખ અને કાન એક નહીં પણ બબેના જોડકામાં આપ્યા છે, તે એ દેખાડવા માટે કે એકબીજાને મદદ કરવી, એ જાણે કુદરતે સરજેલું છે. દેશેદેશનાં લોકો પણ ભાઇબંધી અને એકસંપીથી ઘણાં આગળ વધે છે. તેઓનો વેપાર ધંધો ખીલે છે તેથી તેઓ પોતાના તેમજ પોતાના દેશને તેમજ દુનિયાને ફાયદો કરે છે. મંડળીઓમાં પણ ધર્મ અને નીતિ વધારવાનાં સાધનો જણાય છે. ગાહમ્બારની નેમ પણ સઘળાઓએ સાથે મળી હમાજોર થવાની છે. તેના જશનોમાં પણ ભાઇબંધી તેમજ અરસપરસ ભાઇચારાના વધારાની મતલબ સમાયલી છે. ગરીબો અને તવંગરો મોટા તેમજ નાનાઓ સર્વએ એક રીતે હમાજોર કરવાના તથા હમાજોર થવાના એ જશનો છે. આવા મેળાવડામાં પોતાના વડાઓ સાથની ઘટતી છુટ સાથેનો સંબંધ ઉતરતે દરજ્જેનાઓની રીતભાતને સુધારે છે. એકમેક સાથનો સંબંધ ચહડતાઓ માટે માન તેમજ પોતા માટે સ્વમાન ઉત્પન્ન કરે છે. આપણા ગાહમ્બારની ઉજાનીઓ આપણા મનમાં અહુરમજદની સામાનય નેઆમતોની બક્ષેશોના વીચારો ઉત્પન્ન કરે છે. હોરમજદની હવા, પાણી, આતશ, જમીન, ઝાડપાન, એ સર્વ બક્ષેશો સર્વ માટે સામાન્ય છે. ચોખ્ખી હવા, ચોખ્ખું પાણી, ચોખ્ખી જગ્યા, અને રોશની એ નેઆમતો પરવરદેગારે સર્વ માટે સરજી છે, માટે તે સર્વને પુરતી રીતે મળે તે માટે આપણે આપણો હિસ્સો આપવો જોઇએ. વળી ગાહમ્બારની મીજલસમાં કેવા શખ્સોએ સાથે મળવું, તે ગાહમ્બારની આફ્રીનપરથી જણાય છે કે તે ગાહમ્બારનાં સામેલ થનારાં દીનના ફરમાન મુજબ ઘણાજ દાનેશમંદ, ઘણાજ સાચ્ચા સખુન બોલનાર, રાસ્તીની બાબદમાં ઘણાજ રાસ્ત, પોતાની સત્તાને ઘણીજ સારી રીતે વાપરનાર, ઘણાજ સાફ દીલના, બહોળી રીતે ઘણાજ ખુશાલ, ઘણાજ દયાળુ, ગરીબની

પરવરેશ કરનાર, દીનના એલમનો ઘણોજ અભ્યાસ કરનાર, અશોઇની ખાહેશ રાખનાર, એવા શખ્સોએ સાથે એકઠા મળી ગાહમ્બારની ચાશ્ની કરવી. જશનોમા સામેલ થનાર શખ્સ પણ ત્રણ જાતના ફાયદા મેળવે છે. ૧ ધર્મ ઉપર તેની આસ્થા વધે છે. ૨ તેનામાં ખુદાની સેતાયશ અને ભકતીભાવ વધે છે. ૩ તેનામાં ભાઇબંધી સાથે એક દીલી અને એકસંપી વધે છે. આપણા જરથોસ્તીઓમાં પરણતાં જોડાંની આસપાસ કાચા સુતરના સાત આટા વિટાલવામાં આવે છે, તેની મતલબ પણ બંને જોડાંએ એકસંપીથી રહેવાની છે. કાચા સુતરનો એક તાર જયારે છુટો હોય છે ત્યારે તેને તોડી નાંખતાં વાર લાગતી નથી; પણ જો એવા ૭ સાથે મળીને વળ દઇએ તો તોડવાને મુશ્કેલ પડે છે. તેમ પેલાં જોડાંને નસીયત હેવામાં આવે છે કે "તમો એકબીજાથી કદી છુટાં પડતાં નાં અને જેવી રીતે તન અને જાનની દોસ્તી છે તેવીજ રીતે તમારા દોસ્તો, ભાઇઓ, જોરૂ અને ફરજંદો સાથે મિત્રાચારીનો સંબંધ રાખજો." આપણે ગમે તેવાં તન મન અને ધનથી બળવાન હોઇએ, પણ જો આપણામાં ભાઇબંધીનો ગુણ ન હોય તો કોઇબી વખતે જ્યારે દુ:ખ અને આફત આવી પડે ત્યારે આપણને કોઇ સહાય થતું નથી. વળી તવારીખપરથી માલમ પડે છે કે જે જે દેશ કોમ કુટુંબ કે ટોળામાં કુસંપ હોય છે કે તુરત તે દેશ કોમ કુટુંબ અને ટોળાની ચઢતી અને આબાદીનો ચળકતો સેતારો અસ્ત પામે છે. ખુદ આપણી પોતાની ઇરાની સલતનત અને કયાની સલતનતની પડતીનું કારણ માંહોમાંહેની લડાઇ, અને કજીઓકંકાસ છે. તખ્તના લોભને માટે માંહોમાંહેની લડાઇ અને ભાઇભાડુંઓની કતલે આપણી પારસી શહેનશાહતનો અંત આણ્યો છે. શાહ ફરેદુનના બેટાઓ સેલમ, તુર, અને એરચ વચે કુસંપે ફરેદુનનાં કુટુંબની ખરાબી આણી છે અને તે કુસંપના પરીણામ તરીકે ઇરાનીઓ અને તુરાનીઓ વચેની ચાલુ ભયંકર લડાઇઓથી લાખો માણસોના જીવ ગયા છે. એવા એવા તવારીખના દાખલા ઉપરથી જણાય છે કે જ્યાં પણ કજીયા કંકાસનું બી રોપાય છે ત્યાં અંતે ખરાબી અને નાશ દીઠામાં આવે છે; માટે હમેશાં કજીઓ ભાંગી સુલેહ કરવાની કોશેશ કરવી જોઇએ. પાદશાહ નોશેરવાનનાં મરણ પછી ઇરાનની ગાદીપર આવેલા લગભગ સઘળા પાદશાહો ઝેર અને ખંજરથી મરણ પામ્યા છે. માંહોમાંહેના કુસંપે પારસી શહેનશાહતનો અંત આણ્યો છે; માટે દરેક ભાઇબંધી કરવી જરૂરની છે. શાહ ગુસતાસ્પનો બેટો રૂઇનતન અસપનદીયાર રૂસ્તમને હાથપર માર્યો ગયો તે પણ કુસંપને લીધેજ હતું.

કુસંપથીજ હીંદુસ્તાનના રાજાઓનું રાજ પણ અંગ્રેજોના હાથમાં ગયું. કહેવત છે કે "સંપ ત્યાં લક્ષ્મી અને કુસંપ ત્યાં અવદશા" તેમ ગમે તેવું નાનું કુટુંબ ગામ યા દેશ જ્યાં સુધી પોતામાં સંપ જાળવી રાખે છે ત્યાંસુધી તે કોઇથીબી ડરતું નથી, પણ જે ઘડી તેનામાં કુસંપ પેસે છે કે તેની પડતી આવે છે, કજીઓ ચાલુ રાખવાથી મનપર ફીકર ચિંતાનો બોજો વધે છે, મનની શાંતીમાં ખલલ થાયછે, ધંધોધાપો સુજ પડતો નથી. પણ સુલેહસંપજથી નચીંતાઈ મળે છે, મનની શાંતી રહે છે અને આપણા કામધંધામાં ધ્યાનથી મશગુલ રહેવાય છે. માણસે પોતાના ભાઇબંધને ચાહવું એ ઉત્તમ સદગુણ છે. જે માણસ એ સદગુણ ધારણ કરે છે તેનો બદલો આવતી દુન્યામાં તેને જરૂરજ મળશે, પણ તેને આ દુન્યામાંબી મળ્યા વગર રહેતો નથી. એક પરોપકારી માણસ પોતાના ભાઇબંધોને મદદ કરતી વખતે એટલુંજ માને છે કે તે પોતાની ફરજ બજાવે છે, પણ તેનું તે કામ એવી તો ખુશબો ધરાવે છે કે તે ગમે તેવું છુપુંબી કીધું હોય તોબી, ત્યાંથી પણ તેનો પ્રકાશ બહાર પડયા વિના રહેતો નથી. જો આ જીંદગીમાં નહીં તો આવતી જીંદગીમાં પણ તેની ખુબીની વખાણ ફેલાયા વિના રહેતી નથી. માણસજાતને પોતાના ભાઇબંધ તરીકે ગણીને જે કોઇ તેઓના ભલાં માટે નેક કામો કરી જાય છે, તેનો બદલો તેઓને પેલી જીંદગીમાં મળ્યા વિના રહેતો નથી. દરેક જણે યાદ રાખવું કે પોતાના ભાઇબંધોને ચાહવામાં અને તેઓની સેવા બજાવવામાં ઘણો સવાબ મલે છે, અને તે તેથી પોતાને બહુ ફાયદો કરે છે. ઉતરતાં પ્રાણીઓ વટીક પોતાની જાતવાળાઓને ચાહે છે, અને તેઓને બનતી મદદ આપે છે. મધમાખીઓ મધ એકઠું કરવામાં અને હળીમળી રહેવામાં એકબીજાને જોઇતી મદદ કરે છે. કીડીઓ પણ કણ સંગ્રહ કરવામાં એક બીજાને મદદ કરે છે. જે પ્રાણીઓ એક બીજા તરફની ભાઇબંધીની ફરજો બજાવે છે તેઓની જાત વધે છે, અને તેઓ સુખી રહે છે. જેઓ તેમ નથી કરતાં તેઓનો વધારો થતો અટકે છે. એજ પ્રમાણે માણસોએ પણ એકબીજાને ચહાતાં રહેવું. પ્લુતાર્ક નામનો મોટો ફીલસુફ ફરીયાદ કરે છે કે જેવી અસલના જમાનામાં ભાઇબંધી હતી તેવી તે તેના જમાનામાં જોતો હતો નહી. તે કહેતો હતો કે આપણા વખતમાં ભાઈ-બંધીની મહોબત તેટલીજ ઓછી જોઉં છું કે જેટલો અસલી વખતમાં ભાઇબંધો વચ્ચે એકમેક તરફ ધીકકાર કમી હતો.

'But I see Brotherly Love is as scarce in our day as brotherly hatred was in ancient times.'

એક જરથોસ્તીએ પોતે પોતાને એક ટોળાંના આસામી તરીકે ગણવો જોઇએ. તેણે પોતે પોતાનોજ વિચાર કરવો એટલુંજ નહીં પણ તેણે પોતાની આજુબાજુઓનો પણ વિચાર કરવો. હીરોદોતસ તવારીખ લખનાર પણ કહે છે કે અસલી ઇરાનીઓ પોતે પોતાને એકલાને માટેજ બંદગી નહીં કરતા હતા, પણ સઘળા ઇરાનીઓ અને પોતાના પાદશાહ માટે પણ કરતા હતા. એક ભાઇબંધીના વિચારથીજ એક જરથોસ્તી પોતાની દરરોજની બંદગી કરવા પછી તનદરોસ્તીમાં પહેલાં આખી અનજુમન માટે દુવા ગુજારે છે અને પછી પોતાનું અને પોતાને લગતાઓનું નામ દે છે. તે કહે છે કે 'યા બારી ખોદા! ખોદાવંદે આલમરા, હમે અનજુમનરા... બા ફરજંદાંન હજાર સાલ દેર બેદાર' શાદ બેદાર...યાને ઓ ખોદા! આલમના પાદશાહને, તમામ અનજુમનને...ફરજંદાન ફરજંદો સુધી હજારો વરસ તું કાયમ રાખ. પતેતમાં પણ જ્યારે આપણે પસ્તાવો કરીએ છીએ ત્યારે જેમ ખેશીઓ સાથની ભલી વર્તણુકનો તેમ આડોશીપાડોશી અને હમશેહેરીઓ સાથે તેમજ હાથ હેઠળના માણસો સાથની ભુલભરી વર્તણુકનો પસ્તાવો કરીએ છીએ. હસતાં સાથે હસવું, અને રડતાં સાથે રડવું એ આપણી જીંદગીની નેમ હોવી જોઇએ, યાને કે જેમ આપણાં ભાઇબંધોની ખુશીમાં ભાગ લેવો ને તેનાં સુખથી સુખી થવું, તેમ તેઓનાં દુ:ખમાં પણ ભાગ લેવો અને તેઓને જોઇતી મદદ આપી તેઓનાં દુ:ખથી દુ:ખી થવું એ અવસ્યનું છે ભાઇબિંધી ઘરથીજ જાળવવાની શરૂઆત કરવી જોઇએ. જે ધણી પોતાનાં ઘરમાં પોતાનાં ભાઈ બહેનો સાથ ભાઇબિંધી બરાબર જાળવે નહી, તે ધણી માટે ઘર બહાર ભાઇબંધીની સારી આશા રાખી શકાએ નહીં. જશનની મતલબ પણ એકબીજાં વચે ભાઇબંધી જાળવવાની છે. ભણનાર શખ્સ કહે છે કે જે આ સઘળી ક્રિયાની ચીજો મેં અર્પણ કરી છે, જે મેં ઇજશને કરી છે, દરૂન ઇજયા છે અને મ્યજદ કરી છે તે કાંઇ મેં સ્વાર્થી વિચારથી કીધું નથી, પણ પરમાર્થના વિચારથી કીધું છે અને તે સઘળાંનો બદલો તે દાદારના ખજાનામાં પહોંચે.



# ફીરદોસી તુસીની જીંદગીનો હેવાલ તથા તેમનું શાહનામું.



આપણો નામીચો કવિ ફીરદોસી તુસી તુસ નામના શહેરમાં ઇ. સ. ૯૩૭ માં જનમ્યો હતો. તેનો બાપ ઇસાક બીન શરીફ એક બાગબાન હતો. તેને ફીરદોસી નામ આપવાનું કારણ એ કે તુસના હાકેમનો બાગ જેને ફીરદોસ નામે ઓળખતા હતા, ને જેનો રખેવાલ તેનો બાપ હતો, તે ઉપરથી તેનું નામ તેના બાપે ફીરદોસી રાખ્યું. અહીયાં એણે પોતાનું જાણીતું અને માનીતું અને અતી વહાલું શાહનામું લખવાની શરૂઆત કરી હતી. ફીરદોસીનો બાપ તેને સારી કેળવણી આપવા ઘણો ઇંતેજાર હતો. શાહનામું અને તેનો નામીચો શાયર એકબીજાં સાથ એટલાં બધાં જોડાઇ ગયલા છે કે જો એકને માટે બોલીએ તો બીજાં માટે બોલ્યા વગર છુટકો નહીં. ઇલ્યટ, રામાયણ યા મહાભારત જેવાં લખાંણો રચવામાં તેના કર્તાએ જેટલી કલ્પનાનો ખપ કર્યો હોય, તેટલો ફીરદોસીને શાહનામું રચવા માટે ખપ પડયો નહીં હતો. તેને તો જે કાંઇ તેની પાસ તૈયાર હતું તેને આગળ વધારવાનું હતું, પણ એ કામ પણ જેવું તેવું નહીં હતું. જે પ્રમાણે હાલ કોઇ લેખક અંગ્રેજી ઉપરથી ઉપજાવી કહાડીને એક પારસી કે હિંદુ સંસારી વાર્તાનો પોતાને કર્ત્તા જાહેર કરી માન મેળવે છે, તેવું આ કામ નહીં હતું. એક કવિ કલ્પનાશકિતથી દોરવઇને એક રસીલું કાવ્ય રચે તે કરતાં વધારે મુશકેલ કામ ગધ્યપરથી પદ્યમાં રચવાનું હતું. અસલ વાર્તાઓ, દાસ્તાનો, વર્ણનો, ઇતિહાસ એક કવિની ઢબછબથી ઉમદા બેતોમાં ઉતારવું એ કાંઇ અમસ્થું કામ નથી. જ્યારે ફીરદોસી વિદ્યાભ્યાસમાં પ્રવિન થયો, ત્યારે તે તેના બાગમાંથી વહેતા ઝરાની નજદીક બેસી તેણે પોતાનું શાહનામું રચ્યું હતું. ફીરદોસી સબકતગીનના છોકરા શાહ મહમુદના વખતમાં થઇ ગયો હતો, કે જે સબકતગીન પહેલાં નાશીર બીન અહમદનો માનીતો ગુલામ હતો. પછવાડેથી તેને લશકરનો વડો બનાવવામાં આવ્યો હતો, અને તે પોતાની જીતો અને ફતેહોથી તાજ મેળવવાને શકિતવાન થયો હતો. તે વેળા અનસરી નામે એક ઘણો જાણીતો કવિ હતો. શાહ મહમુદે એક વેળા પોતાના દરબારમાં એવી ખાહેશ દેખાડી કે ઇરાની પાદશાહોનો ઇતિહાસ પદ્યમાં રચવા-

માં આવ્યો નથી, અને તેથી તેણે અનસરીને માથે લેવા કહ્યું. અનસરીએ તે કરવા હા પાડી. જે વેળા અબુલ કાસીમ ફીરદોસી ગઝનીમાં આવી લાગો. તુસનો અમલદાર ઘણોજ ઘાતકી અને ગેરઇન્સાફી હતો અને ફીરદોસી અને તેના કુટુંબને તેનેથી બહુ ખમવું પડયું હતું. ફીરદોસી શાહ મહમુદના ઇન્સાફી રાજ્યની વાત સમજી ખુશી થઇ ગઝની જવાનું અને ત્યાં તુસના અમલદારની ફરિયાદ તેની આગળ કરવાનો વિચાર કીધો. તે તેની સાથ શાહનામાનો કેટલોક ભાગ કે જે ઝોહાક અને ફરેદુનના દાસ્તાનને લગતો હતો કે જે તેણે પુરો કીધો હતો, તે લઇ ગયો હતો. જ્યારે ફીરદોસી ગઝની આવ્યો તે વેળા અનસરીએ સોરાબ અને રૂસ્તમના દાસ્તાનનો ભાગ પુરો કીધો હતો, કે જે દરબારમાં સર્વને પસંદ પડયો હતો. અનસરી આ ફતેહથી ખુશી થઇ પોતાના બે મિત્રો કવિ અસજાદી અને ફરરૂખીને જ્યાફત આપવાનો કસદ કીધો, અને તેણે ફીરદોસીનો બાગ તે માટે પસંદ કીધો. તે લોકના દમામદાર દેખાવ અને કિમતી પોશાકથી અંજાઇ જઇ ફીરદોસી તેઓને દરબારના કોઇ મોટા અમલદાર સમજી તેઓની મારફતે પોતાની ફરીઆદ રાજા આગળ રજુ કરવાનો વિચાર કીધો. જ્યારે ફીરદોસી તેઓ આગળ ગયો અને અનસરીને ખેરઆફીયત કીધી, ત્યારે અનસરીએ કહ્યું કે હમો કવિ છૈએ અને હમોએ શહેરની ગડબડથી દુર અત્રે એકાંતવાસમાં હમારી સાંજ હસીખુશીથી પસાર કરવાનો વિચાર કર્યો છે, અને કવિઓ સીવાય કોઇને પણ હમારા મંડળમાં દાખલ કરતા નથી. ત્યારે ફીરદોસીએ કહ્યું કે હું પણ કવિ છું. ત્યારે અનસરીએ કહ્યું કે હમારી શરત એવી છે કે હમો ત્રણે જણ અંકકી કવિતાઇ શ્લોક જોડીએ તે તમારે પુરી કરવી. જો તે તમે પુરી કરી શકો તો હમો તમને હમારા મંડળમાં જોડીશું, નહીં તો તમને છોડી જવાની ફરજ પાડીશું. ફીરદોસીએ તે શરત કબુલ રાખી.

ત્રણે જણાઓએ કવિતાઇ લીટીઓ જોડી, જેના છેવટના બોલ 'રઉશન,' 'ગુલશન' અને 'જઉશન' કરી હતા. ફીરદોસી તુરતજ એક લડવૈયાનું નામ યાદ કરી પોતાની શ્લોકનો છેવટનો બોલ 'પુશન' વાપરયો. અનસરીએ ફીરદોસીના ઘણા વખાણ કર્યા, તેને તેની નજદીક બેસાડી ખેરઆફીયત પુછી તે ઉપરથી તેને જણાયું કે તેનામાં પણ કવિતાઇ બુદ્ધિ હતી. અનસરીએ રાજા આગળ તેની ઓળખ કરાવાના બખાડા કીધા કે રખેને તે તેનો હરીફ થઇ પડે. પણ સારે નસીબે ફીરદોસીને શાહ મહમુદના વજીર સાથ ઓળખ પડી અને તે એટલો બધો તેની ઉપર મોહિત પડયો કે તેને પોતાની સાંજ રોજ તેની સાથ ગુજા-

રવા મરજી દેખાડી. એક દહાડો ફીરદોસીએ 'રૂસ્તમ અસ્પંદીયાર' નું દાસ્તાન તેની આગળ બેતબાજીમાં રજુ કીધું, કે જે તેને એટલું બધું પસંદ પડયું, કે તેને તે રાજા આગળ દેખાડવાની મરજી બતાવી. તે સાંભળી રાજા બહુ ખુશી અને અજબ થયો અને તેણે તે બનાવનાર વિષે પુછયું. વજીરે શા કારણથી તે ત્યાં આવ્યો હતો તે શાહ મહમુદને જણાવ્યું. પછી તેને રાજાની દરબારમાં દાખલ કરવામાં આવ્યો, અને ત્યાં તેણે શાહ મહમુદની વખાણમાં આગળથી વિચાર કર્યા વિના બેતબાજી જોડી, તેથી તે સર્વનો બહુ માનીતો થઇ પડયો. અનસરીએ ખુલ્લે ખુલ્લું રાજાને જણાવ્યું કે ફીરદોસી જેવો કોઇપણ નામીચો કવિતા રચનાર તે વેળા હૈયાત હતો નહીં. તેથી રાજાએ આખું શાહનામું રચવાનો તેનેજ હોકમ કીધો, અને તેની દરેક લીટી માટે એકેક સોનાનો સીકકો આપવાનો હુકમ કીધો. વળી તેને માટે એક ઘર પણ બંધાવી આપ્યું. કહે છે કે પેલો વજીર નામે ખાજેહુશન મેમનદી ફીરદોસીથી બહુ અદેખો થયો. ફીરદોસીબી તેને એટલો બધો ધીકકારવા લાગો કે પહેલા ૧૦૦૦ સીકકા સુનાના મેળવ્યા પછી તે વધુ મેળવવા તેની કને ગયો નહીં. ૩૫ વરસ સુધી ફીરદોસીએ તેની પછવાડે જેહમત ખેંચી અને તે શાહનામું અસ્પંદાદ મહિનાના અષિસ્વંધ રોજે પુરૂં કીધું. પેલા વજીરે વધુ કીનો લેવા રાજાને ખોટું સમજાવ્યું કે ગમે તેવા કાબેલ કવિને એટલા બધા ૬૦૦૦૦ સોનાના સીકકા ગમે તેવી સરસ બેતબાજી માટે આપવાનું વાજબી નથી. એમ કહી તેણે રૂપાના આપવા કહ્યું. જ્યારે તે રૂપાના સીકકા ફીરદોસીને તેની ૭૦ વરસની ઉમરે લઇ જઈ આપવામાં આવ્યા ત્યારે તે તેણે તુરત હાજર રહેલાઓને વહેંચી આપ્યા. ફીરદોસીએ પોતાની ઉતમ લીટીઓમાંથી અરબી શબ્દો ત્યાગ કીધા હતા ને સઘળા ફારસી શબ્દોજ વાપરયા હતા જેથી તેના લખાણમાં મીઠાસ અને લહેજતમાં વધારોજ થયો હતો. તેણે એક ઇસ્લામી હોવા છતાં પોતે હાથમાં લીધેલો ગ્રંથ જે દેશ અને કોમ માટે લીધો હતો, તેના આસામીઓ વાહવાહના શબ્દો પોકારે એવા સાચા પ્રેમથી, જરથોસ્તી કોમની અને ઇરાન વતનની ઉત્તમમાં ઉત્તમ સેવા બજાવી હતી.

જ્યારથી ફીરદોસીએ શાહનામું બેતબાજીમાં રચવાનો વીચાર કીધો ત્યારથી તે છેક ૮૧ વરસની બુજરગ ઉમરે તે મરણ પામ્યો ત્યાં સુધી તેની આખી જીંદગી, ઇતેજારી, ચિંતા, ફીકર અને દુખમાં ગુજરી હતી. તેના દુ:ખમાં પહેલું દુ:ખ બીજા શાયરો અદેખા બનીને તેને દરબારમાં આવતો અટકાવ્યો, તેની વાખવાણી જોઇને તેઓ શાહના કાન ભંભેરવા

લાગા. ૬૫ વરસની ઉમરે તેણે પોતાનો એકપુરો છોકરો ખોયો. ૭૧ વરસની ઉમરે ૬૦૦૦૦ સુન્નાના સીકકાને બદલે રૂપાના સીકકા મેળવ્યા. જે તરફ ધીકકાર બતાવી પોતે શાહ મહમુદ કરતાં પોતે વધારે સખી છે એવું બતાવી તેણે ત્રણ જુદા જુદા ધણીઓને તે આપી દઇ પોતે અસલ જેવો ગરીબ હતો તેવો રહ્યો. શાયરો શાહથી પણ વધારે ગુસ્સાદાર હોય છે એવું બતાવી તેની નાલાયક ચાલ માટે ગુસ્સાના અવેજમાં તેની સામે સખ્ત બેતો લખી. પછી તે ગઝની છોડી નાઠો અને દશ વરસ સુધી ઘરેઘર ભટકતો છુપાયો. અંતે પોતાનો વખત આવી લાગો અને મરણ પામ્યો. એક બાજુએથી તેની લાસ નીકળી અને બીજી બાજુએથી શાહ મહમુદે પોતાની ભુલ જોઇ પસ્તાઇ ૬૦૦૦૦ સોનાના સીકકા મોકલી આપ્યા. આટલો સીતમ પુરતો નહી હોય તેમ તેના દુશ્મનોએ મોત પછી પણ તેના શબને હેરાન કીધું અને તેના જનાજાની નેમાજ ભણવા મુલ્લાંએ ના પાડી, એવું કહીને કે તે હુશિયાર હોવા છતાં તેને પોતાની ઉમર "બદ ઘુનિયાતની તારીફમાં" ગુજારી છે. એની મતલબ એ કે તેને એક ચુસ્ત ઇસલામી તરીકે તેને જે ચાલ ચલાવવી જોઇતી હતી તેવી ચાલ ચલાવી નથી. જો કે તે ઇસલામી હતો તોપણ તે આરબ ઘુનિયાતનો નહીં હતો પણ ઇરાની ઘુનિયાતનો હતો અને તેના વખતમાં થઇ ગયલા તબરી, માસુદી, શાદી એ બધાઓ માટેજ એમજ કહેવામાં આવે છે કે તેઓના વડવાઓ પારસી જરથોસ્તીઓ હતા. તેણે જરથોસ્તી ધર્મની જાબજા વખાણ કરી હતી. કહે છે કે દહીકી નામનો જરથોસ્તી શાયર પહેલે શાહનામું બેતબાજીમાં લખવાનો હતો પણ તે ૨૦૦૦ લીટી લખી રહ્યો કે તેનું ખુન થયું અને કામ અધુરૂં રહી ગયું: આ બેતો અશો જરથોસ્તના સંબંધમાં દહીકીએ લખી હતી અને તે એમની એમ દાખલ કરવાની ખાએશ ફીરદોસીને ખુવાબમાં થઇ અને તેણે તે પોતાનામાં દાખલ કીધી. ફીરદોસી કહે છે કે તેણે જે કાંઇ કીધું છે તે તેના હાથમાં મેલાયલી ચોપડીના આધારે કીધું છે. તે પોતાનું નામું લખતાં કબુલ કરે છે કે જે કાંઇ હું બેતમાં રજુ કરૂં છું તે તો આગમજની લખાયલી વાર્તા છે. પણ પારસીઓએ આવો ઉંચો નમુનો દુનિયાના લોકો આગળ રજુ કરનાર ફીરદોસી સારૂં અત્યાર સુધી શું કીધું છે? બેશક કંઇજ નહી. ત્રીસ વરસ રંજ ખેંચી છતાં અને લાખો રૂપીઆના ગંજની આશા છતાં તે આખરે ગરીબજ હતો અને તેવોજ મરણ પામ્યો. તેણે જે શાહ ઉપર વિશ્વાસ મુકયો હતો તેજ તેને બેવફા થયો હતો. તેના દુશ્મનોએ તેનું

કાટલું કાઢયું હતું. જેણે આપણા પુરાણા પાદશાહો અને પહેલવાનોના નામો જીવતાં અને જાગતાં કર્યા હતાં. તે કહે છે કે વરસાદના પાણી અને આફતાબની ગરમીથી મહેલ જેવાં મકાનો નાશ પામશે પણ મારા આ કાવ્યથી મેં એવા એક મહેલનો પાયો નાંખ્યો છે કે જેને તુફાન અને વરસાદથી કશું નુકશાન પહોંચનાર નથી.

ફીરદોસી ફારસ પ્રાંતનો સૌથી મોટો અને સૌથી મધુર કવિ ગણાય છે. એની ભાષા ઘણીજ સાદી છે અને એની શ્લોકો ઘણીજ નરમ અને સરલ છે. એને Homer of the East કરી કહેવામાં આવે છે. Sir William Jones કહે છે કે "there is certainly a very great resemblance between the works of these extraordinary poets; both drew their images from nature herself, and both possessed in an eminent degree, the rich and creative invention which is the very soul of poetry."

ગઝનીના શાહ મહમુદે ફીરદોસીને દર બેતે એક સોનાનો સીક્કો આપવાની કબુલાત આપી હતી, તે જ્યારે તેણે નહીં પાળી ત્યારે ફીરદોસીએ જે ઠઠરાવનારી બેતો તેની વિરૂદ્ધ લખી હતી, તેમાં તે પોતાના કામને અને પોતે પોતાનેજ વખાણે છે. તે કહે છે કે ઇરાનના પુરાતન શાહો અને પહેલવાનોના નામો યાદ કરી મેં એવી તરેહની સેવા બજાવી છે કે તેથી યાને આ મારા શાહનામાંથી તારૂં પોતાનું નામ દુનિયામાં યાદગાર રહી જશે કારણ કે ફીરદોસીએ તૈયાર કીધા પછી આ બખ્તાવર નામું આ શાહને પોતાનેજ અર્પણ કીધું હતું.

વળી તે વડાઇ લઇને એમ પણ કહે છે કે ગમે તેવી મજબુત પથ્થરની ઇમારતો અને મહેલો વરસાદ અને તડકાંથી મોડેવહેલે ભાગી તુટી જશે, પણ આ શાહનામાની ઇમારતને કશો આજાબ તેઓથી પહોંચવાનો નથી; અને જમાનાઓ વહી જશે તોપણ જે બુદ્ધિમાન હશે તે સઘળા આ નામું વાંચશે અને તેના બનાવનાર ઉપર આફ્રીન કરશે. આ બાબદમાં જે ફીરદોસીએ ભવિષ્ય કહ્યું છે તે છેલ્લાં એક હજાર વરસ દરમ્યાન અત્યારસુધી તો ખરૂં પડેલું આપણે જોયું છે પણ જેને આ નામુ અર્પણ કીધું હતું તેણે તો તેના તરફ વાંકી નજરે પણ જોયું નહીં, અને ચુગલીખોર માણસોની વાતો ઉપર ધ્યાન આપીને પોતે આપેલા પાદશાહી કોલથી ફરી બેઠો હતો. આથી ફીરદોસીને ઘણું દુ:ખ લાગ્યું હતું. જોકે પૈસાની આશા નિષ્ફળ ગઇ તો શી ચિંતા, ફીરદોસીનું

નામ તો કાયમ રહ્યું છે. ફીરદોસી છેવટે કહે છે કે શાયરો તો ઘણાએ છે પણ દુનિયામાં તેના જેવો કવિ કોઇ થયો નથી; અફસોસ એટલોજ કે તે બચારાનું નસીબ જોરાવર કે બુલંદ નહીં હતું. શાહનામાની નકલ કરનારાઓએ તેમ કરતી વેળા તેમાં અનેક ફેરફારો કર્યા છે, અનેક લીટીઓ ફેરવી નાંખી છે, પણ શાહ મહમદની તારીફ અને બદગોઇના અસલ સખુનો જેમના તેમ રહેવા દીધા છે. જો ફીરદોસી ન હોત તો શાહનામુ બનવા પામત નહીં; જો શાહનામુ તેણે રચ્યું ન હોત તો ફીરદોસીનું નામ અમર થવા પામત નહીં, અને જો ફીરદોસીના દુશમનો ન હોત, તેણે શાહ તરફથી ગેરઇનસાફ થતો નહોત, તેણે સુધારક કવિના તરીકે અખત્યાર કરી પોતાના સ્વતંત્ર વિચારો જાહેર પાડયા નહોત તો ફીરદોસીનો ઇતિહાસ આજે ખેંચે છે તેવું આપણું ધ્યાન ખેંચત નહીં, તેના ઉપર પડેલાં દુ:ખો આપણને રડાવત નહીં, તેણે લખેલા દાસ્તાનો જેવી તેની પોતાની કહાણી આપણો ગુસ્સો શાહ મહમુદ તરફ ઉસ્કેરાત નહીં.

ફીરદોસી ખોદા પરસ્ત શાયર હતો, તે સુધારક કવિ હતો, તે ઇરાનને વખાણનારો, ઇરાનના શાહોને વખાણનારો અને તેઓની રાહ-રસમને વખાણનારો હતો, આપણે એટલા વટીક કહી શકીએ કે તે બહારથી ઇસ્લામી પણ અંદર ખાનેથી જરથોસ્તી હતો, કારણ કે તે જરથોસ્તીઓ તરફ ફીદા હતો અને તેમના ધર્મને બહુ માન આપનારો હતો. એક વેળા કહે છે કે શાહે ફીરદોસીને પોતાના માનિતા મિત્ર અયાજના ચહેરાની તારીફમાં બે બેતો લખવા હુકમ કીધો. તે ફીરદોસીએ તુરત બનાવીને પઢી બતાવી તેથી મહમુદ એટલો બધો ખુશ થઇ ગયો કે તે બોલ્યો કે "ખુદા તારૂં ભલું કરે ઓ ફીરદોસી! તેં આવીને મારી મીજલસને બહેસ્ત સમાન રોશન કીધી છે."

કહે છે કે ફીરદોસીની બેતો જેમ જેમ શહેરો અને પ્રાંતોમાં પ્રખ્યાતી પામતી ગઇ તેમ તેમ તેનાં લખાણોની માગણી થવા લાગી અને કેટલાક અમીરો મોટી મોટી રકમ આપી આ દાસ્તાનો ખરીદ કરતા હતા. તે જમાનામાં છાપવાનો હુન્નર ન હતો તેથી હાથની લખેલી નકલો મોટી કિંમતે વેચાતી હતી. એક વેળા રૂસ્તમ અને અસપંદીયાર વચ્ચેની લડાઇનું દાસ્તાન ફીરદોસીએ ફક્રઉલ દઉલત નામના અમીરના બેટા રૂસ્તમ ઉપર મોકલાવી, ત્યારે તે એટલો ખુશી થઇ ગયો કે તેણે ૫૦૦ સોનાના સીક્કા તે ચોપડી લાવનારને તથા ૧૦૦૦ સોનાના સીક્કા ફીરદોસીને ભેટ આપ્યા હતા ને કહેવડાવ્યું હતું કે જો તું મારી દરબારમાં આવી વસે તો હું તુને નીહાલ કરૂં.

જ્યારે તે ગજની શહેર છોડી ગયો ત્યારે એવી મતલબની બે બેતો લખી ગયો કે શાહ મહમુદની દરબાર એક એવો મોટો દરિઓ છે કે જેનો કિનારોજ નથી, તોપણ તે દરિયામાં મેં હજારો ડુબકીઓ મારવા છતાં તેમાંથી મારા હાથમાં એક દેરમ જેટલી કિમતની સીપ પણ આવવા પામી નથી. આથી મહમુદને બહુ દુઃખ લાગ્યું ને તે દલગીર થયો. તે ઝઇફ કવિ હવે કોહિસ્તાનથી બગદાદ ને બગદાદથી તુસ જવા નીકળ્યો. એક દહાડો બજારે જતાં તેણે એક છોકરાને આ બેતો બોલતાં સાંભળ્યો.

અગર શાહરા શાહ બુદી પેદર
બસરે બર નેહાદી મરા તાજે જર.

આ બેત તેને શાહ મહમુદ તરફના ગેરઇનસાફને માટે રચી હતી. એનો અર્થ એ કે જો શાહ મહમુદનો બાપશાહી તોખમનો હતે તો તે મારા માથા ઉપર સોનાનું તાજ મેલતે. મહમુદનો બાપ સબકતગીન પણ ગીજનીનો શાહ હતો. પણ તે આગલા શાહનો વારસ નહીં પણ તેનો ગુલામ હતો અને શાહનું ખુન કરી તે તખ્ત પચાવી બેઠો હતો. આથી ફીરદોસી મહમુદને તાનો મારે છે કે તારો બાપ કાંઇ શાહ નહીં પણ ગુલામ હતો તેથી તેં મારી સાથની કબુલાત તોડી હતી. હવે આ બેત સાંભળતાંજ ફીરદોસી બેહોશ થઇ ગયો તેનું દીલ જખમી થયું અને ઘર પુગતાંજ મરણ પામ્યો. તે મરણ પામ્યો કે તેના સંકટોનો છેડો આવ્યો ખરો પણ એક મુસીબત બાકી હતી, "તેને બદ બુન્યાતની તારીફ કરનાર (પારસીઓના શાહોની સ્તુતી ગાનાર ગણીને) તેના જનાજાની નીમાજ ભણવાની તુસના મુલ્લાંએ ના પાડી. પણ તેજ રાતે તે મુલ્લાંએ સ્વપનો જોયો, જેમાં એક મોટો મહેલ જોઈ તે તેમાં દાખલ થયો. ત્યાં એક ઝલકતું તખ્ત હતું. તે બાબે પરપુછ કરતાં માલમ પડયું કે તે ફીરદોસી તુસી માટે હતું. એજ વખતે ફીરદોસી ત્યાં લીલો જામો પહેરી હાજર થયો. મુલ્લાંજી અચરત થઈ તે બહેસ્તી રવાનને પુછ્યું, કે આવો મરતબો તુને કયાંથી મલ્યો. જવાબ મલ્યો કે "ખુદાતાલાની સ્તુતિમાં મેં બેતો લખી છે તેથી. હવે આ માત્ર એક કહો છે કે ફીરદોસી ખરેજ એક ખોદા પરસ્ત હતો. મુલ્લાંજી જે ભુલમાં ફીરદોસીને કાફર માનતા હતા તેમને પોતાની ભુલ જોઈ ખાબથી બીદાર થઈ, ફીરદોસીની કબર આગળ જઇ નિમાજ પડયો અને પોતાની તકસીરની દરગુજર ચાહી.



# જુવાનીનો શુભ ઉપયોગ.

નાહાનપણુ અને જુવાનીનો વખત જીંદગીમાં ઘણો અગતનો વખત ગણાય છે, અને તે ઉપર ભારે જોખમદારી અને જવાબદારી રહે છે. કારણકે એક જવાન નર કે નારી પોતાની જવાનીનો જેમ સારી યા માઠી રીતે ઉપયોગ કરે તે ઉપર તેને પોતાને તથા સર્વને ફાયદા યા ગેર-ફાયદા થવાનો ઘણો આધાર રહે છે. બાળપણુ અને જવાની એક ખીલતાં ફુલ સમાન છે. જેમ સુરજમુખીનું ફુલ આફતાબ તરફ હમેશ ફરતું રહે છે તેમ બાળપણુ અને જુવાની ઉત્તમ સદગુણોનો છાપ લેવાને અને તેઓને વહેવારમાં મુકવાને તૈયાર હોય છે. જેઓ તેને શુભ વલણુ લેવા દે છે તેઓ આખર ઘણા સુખી અને ખુશાલ રહે છે. જેઓ તેને ઉલટી રીતે વલણુ આપે છે તેઓ આગળ જતાં પોતાને બહુજ દુઃખી અને કંગાળ કરે છે, એટલુંજ નહીં પણુ બીજાંઓનેબી દુઃખી કરે છે. જુવાની જીંદગીનો બહાર છે. તેનો શુભ ઉપયોગ બુઢાપામાં સો ઘણો બદલો પમાડે છે. જેઓ જુવાની શુભ રીતીએ વાપરે છે તેઓ ઘડપણમાં હસીખુશીભર્યા રહે છે અને લાંબી જીંદગી ભોગવવા ભાગ્યશાળી થાય છે. જેઓ તેનો ગેરઉપયોગ કરે છે તેઓને ઘડપણમાં પસ્તાવો અને અફસોસ કરવો પડે છે. Father william એ પોતાની જીંદગી કેવી રીતે ગુજારી તે જુવાન્યાઓને જાણુવાલાયક હોવાથી નીચે જણાવું છું :—

In the days of my youth, Father William replied,
I remember'd that youth would fly fast,
And abused not my health and my vigour at first,
That I never might need them at last.
I thought of the future, whatever I did
That I never might grieve for the past.
In the days of my youth I remember'd my God
And He hath not forgotten my age.

અરે જુવાનો! તમો નભરવસ ના રહેતા કે જુવાની હંમેશાં રહેશે. દુધનો ઉભરો અને જુવાનીનું જોબન થોડીવારજ રહે છે. ગએલી જુવાની પાછી આવતી નથી. કહેવત છે કે ઉજડ જગા ફરીથી વસે, નિર્ધન કોઇ દીવસ ધનવાન થાય, પણુ જુવાની જે જાય તે પાછી નહી મળે.

માટે જુવાનીને ડહાપણ અને જુગતીથી જોગવજો. ધન્ય છે તે જુવાન નર કે નારીને જે પોતાની જુવાનીની અગડરીમાં મસ્ત નહી થતાં નમનતાઇથી નેક વિચારે, નેક બોલે અને નેક કામો કરે. ધન્ય છે તે જુવાન નર કે નારીને કે જે ખુદાનો ડર રાખીને અંતઃકરણના અવાજને માન આપી ભલી વર્તણુક રાખે. અંતઃકરણના અવાજને માન આપી ચાલવાથી આપણા આત્માને ઘણું સુખ મળે છે.

The greatest English Poet says :–I feel within me
A peace above all earthly dignities
A still and quiet conscience.

જુવાનીમાં સુસ્તી અને આલસાઇ છોડી મહેનત કરો. જઇફી અને બુઢાપામાં તેટલું જોર રહેશે નહી. કુદરતે જુવાની સાથે હિમત અને મોટી મોટી આશાઓ જોડી છે તે સારી નેમથી જોડી છે.

જુવાનીમાં વિદ્યા, દોલત, પરાક્રમો અને નામદારી મેળવવાની કોશેશ કરવી જોઇએ કે જેથી દુન્યામાં નામ જાણીતું થાય. વળી ખુદાનો ડર અને મોતનો વિચાર પણ કરતા રહેવું. જો એવી રીતે જુવાનીનો ઉપયોગ કરશું તો કદી પસ્તાવામાં પડશું નહી. જુવાનીમાં અનુભવ કાચો હોવાથી ઘણી વખત નાઉમેદી ખમવી પડે છે પણ તેથી ડરી જવું નહી જોઇએ. દરેક નિષ્ફળતા એક અજમાયશનો સફો આપણી જીંદગીની કેતાબમાં ઉમેરે છે. Lord Bacon નામનો મોટો ફીલસુફ કહે છે,

Young men are fitter to invent than to judge; fitter for execution than for counsel; and fitter for new projects than for settled business. The errors of young men are the ruin of business; but the errors of aged men amount but to this, that more might have been done or sooner.

જુવાનોથીજ સહાસ કર્મો થાય છે, રાજાથી રંક લગી જેઓ પોતાના નામો એક યા બીજી રીતે અમર કરી જાય છે, તેઓની એક સારી સંખ્યા ડહાપણભર્યા સાહસકર્મો કરનારાઓની છે. ઇરાની પાદશાહ પેહલવાનોનાં દાસ્તાનોપરથી એવા સાહસકર્મો જણાય છે. જેમ કે ફરેદુને જોહાક જેવા જુલમગારને મારીને તેના સ્વદેશને છુટાપણું આપ્યું, તે તેણે જુવાનીમાંજ કામ કર્યું હતું. કેખુસરૂએ જુવાનીમાંજ અફરાસીયાબના હુમલાથી ઇરાનને બચાવી લીધું હતું. રૂસ્તમ અને સોહરાબના જુવાનીનાં પરાક્રમોનાં દાસ્તાનો ગમે તેવા સુસ્ત જવાનને મરદાનગી માટે ઉસકેરવાને પુરતાં છે. સાઇરસ પાદશાહે હખામનીઆન શેહેનશાહતનો અને અરદેશીર

બાબેગાને સાસાનીયન શેહેનશાહતનો પાયો નાખ્યો હતો. તેઓના મહાભારત કામોની શરૂઆત જુવાનીમાંજ થઇ હતી. સીકન્દરે જુવાનીમાંજ દુનિયાનો મોટો ભાગ જીતી લીધો હતો. અશો જરથોસ્તે જુવાનીમાંજ દુશ્મનો સામે લડી અસલી દીનમાં સુધારો વધારો કરી નવી દીન ફેલાવી હતી. કલાઇવે હિંદની બ્રીટીશ શેહેનશાહતનો પાયો જુવાનીમાંજ નાંખ્યો હતો. એ પ્રમાણે અનેક મહાન પુરૂષોએ શું રાજદ્વારી કે શું સંસારી, શું વિદ્યાને લગતા કે શું ધર્મને લગતા, કે શું બીજી હરેક તરેહનાં, પોતાનાં પરાક્રમો જુવાનીમાંજ કરી ગયા છે. લોર્ડ બેકન કહે છે તેમ,

Young men in the conduct and manage of actions embrace more than they can hold; stir more than they can quiet; fly to the end without consideration of the means and degrees; pursue some few principles which they have chanced upon absurdly; care not to innovate, use extreme remedies at first, and that which doubleth all errors will not acknowledge or retract them; like an unsteady horse that will neither stop nor turn.

જુવાનીમાં જોર તથા જરનો સંગ્રહ કરશો અને તેને જાળવશો તો બુઢાપામાં તનદરોસ્ત અને સ્વતંત્ર રહેશો. જુવાનીમાં નેકનામી મેલવશો તો બુઢાપામાં એવડું માન મલશે. જુવાની ખોઇ દેશો અને સુસ્તીમાં વહી જવા દેશો તો ઘડપણમાં માથે હાથ દેવો પડશે.

જુવાનીમાં મનશકિત ઘણી અજબ રીતે ખીલતી જાય છે અને ઘણી ચીજ યાદ રાખી શકાય છે. માટે જુવાનીના વખતમાંજ શુભ કામોનો કોઠાર ભરી રાખવો જોઇએ, કે જે કોઠાર ઘડપણના સખત શીયાલામાં સારી રીતે કામ આવી શકે. જુવાનીમાં શરાબ તન અને મન ઉપર ખરાબ અસર કરે છે. જુવાનીમાં બેઅંદાજે મોજ જીંદગીને નાદરૂસ્ત બનાવી જલદીથી તેનો ઘાટ લાવે છે. જુવાનીમાં નિરઅંકોશપણું લગામ વગરના ઘોડાની હાલત છે. જુવાનીમાં અયાસીપણું હરીફોના હાથમાં હસી કાઢવાનું સાધન થઇ પડે છે. જુવાનીને માટે સૌથી સરસ નિયમ એ છે કે થોડું બોલવું, ઘણું સાંભલવું અને ઘણું વિચારવું. પોતાના કાચા અને બીનઅનુભવી મત ઉપર ઘણો વિશ્વાસ ન રાખજો. બુઢાઓની શીખામણ અને અનુભવીઓની સલાહ માન આપવા લાયક હોય તો માનવી, નિરદોશ અને નિષ્કપટ રહેવું. આપ બળ ઉપર આધાર રાખવો, ખરૂંજ બોલવું અને જેવું વિચારવું તેવુંજ બોલવું. બોહોતાલાનો ડર રાખવો. વડાંઓને માન આપવું. બરોબરીઆંઓ સાથ

પ્રીતિથી વર્તવું, ઉતરતાંઓને અપમાન આપવાથી દુર રહેવું, મનના હવસો ઉપર કાબુ રાખવો, પાકદામની જાલવવી, ગુસ્સો, મીજાજ અને મગરૂરીની કેફમાં લીન થઇ જવું નહીં, જેમ જેમ ફત્તેહ મલતી જાય તેમ તેમ નમનતાઇ પકડતાં જવું, ખરાબ માણસોની સંગત રાખવી નહીં અને સારી સોબતથી નફો મેલવતાં રહેવું. અવિચારીપણું, ઉડાઉપણું, અને ઉછાછલાપણું નાદાન વયમાં ઘણું જોવામાં આવે છે, માટે જુવાનોએ ચોંપ રાખવી ને તેઓથી પોતાને સંભાલતા રહેવું. અવિચારીપણું હમેશ પસ્તાવા સીવાય બીજું કાંઇ ફળ આપતું નથી. ઉડાઉપણું જલદીથી તંગીમાં લાવી નાખે છે. ઉછાછલાપણું વારેઘડીએ ખતા ખવાડે છે.

જુવાનીમાં મોજમજાહ તરફ દીલ ઘણું લાગે છે માટે તે બનતા આંકાશમાં રહી કરવી. હદથી જ્યાદે મજાહ ઉલટું નુકશાન કરે છે. ઉત્તમ અને ખાલેસ મજાહ વિદ્યાહુન્નરનું જ્ઞાન મેળવવામાં છે, અને તે જ્ઞાન ચહડતી જવાનીમાં ચાલુ સહેલાઇથી મેળવી શકાય તેટલું પાછળથી મેલવી શકાતું નથી માટે જુવાનીમાં વિદ્યા હુન્નરની તથા જ્ઞાનની જેટલી મોજમજાહ મેળવાય તેટલી મેળવવી, કારણ કે તે મોજમજાહ કદી પણ અવગુણ કરશે નહી. એક દાનાવના સખુન યાદ રાખવા જોગ છે.

Youth is the spring of life, and by this will be determined the glory of summer, the abundance of autumn, and the provision of winter. It is the morning of life and if the sun of Righteousness does not dispel the moral mists and fogs before noon, the whole day generally remains overspread and gloomy. It is the seed time and "what a man soweth, that shall he also reap." Everything of importance is affected by religion in this period of life.

શેખશાદી કહે છે કે, "જુવાનીની મસ્તીમાં જબરદસ્તી મા કર. જવાની એક દરીયાના મોજા સમાન છે જે જેમ થોડા વખતમાં બુલંદી ખોઇને નીચો પડી જાય છે તેમજ જુવાનીનો જુસ્સોબી હમેશાં ટકી શકતો નથી. ઉકલતાં દુધના જુસ્સા જો પોતા ઉપર કાબુ રાખીને કઢાઇમાં સમાઇ નહી રહે તો તે તેની બાહેર રાખમાં પડે છે, તેમ જો તું જુવાનીમાં જુસ્સો દાબી નહી રાખશે તો તે તું ચંદરોજમાં ખોટી રીતે ગુમાવશે. જો તુંજમાં જોર છે તો તે એક જીરદસ્તને આજાર દેવામાં મા ખરચ, પણ તે એક જબરદસ્ત જે જીરદસ્તને દુઃખ દેતો હોય તેથી તેનો બચાવ કરવામાં કામે લગાડ."

સર વૉલ્ટર રૅલી કહે છે કે 'તારી જુવાનીનો એવો ઉપયોગ કર કે જુવાની જતી રહેવા પછી જ્યારે તું તે યાદ કરે, ત્યારે તુંને દલગીરી ન લાગે પણ આનંદ થાય. તું જવાન હશે ત્યારે ધારશે કે જુવાનીનો છેડો આવનારજ નથી, પણ લાંબામાં લાંબા દહાડાની પણ સાંજ હોય છે, અને દરેક દહાડો એકજવાર આવે છે તે કદી પાછો ફરતો નથી. વસંત રૂતુ જલદી જતી રહે છે, તેના જેવી જુવાની છે. વાસ્તે એક લાંબી અને સુખી જીંદગીને માટે જે જે ચીજ અગત્યની હોય તે તારી જુવાનીમાં વાવી તથા રોપી રાખ. જુવાન પુરૂષોએ લોભ લાલચથી દુર નાહાસવું જોઇએ. તેઓની સર્વથી મોટી સલામતી, લલચાવનારી ચીજો તરફ બેદરકાર રહી, ખરાબ સંગતો અને કુટેવો જે જુવાનીમાં કેટલાકોમાં પડે છે તે શરૂઆતથીજ ત્યાગ કરવી અને દાબી દેની જોઇએ, તેજ તેઓની જીંદગીનો આસ્તે આસ્તે નાશ લાવે છે. જુવાન્યાઓએ દોસ્તો તથા સાથીઓની પસંદગી કરવામાં બહુ સંભાળ રાખવી અવશ્યની છે. જુવાનોના અંતકરણો ઘણું કરીને સારો સ્વભાવ, ચાલાકી, દીલહરણ કરનારી ચાલચલણ, અને ખુશ મીજાજ તરફ ખેંચાય છે, અને જો કે તેવા ગુણો ખરેજ સભ્યતાવાળા, અને તે સાથે ઉપયોગી તથા કીમતી છે પણ એટલા ગુણોથીજ કાંઇ સરતું નથી, તેમાં કાંઇક વધારાની જરૂર છે, જેવા કે સારી સમજશકિત, મજબુત મગજ, ઉતમ રીતભાત, સદગુણો તથા આબરૂ તરફનો મજબુત પ્યાર, એ સર્વનું માત્ર દોસ્તીનો પાયો મજબુત બનાવે છે.

પાદશાહ નોશેરવાન આદીલની શીખામણ જુવાનીયાએ ધ્યાનપર લેવા જોગ છે. તે કહે છે કે 'તારી દયાનત પાક રાખજે, ઇનસાફની રાહે ચાલજે, બંદગીમાં મશગુલ રહેજે, દુઃખીઓને સહાય થજે, કેળવણીનો ફેલાવો કરજે, ખરાબ માણસોને સજા કરજે, સારાં માણસને મદદ કરજે, ડાહ્યાં માણસોની સલાહ લેજે, સાચ્ચું બોલજે, સ્વતંત્ર થજે, સર્વનાં સુખમાં તારૂં સુખ સમજજે, જો તું આ શીખામણો પ્રમાણે ચાલશે તો ખોદાતાલા તારી બંદગી કબુલ રાખશે, તારા દોસ્તો તુને ચાહશે, તારા દુશમનોનો નાશ થશે, ને આલમના લોકો તારા ઉપર મધન રહેશે.



# અવસ્તામાં જણાવેલો અખ્ત જાદુગર અને તેના સવાલો.

આવાં યસ્ત ફકરા ૮૧ માં નીચે મુજબ ખુલાસો અખ્ત જાદુગર વિષે મલે છે :—

"તેણીને ગોસ્ત ફ્રીઆને આરાધી, ત્યારે તેણીથી માગ્યું કે અશે ખુબીવાળી, ઘણો ફાયદો કરનારી તથા નિર્મળ અર્દ્વીસુર, તું મને આ બક્ષેશ આપ, તે એ કે બુરા દાનેશવાળા તથા દોજખી અખ્ત (જાદુગર) ને જેર કરનારો હું થાઉં. વળી તે ખરાબ દાનેશવાળો તથા દોજખી અખ્ત જાદુગરે અદેખાઇથી પુછેલા ૯૯ સવાલો જે મને પુછે તેનો હું પાછો જવાબ આપું."

ઉપલા ફકરા ઉપરથી જણાય છે કે અખ્ત નામના એક પાપી જુલમગાર જાદુગરે અદેખાઇથી, એટલે જો જવાબ નહી આપે તો મારી નાખવું, એવી મતલબથી ગોસ્ત ફ્રયાન નામના શખ્સને ૯૯ સવાલો પુછ્યા હતા, જેના ખરા જવાબ આપવાને પહેલાં ગોસ્ત ફ્રયાને આવાં ઇજદની રંઘહા નદી આગળ સ્તુતિ કરી પોતે તેમાં ફતેહ મળે એવું ઇચ્છયું. એવીજ મતલબનું લખાણ આપણુને માદીગાને ગોસ્ત ફ્રયાન નામની પેહેલવી કેતાબમાં મળે છે. એ કેતાબના ૩૬ ફકરામાં અખ્ત જાદુગરને ગોસ્ત ફ્રયાનના બનેવી તરીકે જણાવ્યો છે. ગોસ્ત ફ્રયાને જે રંઘહા નદી આગળ આવાં યજદની આરાધના કીધી હતી, તે રંઘહા નદીને પ્રો૦ હારલે ઝકઝારતીસ સાથ સરખાવે છે. ઉપલી પેહેલવી કેતાબમાં અખ્ત જાદુગર વિષે જણાવે છે કે તે ૭૦૦૦૦ માણુસનાં લશ્કર સહીત ઉખ્યાણું ઉકલાવનારાઓનાં શેહેર તરફ તે ગયો અને લોકોને નીચે પ્રમાણે સવાલ કર્યો :—"આ દુન્યાનું બેહેસ્ત સરસ, કે મીનોઇ દુન્યાનું?" સઘળાઓએ મીનોઇ દુન્યાનું બેહેસ્ત સરસ કરી કહ્યું, તેથી તેણે તેઓને ખોટા ગણી કહ્યું કે તમને મીનોઇ દુન્યા ગમે છે તો ત્યાંજ જાઓ, એમ કહી તેણે તેઓને મારી નાંખ્યા હતા.

એ રીતે કહે છે કે તેણે ઉપલા એકજ ભેદી સવાલ માટે ઇજશ્નને કરનારા યોજદાથ્રેગર ૯૦૦ માજી ધરમગુરૂઓને તેમજ સ્પીતમનાં ખાનદાનની ઘણી ધર્મી એવી નવ છોકરીઓને મારી નાખ્યાં હતાં. સેવટે એક શખ્સે તેને

કહ્યું કે આ નીરદોશ લોકોને શું કામ કતલ કરે છે? આજ શેહેરમાં ખોદાઇ ગ્નાનથી વાકેફ એવો એક ધર્મિ ગોસ્ત ફ્રયાન નામનો શખ્સ રહે છે તે તારૂં ઉખ્યાણું ઉકલાવશે, તેથી અખ્તે તેને તેડી મંગાવ્યો અને તેમે કેહવડાવ્યુ કે હું તુંને ૩૩ સવાલ (કારણ કે ઉપલા ૯૯ સવાલોમાંથી પેહેલવીવાળાઓને ઉપલા તેત્રીસજ સવાલો મળી શકયા હોય એમ દીસે છે) પુછવા માગું છું જેના વાજબી જવાબ નહીં મળશે તો તુંને મારી નાખીશ, ગોસ્ત ફ્રયાને તેને કેહવડાવ્યું કે તારે ઘરે હું આવી શકતો નથી, કારણ કે તારા ગલીચા તળે મેલી મુરડાલ વસ્તુઓ મેલેલી છે, તેથી એવી જગાએ મારી મદદે આવેલા અમશાસ્પંદો આવી શકે નહીં. જાદુગર લોકો હમેશાં પોતા પાસે મુવેલાં માણસની ખોપરી હાડકાં વગેરે ચીજો રાખે છે. જે વેળા અશો જરથોસ્ત ગુસ્તાસ્પની દરબારમાં જરથોસ્તી ધર્મ સમજાવવા ગયા ત્યારે પણ દીન દુશમનોએ તેમના બીછાના તળે એવી મુરડાલ વસ્તુઓ મુકાવી તેની ઉપર જાદુગર હોવાનો દાવો માંડયો હતો, છતાં પણ સેવટે અશો જરથોસ્તનીજ ફતેહ થઇ હતી. બે વાર ગાલીચો બદલ્યા બાદ અખ્ત જાદુગરે નીચલા ૩૩ સવાલો કર્યા જેના ગોસ્ત ફ્રયાને નીચે મુજબ જવાબો વાલ્યા :—

૧ લો સવાલ—આ દુન્યાનું બેહેસ્ત સરસ કે મીનોઇ દુન્યાનું? જ—ઓ દરવંદ દોજખી જુલમગાર! આ દુન્યાનું બેહેસ્ત સરસ, કારણ આ દુન્યામાં સારાંનાં કામો કરીએ તોજ પેલી દુન્યામાં ઉત્તમ બેહેસ્ત પામીએ, આ જવાબથી અખ્ત જાદુગર બેશુદ્ધ જેવો થઇ ગયો ને તેનો પુરો જવાબ આપી ન શકાવાથી ૯૦૦ મોબેદો તેની તલવારના ભોગ થઇ પડયા હતા. સ૦—(૨) અહુરમજદની પેદાયશમાં એવું કયું પ્રાણી છે જે પગ ઉપર ઉભું રહે છે તેનાં કરતાં પાછલા ભાગ ઉપર બેસે છે ત્યારે વધારે ઉંચુ દીસે છે? જ૦—કુતરો. સ૦—(૩) અહુરમઝદના પેદા કીધેલાં પ્રાણીઓમાં એવું કયું છે કે જે ચાલે છે, છતાં તેના પગબી જમીનપર પડી નથી રહેતા? જ૦—ચલ્લી. સ૦—(૪) અહુરમજદની પેદાશમાં એવું કયું પ્રાણી છે કે જેનો દાંત શીંગડાં જેવો અને જેનું શીંગડું માંસવાલું છે? જ૦—અશો સરોશ યજદનું પક્ષી એટલે મરઘો, જેના વાસવાથી જીંદગીની મુસીબતો દૂર થાય છે, (અહીંઆં દાંત તે તેની ચાંચ અને એનું શીંગડું એટલે માજર જે લાલ માંસ રૂપી ચામડાંની બનેલી છે તે.) વંદીદાદની ૧૮ મી ફરગરદમાં પરોદર્શ મરઘાને સરોશ ઇજદના ફરમાન પ્રમાણે ચાલનાર ગણ્યો છે, અને એ મરઘા માટે આ બંદના લખનારે આ ચોપડીનાં પહેલા ભાગમાં એક પેપર લખ્યું છે. સ૦—(૫)

નાની છરી ભલી કે થોડું ખાવું ભલું? જ૦—થોડું ખાવા કરતાં નાની છરી ભલી, કારણ કે ખાધા આગમજ બાજ ધરવા માટે બરસમની જરૂર છે.

આ સવાલની મતલબ એ કે સેહેજ ખાતી વેળાએ બાજ નહી ધરીએ તો ચાલે કે? જવાબમાં કહે છે કે ગમે તેવું થોડું ખાવાનું બી હોય, તોપણ બાજ ધરવા માટે બરસમ કાપી લાવવા છરી પહેલાં જોઇએ, તે વગર ચાલે નહીં, કારણ કે વગર બાજે ખાધેલો થોડોબી ખોરાક પેટમાં પવન ઉત્પન્ન કરે છે. આ ઉપરથી જણાય છે કે બાજ ધરવાનો રેવાજ છેક પુરાણા વખતનો છે. બરસમ તે દાડમ, છીના, અથવા વગર કાંટાંવાલી ઝાડની પતળી ડાંખલીઓ, જેને બદલે હાલમાં મોબેદો ધાતુના તાર વાપરે છે.

સ૦—(૬) કઇ ચીજં સંપુર્ણ છે, કઇ અર્ધી સંપુર્ણ અને કઇ કદી સંપુર્ણ નથી? જ૦—જે સંપુર્ણ છે તે આ દુનિયાની દોલત તથા બલથી મેળવેલી કીર્તી છે, જે મેલવનારનું રવાન મરણ બાદ બી અશો હોય. જે અર્ધું સંપુર્ણ છે તે આ દુનિયાની કુદરતી કંગાળીઅત, પણ જે ધરાવનારનું રવાન મરણ બાદ અશો હોય. અને જે કદી સંપુર્ણ નથી તે આ દુનિયાની કંગાળીયત, જે ધરાવનારનું રવાન મરણ બાદ પાપી હોય.

એની મતલબ એ કે જેઓ આ દુનિયામાં દાદાર અહુરમજદના કાયદા પ્રમાણે અશોઇથી અને ઉદ્યોગ કરી મહેનત અને ખંતથી દોલત દરજજો મેળવે અને તેનો ઉપયોગ બીનસવાર્થી પરમાર્થી કામો કરવાં પાછળ કરે તો તેનું રવાન સંપુર્ણ ગણાય. જેઓ અશો જીંદગી ગુજારે પણ દોલત દરજજો ન હોવાથી અને ગરીબાઇને લીધે પેહલાના જેટલો પરમાર્થ ન કરી શકે તેઓ અર્ધ સંપુર્ણ ગણાય, અને જેઓ અહુરમજદના કાયદાથી ઉલટા ચાલી પાપી જીંદગી ગુજારી પોતા ઉપર કંગાળીયત ખેંચી લાવે તેનું રવાન મરણ બાદ તદન અપુર્ણ છે. તેઓ કુજને રસ્તે જવાથી પોંતાના રવાનની વૃદ્ધિ કરી શકતા નથી.

સ૦—(૭) એવી કઇ ચીજ છે જે માણસ છુપાવી રાખવા ઇચ્છે છે પણ તેમ કરી શકતા નથી. જ—બુઢાપો જે કોઇથી છુપાવી શકાય નહીં. સ૦—(૮) એવો કયો માણસ તૈયાર છે જે મોતના દેવને જોઇને પછી મરણ પામે છે અને તે જયારે મરણ પામે છે ત્યારે પાછો જીવતાં તરફ જવા માંગે છે. જ૦—એક તો જે માણસ હોમનો રસ પીતો નથી અને અહુરમજદની બંદગી કરતો નથી; બીજો જે માણસ પરણવા લાયકની ઉમરનો છતાં પરણતો નથી; ત્રીજો જે માણસ અશો લોકોને ખેરાત આપતો નથી અને અહુરમજદની બંદગી કરતો નથી તથા કોઇને કહેવા છતાં ખેરાત કરતો નથી. એની સમજ એ કે જીવતાં જીવત મુવેલો કોણ? જવાબમાં કહે છે કે તે માણસનું જીવતર ફોકટ કે જે કોઇ અહુરમજદની બંદગી કરી તેનાં

ફરમાનને અનુસરીને આવી પરહેજી જીંદગી ગુજારી બની શકતો પરોપકાર ન કરે તેનું જીવવું નકામું સમજવું. સ૦ (૯) કેટલે મહીને હાથી, ઘોડો, ઉંટ, ગધેડો, ગાય, મેંઢું, કુતરૂં, કુકકર, બિલાડું તથા બાયડી પોતાનાં બચ્ચાંને જન્મ આપે છે? જ૦—હાથીની માદા ત્રણ વરસે, ઘોડી, ગધેડી તથા ઉંટની માદા બાર માસે, ગાય તેમજ ઓરત નવ માસે, મેંઢી પાંચ માસે, કુતરી તથા કુકકરી ચાર માસે અને બીલાડી ૪૦ દીવસમાં. સ૦ (૧૦) કયું માણસ વધારે મોજશોખ અને સગવડમાં રહી શકે છે? જ૦—જે બીજા કરતાં વધુ બેપીકર, સંતોષી અને દોલતવાન હોય છે તે. સ૦ (૧૧) આ દુનિયની એવી કઇ ચીજ છે કે અહુરમજદ અને અમશાસ્પંદને મલતી છે? જ૦—એક દેશનો રાજા અહુરમજદ જેવો છે, તેનું રહેઠાણ રોશન ગરોથમાન જેવું છે, તેના વજીરો તે અમશાસ્પંદો જેવા છે તથા બીજા ઉદ્યોગી હુશિયાર માણસો આકાશના બીજા નાના તારા માફક છે. સ૦ (૧૨) વધુ ફાયદાકારક અને સ્વાદિષ્ટ ખોરાક કયો? જ૦—જે ખોરાક પ્રમાણીક મહેનતથી મેળવ્યો હોય અને ભલાં કામો કરી અને ફરજ બજાવી ખાધો હોય તે. સ૦ (૧૩) કઇ ચીજ સંખ્યામાં એકકો છે, કઇ દુગી છે અને કઇ તીગી, ચોગી, પંચી, છગી, સત્તી, અઠ્ઠી, નવવી તથા દસ્સી તરીકે જાણીતી છે? જ૦—જે એકકો તે ખોરશેદ કે જે આખી પૃથ્વીને રોશની બક્ષે છે. જે દુગી તે દમ જે અંદર લઇએ છીએ તેમજ બહાર કાઢીએ, ને તીગી તે હુમત હુખ્ત અને હવરસ્તનું જરથોસ્તી ફરમાન. ચારની ચોગડી તે પાણી, જમીન, ઝાડપાન અને જાનવર, પાંચની પંચી તે પાંચ કયાની પાદશાહો. કોઇ પાંચ ગેહ કરી કહે છે, છગીનો છેરો તે છ ગાહામબારો, સતીનો સીલસીલો તે સાત અમશાસ્પંદો. અઠ્ઠીનો આંઠ તે આઠ પહોર, નવીનાં નંગો તે માણસનાં શરીરમાંનાં નવ બાકાં અને દસીનો દસકો તે બંને હાથના દસ આંગળાં.

ડૉ૦ વેસ્ત કહે છે કે બધા પેહેલવી હસ્તલેખોમાં ૧૩ માં સવાલ પછી ૨૩ મો સવાલ લખ્યો છે. ૧૩ માં સવાલમાં જે ૧૦ સવાલો છે તે જુદા લઇએ તો બરાબર તેની પછી ૨૩ મો આવે. જોકે બીજા સવાલોમાં તો એકથી વધુ સવાલો સમાવેલા છે.

ડૉ૦ પે. કુ ભરૂચાવાળી "નસીહતના બાગ" ની ચોપડીમાં જે સવાલોમાં એકથી વધુના સમાવેશ થયલો છે તેઓને જુદા પાડી જુદા જુદા ગણવામાં આવ્યા છે, અને બીજા કેટલાક જે ડૉ૦ વેસ્તની ચોપડીમાં આપ્યા નથી તે નવા ઉમેરેલા દીસે છે અને એમ કરી તેત્રીસનો અડસતો લાવી મેળ્યો છે. તે ઉમેરેલા સવાલોની કાંઈ પણ શાહદત નહી હોવાથી તે ઉપર અતરે ધ્યાન ખેંચવું વાજબી દીસતું નથી.

# પેગામ્બરી દાવો કરનાર માની અને તેના પંથવાળાઓએ ઈરાનમાં કીધેલી ખરાબી.



તવારીખમાં આવેલા મજદક અને માનીના નામો કોઇ મોટાં કુકર્મો માટે જાણીતાં છે અને તેવાજ કામો માટે એ બોલો વપરાય છે. માની ઇરાની પુરૂષ સાસાની ટોળાના વખતમાં હસ્તી ભોગવી ગયો હતો. ઇરાનમાં સાસાની ટોળાના પહેલા સ્થાપક અરદેશર બાબેગાને પુરાતન જરથોસ્તી મઝહબને તેની બગડી ગયલી અને પરાગંદે થએલી હાલતમાંથી પાછો સજીવન કીધો તે વખતે તેના રાજમાં માની જનમ્યો હતો. અને ત્યાર બાદ મરણ પામ્યો હતો. ત્યારબાદ મજદક પણ નાશેરવાન આદીલના બાપ કોબાદના વખતમાં જણાયો હતો. આ રીતે એ બંને ઇરાનમાં જન્મી ત્યાંજ વસી અને ત્યાં માર્યા ગયા હતા. તેઓના વિચારો ધાર્મિક વિચારોની સામે હતા. તેઓ પોતપોતાનો નવો ધર્મ સ્થાપવા માગતા હતા અને અસલ જરથોસ્તી ધર્મ મતને નુકસાન કરવાનો તેઓનો હેતુ હતો. તેઓ એટલા બધા ફાવ્યા હતા કે પોતાના જમાનાના પાદશાહનું મન પણ ફેરવી નાખ્યું હતું. તે વખતના દસ્તુરો અને દિનદારોએ પણ ખોટા ધર્મ મતની સામે થઇ જરથોસ્તી ધર્મ તરફ પોતાની ખરી સેવા બજાવી હતી.

માની પાર્થ્યન વંશ જે સાસાનીવંશ આગમજ થઇ ગયો હતો તેના છેલ્લા પાદશાહ અર્દવાનના રાજ્યમાં સને ૨૧૫ માં થઇ ગયો હતો. એના બાપનું નામ એક આરબ લખનાર પ્રમાણે હમ્માદ હતું. માની હમદાનનો રહેવાસી હતો. તે બેબીલોન ખાતે જઇ નવા ઉગી નીકળેલા "મુગ્તેસીલા" નામે પંથમાં જોડાયો હતો. તે વખતથી તે યાહુદી ધર્મનો તેમજ મૂર્તિપૂજાનો ધિક્કાર કરતો હતો. તેની માતા જેનું નામ મારયમ કરી જણાવવામાં આવે છે તે અરકાની પાદશાહી ખાનદાનથી ઉતરેલી હતી. માનીએ એક 'શાબુરકાન' નામે કેતાબ લખી હતી જેમાં તે જણાવે છે કે, મારા જન્મ આગમજ એક ફરેસ્તાએ મારી માતાને મારી નામદારી માટે આગાહી કીધી હતી. ૧૨ વર્ષમાં તેને આગાહી થઇ હતી અને ૨૪ વર્ષની ઉમ્મરે તેણે પોતાનો નવો ધર્મ

જાહેર કીધો. એ ધર્મનું મંડાણ તેણે શાપુર પી એટના વખતમાં કરવા માંડયું હતું. કહે છે કે શાહપુરનો ભાઇ ફીરૂજ માનીના ધર્મ તરફ ધળેલો હતો. જે દીને શાપુર ઉપર તખ્તનશીનની ક્રીયા કરવામાં આવી હતી, તેજ દીને માનીએ પોતાનો નવો ધર્મ જાહેર કીધો હતો. કહે છે કે શાપુર, અરદેશર, હોરમજદ તેમજ બેહરામના વખતમાં તેનાં ધર્મે ઇરાનમાં ઠીક પગપેસારો કીધો હતો. શાપુરે ૧૦ વરસ સુધી માનીનો ધર્મ કબુલ રાખીને કામ લીધું, ત્યારબાદ દસ્તુરે વાંધો ઉઠાવી કહ્યું કે, ઓ પાદશાહ! આ માણસે તારો ધર્મ ખરાબ કીધો છે. તું એને મારી સામે ઉભો કર, હું એની સાથ તકરાર કરવા માગું છું. તકરારો ચાલી તેમાં માની હાર્યો. શાહપુરે તેના પંથનો ધીક્કાર બતાવ્યો ને તેને મારી નાંખવાનો હુકમ આપ્યો. તેથી માની ઇરાનથી ન્હાસી હીંદુસ્તાન આવ્યો.

શાહપુર પછી તેનો બેટો હોરમજદ તથા તેની પછી બેરામ ૧ લો ગાદીએ આવ્યો. એઓના અમલ ટુંકા હતા. બેરામ મોજમજાહમાં દહાડા ગુજારતો હતો તેથી માનીના મિત્રોએ તેને પાછો ઇરાન બોલાવ્યો. પાછી ઇરાનમાં હોહા થઈ રહી. પાદશાહે તેને બોલાવી મંગાવી તેનાં ધર્મની પુછપરછ કીધી. દસ્તુરે તેની સાથ તકરાર કીધી. અને કહ્યું કે તાવેલું સીસું અમારી ઉપર રેડો ને બેમાંથી જે કોઇ સલામત રહે તેનો ધર્મ ખરો છે એમ માનો, પણ માનીએ આ માંગણી કબુલ રાખી નહીં. અને એવું કામ અહેરેમનનું છે એમ કહી છટકી જવા માંગયું. પણ શાહે તેને કેદ કરી મારી નખાવ્યો. માની પોતે તથા તેનો ધર્મ પાળનારાઓ જંદીકને નામે ઓળખાયા છે. આ બોલ ઇસ્લામી ધર્મ પાળનારાઓ જેઓ નાસ્તિક હોય અને ઇસ્લામી છતાં પાખંદ મત ધરાવતા હોય તેમને માટે વાપરતા હતા. પેહેલવીમાં જંદીક બોલે જેઓ દિવાના કામોની તારીફ કરતા હોય તેઓને માટે વપરાતો મળે છે. માની અને તેના ધર્મ પાળનારાઓ તરફ ચાર કોમ ધિક્કારથી જુએ છે:—૧ યાહુદીઓ કે જેઓએ તેના હુમલાની કશી દરકાર કરી નહીં; ૨ મુસલમાનો તેઓ પણ તે વેલા હસ્તીમાં નહીં હોવાથી તેની દરકાર કરી નહીં. પણ મુખ્ય ખ્રીસ્તી અને પારસીઓ, એ બંનેના ધર્મમાંથી જે દુરસ્ત લાગ્યું તે તારવી કાઢી તેમાંથી નવો ધર્મ ફેલાવવાની તેણે કોશેશ કીધી. જો કે તેને બેહરામ પહેલાએ ૨૭૬ માં મારી નખાવી તેનું કાલબુદ કુતરાઓને સોંપ્યું હતું, તો પણ તેનો ધર્મ છેક ચીન સુધી ફેલાયો હતો. પેહેલવી લખનારાઓએ માનીને તથા એના ચેલાઓને જુઠ્ઠા, ઠગારા, અભાણ, ખોટે માર્ગે દોરવનાર કહી ધિક્કારી કાઢ્યા છે. એનો ધર્મ

જરથોસ્તી, ખ્રીસ્તી, બુદ્ધ, અને સીરીયન ફીલ્લોસુફી ઉપર આધાર રાખે છે. એના ધર્મના નિયમોમાંનાં જાણીતા નીચલા છે :—

સાધુપણું, પોતા ઉપર કષ્ટ લાવવું, લગ્ન કરવા નહીં, ઉપવાસ અને ગરીબાઇના કસમ લેવા. આ સર્વ નિયમો જરથોસ્તી ધર્મને લાગુ પડતા નથી. માની એમ માનતો હતો કે શરીર ખાકી છે તેથી તેને લગતી ખાહેશો નાબુદ કરવામાં આવે તો મુક્તિ મળે. તે એમ સમજતો હતો કે, જ્યાંસુધી હું દુન્યાદારીમાંથી દુર થઇ શકું નહીં ત્યાંસુધી હું મજબુત હવસોમાંથી કદીબી પોતાને છોડવી શકું નહી. જરથોસ્તી ધર્મ મુજબ શરીરપર કાંઇબી આજાબ લાવવો અને તેને કષ્ટ દેખાડવું એ નારવા છે. દુનિયાની બદી તોડવા સારૂ શરીરને મજબુત અને પુષ્ટિકારક બનાવવું એ આપણી ધર્મનું ખાસ ફરમાન છે. માનીના રિવાજ મુજબ જેને ખોદાનીજ સેવામાં રહેવાની ખાહેશ હોય તેણે લગ્ન સંબંધી ખટપટમાં પડવું નહીં જોઇયે. તે કહેતો હતો કે, શરીર એહેરેમનની બનાવટનું છે. બચ્ચાં પાળવા, ઉછેરવા અને કુટુંબ કબીલાવાળા થવું એ એક જાતનો દુર્ગુણ છે. આપણા ધર્મમાં શાદીના ગાંઠથી જોડાવાનું ખાસ ફરમાન છે. વળી અપવાસ પાળવો એ પણ ધર્મના ફરમાનથી ઉલટું છે. જે એકજ અપવાસ સદર કેતાબ પ્રમાણે ઈમાન-દારોએ પાળવાનો છે તે ફક્ત પાપમાંથી મુકિત મેળવી આપનારો અપવાસ છે. આપણા ધર્મ મુજબ જીંદગીનો મુદ્રાલેખ વણે સ્વચ્છ છે. ઉચામાં ઉચી જીંદગી જપ અને તપથી, તેમજ વિચારમાં મશગુલ રહેવાથી, અને જંગલમાં બેઠક માંડવાથી મળતી નથી, પણ આ દુનિયાની કોશેશો અને જહેમતો વચે તેના વળામાંથી મુકિત મેળવવાની છે. જે સાધુ પોતાની મહેનતથી પોતાનો મોક્ષ શોધે છે, પોતાના નાના હુંપણામાં સંકોચાઇ રહે છે તથા માણસ જાતની ચઢતીમાં પોતાનો ફાળો આપતો નથી, અને ખલ્કતના સુધારામાં મદદ કરતો નથી, તેના ઉપર અહુરમજદની ખુશાલી અને મહોબતનો છાયો ઉતરતો નથી, પણ જે કારોબાર કરનારો સાધુ શહેરી જીંદગી ગુજારે છે, આ દુનિયાનાં સુખ દુ:ખમાં ભાગ લે છે, પોતે સંસારી તેમજ ઘરગતુ સદ્દગુણો ખીલવે છે, દુનિયાના તરેહવાર અનુભવો-માંથી ફાયદો હાસેલ કરે છે, પોતાની ચાલચલણને મજબુતાઇ આપે છે, અને ફક્ત નેકીના કામોપરજ વિચાર કરીને નહીં પણ તે બજાવીને, બદીથી દુર નહાસી જઇને નહી પણ તેને દુર ન્હસાડીને આ દુન્યામાં વધુ બહેતર, વધુ ખુબસુરત અને વધુ નેક કામ બજાવે છે, તેજ માણસ હોરમજદની ખુશાલી અને મહોબત સારી રીતે મેળવી શકે છે. આપણા ધર્મની ફીલસુફી ટુંકમાં જો કહીએ તો નીચલી છે.

'To be up and living is the philosophy of man's life. Active work hard work, strenuous efforts are virtues according to Zoroastrianism.'

માનીના વખતમાં લોકો મુર્તિપુજામાં બહુ માનતા હતા. કહે છે કે પાર્થ્યન વંશની પડતી પછી ઘણુઓ પોતપોતાની કલ્પના મુજબ ધર્મ પાલતા હતા. માનીએ ઘણા પંથોનો અભ્યાસ કીધો હતો અને એક વેળા ખ્રીસ્ટી ધર્મ પસંદ કરીને તે એક પાદરી બન્યો હતો. તેને ધર્મની ઝુસરીમાં જોતરાઇ રહેવા ગમતું નહી હતું. તેથી સઘલા ધર્મોમાંથી એક નવોજ ધર્મ ઉભું કરવાનો તેણે વિચાર કીધો. તેણે પોતાની ધર્મના ફતવાઓની એક ચોપડી નામે 'અરજંગ' લખી હતી. તેના નવા ધર્મથી પાદરીઓ બીધા અને તેથી પોતાના ધર્મને ખલલ પહોંચશે એમ સમજી તેઓએ પોતાની સંઘમાંથી તેને હાંકી કાઢયો. માનીની મતલબ ખ્રીસ્ટી ધર્મ સમારીને તેને ચોખ્ખો કરવાનો હતો. પણ પાદરીઓને તે વાત પસંદ પડી નહીં. અરદેશરના બેટા શાહપુરે તેનો ધર્મ પસંદ કરવાની પોતાની ઇચ્છા બતાવી હતી. તેની ઠગાઈ જાહેર થવાથી પાદશાહે તેને દેશનીકાળ કાઢયો. અને જરથોસ્તી ધર્મ વધારવા પાછળ બનતી મહેનત લીધી. તેણે પાદશાહ આગળ બડાઇ હાંકી કે મારો ધર્મ બીજા પેગામ્બરો કરતાં મોટો છે અને તેને વધારે આગલ વધારવામાં તું જેવા પાદશાહની મદદ જોઇએ છીએ. શાહપુરના દીલમાં તેની બોલીદરાજીની અસર થઇ તોપણ તેને મ્રાહત કરવાનું કામ પોતાના દસ્તુરના હાથમાં મુકયું. તેઓએ તેને તકરારમાં માહત કીધો, તેથી પાદશાહ શાહપુરે ગુસ્સે થઇ તેની ચાંમડી ઉખેડી નાખવાનો હોકમ કીધો. કેટલાંક માનીને સજા કરનાર શાહપુર પહેલો નહીં પણ બેહેરામ પહેલો ગણે છે.

# અહુરમજદ અને તેના બે મીનો.

## સ્પેંન્તમઇન્યુશ અને અંગ્રમઇન્યુશ.

અશો જરથોસ્તે અહુરમજદ અને તેના બે મીનો માટે ઘણો ફીલસુફીભર્યો વિચાર રજુ કીધો હતો. અહુરમજદ પોતેજ એવનની વિચારશીલ ફીલસુફી મુજબ પેદા કરનાર છે, તેમજ તેનો અંત લાવનાર છે. અહુરમજદ એ પોતાની બે શકિતઓની મારફતે કામ કરે છે કે જે શકિતઓ સ્પેંન્તમઇન્યુશ અને અંગ્રમઇન્યુશ છે. અહુરમજદ સર્વ પેદાયશનો પેદા કર-

નાર છે અને તે બીજા કોઇથી પેદા થયલો નથી. અહુનવદ ગાથામાં અહુરમજદને "અપોઉર્વીમ" યાને "જેની પૂર્વે બીજો કોઇ નહીં એવો"– કહ્યો છે. વળી અહુનવદ ગાથામાં અહુરમજદને "પઓર્વીમ" યાને સૌથી ચઢતો કહ્યો છે. જ્યારે અહુરમજદ સર્વ પેદાયશનો પેદા કરનાર છે ત્યારે તે સારા તેમજ માઠા બન્ને ઉપર સાહેબી ભોગવનાર છે. ૪૩ મા હામાં અશો જરથોસ્ત કહે છે કે "જ્યારે તુને, ઓ અહુરમજદ! દુનિયાની પેદાયશમાં મેં સૌથી ચઢતો જોયો, ત્યારે તુને મેં ખચીત આબાદી કરનાર ગણ્યો. પેદાયશના સૌથી સેવટના અંત સુધી તારી ઇન્સાફી રીતિ મુજબ માણસોને તેઓના કતુંક મુજબ તેમજ વચન પ્રમાણે તું બદલો આપશે. તે એવી રીતે કે બુરા માણસને બુરૂં અને ભલાંને સારા આશીર્વાદ." યજશની ૩૦ મા હામાં એ બેઉ મીનોને જોડયા તરીકે ગણી તેઓને પહેલા સાથે પેદા થયલા જણાવેલા છે. પણ જાણીતા વિદ્વાન મરહુમ ડાૅ૦ મીલ્સ એમ જણાવે છે કે "Evil was the work of an independent being" એટલે ખરાબી એક સ્વતંત્ર મૂળમાંથી નીકળી છે, અને જણાવે છે કે તેને ઉત્પન્ન કરનાર એક જુદીજ ખરાબ શકિત છે. આ બે મીનો માટે તે કહે છે કે પેલી બે મૂળ શકિતઓ જુદી હોવા છતાં તેઓ સાથે આવી હતી. જેમ તેઓનું જોડાણ તેમજ તે બંન્નેનો તફાવત ખુલ્લી રીતે જળવાઇ રહેલાં છે. અહુરમજદે ધર્મનો સારો માર્ગ અને તેની સાથ સારાં માણસો પેદા કીધાં, જ્યારે તે બુરા મીનોએ ખરાબ માણસો પેદા કીધાં. ગાથામાં બે મીનો બાબે જે મત જાહેર કીધું છે, તેની મતલબ એ કે "એક સારો ખોદા દુનિયાની અંદરની હમેશની બદી બાબે જવાબદાર હોય નહીં." આ લખાણપરથી જણાય છે કે ડાૅ૦ મીલ્સ ઉપલા બે મીનો વિષે બોલતાં તેમાંના એક સ્પેંન્તમઇન્યુશને અહુરમજદની સાથે ભેલી નાંખીને તે મીનોને અહુરમજદ તરીકે ગણાવે છે, અને અંગ્રમઇન્યુશને અહુરમજદના હરીફ તરીકે મુકે છે. અહુરમજદને એક મીનો તરીકે જણાવતાં જે શબ્દ વપરાયલા છે તે સ્પેંન્તમઇન્યુશ નહીં પણ 'સ્પેંન્તોતેમોમઇન્યુશ' 'સર્વથી વધારે વૃદ્ધિ કરનાર મીનો' છે. અહુરમજદ તેજ સ્પેંન્તમઇન્યુશ નથી. અહુરમજદ સ્પેંન્તોમઇન્યુશથી અલગ છે, તેનો પુરાવો યજશને હા ૧૦ માંથી મળે છે. એ હા ગાથામાં આવતા અહુનવરના કલામ ઉપર ખુદ અવસ્તામાં થયલી શરેહ યા સમજણ તરીકે જાણીતો છે. એ હામાં **સ્પેન્યાઓ** બોલનો અર્થ મરહુમ કાવસજી કાંગા "વધારે વૃદ્ધિ કરનાર મીનો" એમ કરે છે, અને એમ કરી એર્વદ કાવસજી સ્પેંન્ત મીનોને અહુરમજદથી જુદો ગણે છે. ડાૅ૦ મીલ્સ વધારે વૃદ્ધિ

કરનાર મીનોને ખુદ અહુરમજદ તરીકે લે છે કે જે વાજબી દીસતું નથી. ડાૅ હાઉગ એ બે મીનોને દાદાર અહુરમજદના પોતાના મીનો તરીકે ખુલ્લા જાહેર કરે છે, અને આપણી દીનને દ્વિમતનું આળ ખોટું પાડે છે. આ ઉપરથી જણાય છે કે એ બે મીનો સ્પેન્તમઇન્યુશ અને અંગ્ર-મઇન્યુશ બન્ને અહુરમજદને લગતા છે. સરોષ હાદોખ્તમાં કહે છે કે "જ્યારથી બે મીનો જે સ્પેનામીનો ને અંગ્રમીનો એઓએ તમામ પેદાય-શોને બનાવી ત્યારથી સરોષ યજદ ખુશ ઉંઘાતો નથી." સરોષ યસ્તમાં કહે છે કે "જેણે (સરોષ યજદે) બધે રક્ષણ કરનાર તથા બનાવનાર જેઓએ તમામ પેદાયશ બનાવી તેઓને આરાધ્યા." આ ઉપરથી જણાય છે કે એ બે મીનો ખાલી ગુણો નથી પણ કામ કરવાની શકિત ધરાવતાં અસ્તિત્વ યાને હૈયાતી છે. વળી તેઓને ઉસ્તવદ ગાથામાં રવાન ધરાવતા પણ જણાવેલા છે. તેઓ અહુરમજદને લગતા છે, અને અહુરમજદની પેદાયશના રક્ષણ કરનારા અને ઘાટ ઘડનારા છે, તેથી તેઓમાં ખોદાનું અંશ હોવું જોઇએ. અવસ્તામાં અહુરમજદ, સ્પેન્તમઇન્યુશ અને અંગ્ર-મઇન્યુશ એ ત્રણેની એક Trinity યાને ત્રયૈકતા મળે છે, તેમજ હીંદુઓના પુસ્તકોમાં પણ બ્રહ્મ, વિષ્ણુ અને શિવ મળી ત્રયૈકતા થઇ શકે છે, જેમાં બ્રહ્મ તે Supreme Being યાને સર્વોપરી અસ્તિત્વ છે; વિષ્ણુ તે રક્ષણ કરનાર અને શિવ દેવતા તે નાશ કરનાર અંગ્રમઇન્યુશને લગતો છે. વળી બાઇબલમાં પણ ત્રયૈકતા મળે છે જે Father, Son, and the Holy Ghost એ ત્રણની બનેલી છે. આપણા ધર્મમાં હીંદુઓ માફક અહુરમજદની પેલી મેર કેવળ હસ્તિ જેવી કોઇપણ હસ્તિનો ખ્યાલ નથી. આપણે ઉપર જોયું તેમ ખોદા અપોઉર્વીમ યાને જેની આગમજ કોઇ નહીં એવો છે, જેથી જેમ કેટલાકો કહે છે તેમ "જર-વાને અકરન" યાને હદ વગરના જમાનાને અહુરમજદની આગમજ મુકી શકીએ નહીં. એ વખતની હસ્તી ખોદાતાલા ધરાવે છે કારણ કે તે હમેશાં હતો, છે અને રહેશે; અને તે ઉપરથી માલમ પડે છે કે એની પૂર્વે બીજો કોઇ નથી, તેથી જરવાને અકરન અહુરમજદની આગમજ હતો એમ પુરવાર થતું નથી. વળી આપણા અવસ્તામાં સ્પેનતમઇન્યુશ તેમજ અંગ્રમઇન્યુશ માટે કાંઇપણ ખાસ બંદગી જોડાયલી નથી, પણ ગાથામાં તો અહુરમજદને સર્વોપરી ગણી તેનીજ સ્તુતિ કરવામાં આવે છે, જ્યારે હીંદુઓ તો બ્રહ્મને કોઇવાર થોડો ભુલી જઈ વિષ્ણુ અને શિવની પુજા કરવા માંડે છે, અને શિવની પુજા માટે માણસોના ભોગ વટીક આપવામાં આવે છે. એ બે મીનો શકિતના કામો માટે ગાથામાં કહે છે કે "તેઓએ જીંદગી

અને મોત પેદા કીધાં" ૪૫ મા હામાં એ બે મીનો વિષે લખાણુ મળે છે કે જ્યાં સ્પેન્તમઈન્યુશ અંગ્રમઇન્યુશને કહે છે કે "નથી આપણા વિચારો, નથી આપણી શિખામણો, નથી આપણાં અંતકરણ, નથી આપણાં રવાન એકબીજાને મળતાં આવતાં." આ ઉપરથી જણાય છે કે આપણા માણસના સંબંધમાં એ બે મીનો એકમેકથી ઉલટાં કામો કરે છે. ત્યારે જો તેઓ બન્ને અહુરમજદની શકિતઓ હોય, અને હોરમજદ જ્યારે સંપુર્ણતા તથા ભલાઇનો સાહેબ હોય તો તેનામાંથી ખરાબ તત્વ કેમ નિકળી શકે? બીજો સવાલ એ છે કે જ્યારે તેઓ માણસની અંદર કામ કરે છે ત્યારે તેઓને એકમેકથી ઉલટા શા માટે ચિતાર્યા છે. સરોષ યસ્ત પરથી જણાય છે કે અંગ્રમઇન્યુશ કોઇ પણ રીતે ખરાબ તત્વ ગણી શકાએ નહીં. ત્યાં એ બન્નેને આરાધવા લાયક ગણ્યા છે. ગાથાપરથી જણાય છે કે અંગ્રમઇન્યુશ કાંઇ અહુરમજદના બુરા હરીફ તરીકે ગણાયો નથી પણ પ્રગટીકરણના કાયદા પ્રમાણે પાછળ દહવું જેને આપણે નાશ કરી ઓળખીએ છીએ, તેને હસ્તિમાં લાવનાર મીનો તત્વ તરીકે અંગ્રમઇન્યુશ ને મુકવામાં આવ્યો છે. એ બે શકિતના મતને લીધે કેટલાકો ભુલથી વગર સમજવે આપણી દીનને દ્વિમત (dualism) નું આળ લગાડે છે. જે આળ ડા. હાઉગ અને ડા. વેસ્ત અને બીજા વિદ્વાનો વાજબી રીતે ખોટું પાડે છે. આપણને ખોદાએ મરજીનું જે છુટાપણું બક્ષ્યું છે, અને સ્વતંત્ર ઇચ્છા આપી છે તો જેને આપણે સાધારણ ભાષામાં સારૂં તથા બુરૂં કરી કહીએ છીએ તેમાંથી સારૂં પસંદ કરી બુરૂં તજવાની આપણી ફરજ છે, માટે સ્વતંત્ર ઇચ્છા નું મત સ્વીકારતાં એવું જણાય છે કે જે ખરાબી આપણી પર આવી પડે છે, તે કાંઇ નાશ કરનાર તત્વ તરફથી મોકલેલી નહીં કહેવાએ. તેનું કારણ તો આપણે પોતેજ છઇએ. હવે સારૂં અને નરસું એ માટે જુદા જુદા માણસોમાં દેશ કાળ અને સ્થિતિ પ્રમાણે જુદા જુદા વિચાર હોય છે. એ મુજબ તેઓનો અર્થ good and negation of good કરી કરવામાં આવે છે. જેમ દીવસ અને રાત જુદા પાડી શકાતા નથી, તેમ તેઓમાંથી જો એક ન હોય તો તેની સાથ સંબંધ ધરાવતા બીજાની હાજરીનો આપણને વિચાર આવી શકે નહીં. એ બે મીનોનું કામ બે તરેહનું છે. પહેલાં કુદરતમાં અને બીજું માણસોમાં. કુદરતમાં તેઓ વચ્ચે કાંઇ પણ અઠડામણ નથી, પણ જ્યારે માણસોમાં કામો કરતા તેઓને ચિતાર્યા છે ત્યારે સારાં અને નરસાં વચ્ચે તફાવત સમજાવવા તેઓમાંના એકને વૃદ્ધિ કર-

નાર અને બીજાને નાશ કરનાર કહેવામાં આવ્યા છે. જેઓ પહેલાની સંઘમાં ચાલસે તેઓનું પેલી દુન્યામાં ભલું થશે અને જેઓ બીજાનો માર્ગ ધરશે તેઓને દુ:ખ વેઠવું પડશે. હવે એ સુખ અને દુ:ખ બેહેસ્ત અને દોજખ તે શું ? તે આપણે આ જહાનમાં જેવું કામ કીધું હોય તેવી તે-રવાનની હાલત યા જગ્યા. ને મરણ પછી જેવી કરણી જેટલા પ્રમાણમાં સારી યા માઠી હોય તેટલાજ પ્રમાણમાં આપણને બેહસ્ત યા દોજખ મલવું જોઇએ, એટલે આપણાં જેવાં સાધારણ માણસોનાં બાબમાં બેહસ્ત યા દોજખની હાલત હમેશની નહીં હોવી જોઇએ, અને ગાથામાં પાપી માણસને માટે કાંઇ હમેશનું દોજખ જણાવ્યું નથી પણ તે **લાંબા કાલ સુધી**નું દુ:ખ ખમવું દુષ્ટ માણસો માટે, અને રાસ્ત માણસોને ફાયદા એવી જાતનું લખાણ હા ૩૦-૧૧ માં મલે છે. વલી હા ૩૧-૨૦ માં જરથોસ્ત સાહેબ બોલે છે કે 'જે માણસ અશો માણસને ઠગે છે તેનું મકાન તેના મરણ પછી **લાંબા વખત સુધી** અંધારામાં તેનો ખોરાક (મીનોઇ) બદ અને તેનો પોકાર શોકાતુર હોય છે. બાઇબલમાં પણ કહે છે કે

Labur not for 'the meat which perisheth' but for that meat which endureth unto everlasting life, which the son of man shall give unto you; for him hath God the Father sealed (St. John VI. 27.)

માણસના મરણ પછી શિક્ષા જો લાંબા વખતની હોય, તો તેને સુધરવાને માટે બીજી તક આપવામાં આવતી હોવી જોઇએ. પણ તેવી તક તેને કયાં મલે છે. કેટલાકો એ કારણને લીધે પુનર્જન્મમાં માનવાને દરૂસ્ત ધારે છે, પણ આપણા ધર્મમાં પુનર્જન્મ બાબે ખુલ્લી યા આડકત્રી સાબેતી મલતી નથી. પહેલવી દીનકર્દની શહાદત vol. IV. p. 250 કેટલાકો લાવે છે પણ તે કેતાબ મુજબ આ દુનિયા કારણો ઉભાં કરવાની છે અને મીનોઇમાં તે કારણોનું પરિણામ ભોગવવાનું છે. આ દુનિયામાં જેવું આપણે કરીશું એવું પેલી દુન્યામાં પામીશું એવું ગાથામાં લખાણ મલે છે. વારંવાર પાછા ફરવા બાબે મુતલક એશારો ત્યાં મલતો નથી. બહેસ્ત પણ તનપસીન અથવા રસ્તાખેજ ના વખતને માટે રવાનને પુરતી રીતે સુધારનારૂં છે, યાને કે બેહસ્તમાં પણ રવાનની વૃદ્ધિ થઇ શકે છે. રવાનને આ દુન્યામાં પાછું ફરવું પડતું નથી, કારણકે રવાનની વૃદ્ધિ મીનોઇમાં થઇ શકે છે.

# પેગામ્બરી દાવો કરનાર મજદક.



નોશીરવાનના બાપ કોબાદના રાજ્યમાં મજદક (અર્થ પ્રમાણે 'નાનો મજદ' યા નાનો ખોદા) નામનો એક શખ્સ જાહેર પડયો. જે ફીરદોસીના કહેવા મુજબ એક સુભાષિત બોલનાર, અકકલમંદ અને ચાલાક શખ્સ હતો. તે પાદશાહનો દસ્તુર અથવા વજીર હતો. પાદશાહ તેને પુછીને ઘણુંખરૂં કામ કરતો હતો. એક સાલ વરસાદ અને બરફની ગેરહાજરીને લીધે ઇરાનમાં દુકાલ પડયો એ ઉપરથી નાનાં મોટાં સર્વ પાણી અને રોટી માટે ફરિયાદ કરતાં, શાહની દરબારમાં આવ્યાં. મજદકે તેઓને કહ્યું કે "ઉભા રહો. પાદશાહ તમોને એનો ઇલાજ દેખાડશે." એમ કહી તે પોતે પાદશાહ કોબાદ આગળ ગયો અને શાહને કહ્યું કે "અએ પાદશાહ! જો એક શખ્સને સાંપ કરડે અને બીજો શખ્સ જેની પાસે સાંપના દંખનો ઇલાજ હોય, તે પોતાનો ઇલાજ અથવા દવા દરદીને નહીં આપે તો પેલા ઇલાજ ધરાવનાર શખ્સને શું સજા? "કોબાદે કહ્યું કે 'તે ખુની મીસાલ છે કારણ કે તે ઇલાજ કરવા ના પાડે છે તેથી પેલો દરદી મરણ પામે છે. મઝદક, પાદશાહના એવા જવાબથી ખુશી થઈ પેલાં લોકો જેઓ દાદ ચાહવાં આવ્યાં હતાં, તેઓને બીજે દીને સવારે બોલાવ્યાં. બીજે સવારે તે કોબાદ પાદશાહ આગલ ગયો અને શાહને કહ્યું કે "ઓ પાદશાહ! જો એક માણસ બંધ પડયો હોય અને તે ભૂખે મરતો હોય અને બીજો, જેની પાસે રોટી હોય, ને તે પેલા બંદીવાનને નહીં આપે જેથી તે મરણ પામે તો પેલા રોટી ધરાવનાર શખ્સને સજા શું. પાદશાહે કહ્યું કે એ એક જાતનું ખુન કીધા બરાબર તે જવાબદાર છે. આ જવાબથી ખુશી થઇ મજદકે લોકોને કહ્યું કે "જાઓ, જયાં કાંઇ અનાજ હોય ત્યાંથી થોડો થોડો લેવો. જો કોઈ પૈસાવાલો હોય તો તેના પૈસા લુટી લેવો. પેલા ભૂખ્યા લોકોએ શહેરમાં લુટફાટ ચલાવી તેથી શહેરમાં હોહા થઈ રહી. નોકરો શાહ કોબાદ પાસે ગયા ને કહ્યું કે શહેરમાં લુટફાટ ચાલી છે અને સઘળાનું મુળ મજદક છે. શાહે તેને તેડી મંગાવ્યો અને એમ લોકોને ઉશકેરી મુકવાનો સબબ પુછયો. તેણે કહ્યું કે તમોએ મને જેમ જવાબ આપ્યો છે તેમ મેં કર્યું છે. ભૂખ્યા લોકો તે સાંપે કરડેલા દરદી અને બંધ પડેલા કેદીની મિસાલે છે, અને જેઓ પાસે અનાજ હોય તે ભૂખે મરતાને આપતા નથી, તેઓ દરદીને નહીં આપનાર અને

તેથી તેઓનું ખુન કરનાર મિસાલે છે. મજદકની આ દલીલો દેખીતી રીતે પસંદ કરવા જોગ હતી. તેણે હીંમત પકડીને ભેગા મળેલા લોકોને વધુ કહેવા માંડ્યું કે એક ગરીબ અને તવંગર બેઉ બરાબર છે. કોઈ પણ શખ્સ પાસે જોઈએ તે કરતાં વધારે ખજાનો નહી હોવો જોઈએ. આ દુનિયામાં સઘળે સરખાપણું હોવું જોઈએ. તેનું કહેવું એવું હતું કે

એક ઓરત દોલત અને ઘરબાર એ સરખે ભાગે બખશાવાં જોઈએ. એક ખાલી હાથવાલો ગરીબ તવંગરની બરાબર છે. ફીરદોસી કહે છે તેમ પેલી ઈંગ્રેજી કહેવત To rob Peter to pay Paul એકને લુંટીને બીજાને આપવું, એ પ્રમાણે વર્તવા લોકોને તેણે સમજાવ્યું. સપાટી ઉપરથી આ સઘલાં ફરમાનો ઘણા પસંદ કરવા જોગ હતાં. આ દુનિયામાં સર્વ કોઈ શું ગરીબ કે તવંગર સરખા છે, તેથી તે ફરમાનોના પરિણામ ઉપર વિચાર કર્યા વિના ખુદ પાદશાહ કોબાદ પણ મજદકની કહેવાતી નવી દીનના ફરમાન ઉપર મોહીત પડયો, ને તેનો માનીતો થયો. તેના જે દીનના ફરમાનો હતાં તે બે રીતના હતાં. ૧) દેશની દોલત સામાન્ય દોલત છે, ને ગરીબોને તવંગરની દોલતનો હક છે, અને તે જાસ્તીથી ભોગવવી. ૨) એક ઓરત એક રીતે ગોયા સામાન્ય મિલકત છે. કોઈપણ સ્ત્રી કોઈ ચોકસ ધણીની પોતાની સ્ત્રી તરીકે ગણાવી નહીં જોઈએ. તેણીના ઉપર હરકોઈનો હક છે. મજદકે જે વિચિત્ર વિચારો જાહેર કીધા તે ફક્ત બોલીને નહીં પણ કરીને બતાવ્યા. તેણે પોતાના અનાજના ભંડારો અને પોતાની મિલકતો લોકો માટે લુટફાટ કરવા મુકી દીધાં. પણ તેના ફરમાનોનું શું પરિણામ આવશે તેનો વિચાર તે કરી શકયો નહીં. આવા એક વિચીત્ર વિચારના પુરૂષે ઇરાનમાં આવા બુરા વિચારો ફેલાવ્યા તેથી ત્યાં બહુ ખરાબી થઈ. સર્વ કોઈ તેની દીનમાં દાખલ થવા લાગાં અને રાજમાં બહુ ખરાબ કામો કરવાં લાગાં. પાદશાહ વતીક તેમાં ફસ્યો. એ ઠગારાએ મોજેજા કરી કોબાદની કમઅક્કલ ઉપર ફતેહ મેલવી. તેને કોબાદને એવું સમજાવ્યું કે જયાંસુધી તું મારેથી કાંઇ મોજેજા જોય નહી ત્યાંસુધી તું મને પેગામ્બર તરીકે માનતો ના. આ ઉપરથી કોબાદ આતશબેરામમાં ગયો અને પાક આતશની સાથે મજદકને વાતચીત કરતો સાંભળ્યો, કારણકે તેને છુપીથી પેલા આતશની પછવાડે એક માણસ ઉભું રાખ્યું હતું, જે તેના સવાલોના જવાબો આપતો હતો. તે જવાબ જાણે તે આતશમાંથી નીકલતો હોય એમ લાગ્યું. આથી નબલા મનના કોબાદને તેના ધર્મની સચ્ચાઇની ખાતરી થઇ, અને કહે છે કે ૩૦૦૦૦ આદમીઓનું ટોળું તેની દીન પાલવા એકઠું થયું. તેણે

એક વેળા પાદશાહને ભર મીજલસમાં કહ્યું કે હજુર તારો દીકરો નોશીર-વાન આપણી દીનમાં સામેલ થયો નથી માટે તેની પાસે હાથે લખાવી લેવું જોઇએ. તેણે વધુ કહ્યું કે દુનિયામાં પાંચ દુર્ગુણો, છે જે દોલત અને ઓરતને લીધે છે, જેવા કે અદેખાઇ, કીનો, ગુસ્સો, લાચારી અને લોભ. નોશીરવાનનો હાથ લખાવી લેવા મજદકે ખેંચ્યો, પણ નોશીરવાન સામે થયો અને કહ્યું કે "વખત આપ અને દેખાડું કે તારી દીન ખોટી છે." એ માટે તેણે પાંચ મહીનાની મુદત માંગી. નોશીરવાન ઇનસાફી હતો, તેણે આપઅખત્યારીથી સ્વતંત્ર વિચાર બાંધ્યા અને તેની દીનની સામે થયો. અવસ્તામાં તેને દીનની પવીત્રાઇ આપનાર અશો નર તરીકે યાદ કર્યો છે. તે તેની મજદકી દીન સામે હીમતથી થવા માટેની કીર્તિને લીધે છે. તેણે ઇરાનને દોલત અને દીન એ બેઉમાં બરબાદ થતું બચાવ્યું. ગામેગામથી તેણે ભણેલા મિત્રોને ભેગા કર્યા ને શાહની દરબારમાં મજદક સાથે તેની દીન બાબે તકરાર ચલાવી. તેણે એક મોબેદને કહ્યું કે જ્યારે દુનિયામાં સઘલાઓ સરખા થાએ ત્યારે ચકકી ઉપર કામ કોણ કરે? કોઇ દીન એમ ફરમાન આપતી નથી. આથી કોબાદનું મન પીગલ્યું. સઘળાઓ બોલી ઉઠયા કે મજદકે શાહની દરબારમાં રહેવું નહીં જોઇએ. શાહે નોશીરવાનને કહ્યું કે તું એને ગમે તે શીક્ષા કર. નોશીરવાને તેને તેની સાથવાળા સાથ મારી નખાવ્યો. હવે શહેરના માણસો ખુશી થયાં અને શાહ પણ ખુશી થયો અને નોશીરવાનની સલાહ લેવા લાગ્યો. જો મજદકનો ધર્મ ફતેહથી ફેલાયો હતે અને ટુંકથી તોડવામાં નહીં આવ્યો હતે તો આજે દુનિયામાં જરથોસ્તીઓનું કદાચ નામ પણ રહ્યું ન હતે અને મજદકીઓ ઉભાઇ ગયા હતે. કોબાદે પોતાનું વસિયતનામું કીધું અને નોશીરવાનને પોતાનો ગાદીવારેસ નેમ્યો. એ નોશીરવાન નામ રપા-થવનની આફ્રીનમાં યાદ કરવા પ્રમાણે "અનુશે રવાન" છે જેનો અર્થ 'નહીં મરણ પામે એવા રવાનનો' અને "અમ્મર કીર્ત્તિ" નો થાય છે. જે એને મજદકના વિચારઆચારો ઇરાનમાં ફેલાતા અટકાવી ઇરાની જે અમ્મર સેવા બજાવી તેથી તેની પ્રજાએ તેને તખ્ત ઉપર આવતાં એ ખેતાબ આપ્યો હતો. એ પાદશાહનુ અસલ નામ પહેલવી પુસ્તકો પ્રમાણે ખુસ્રુ હતું જે નામ અવસ્તામાં હુસ્રવંઘહ યાને સારી કીર્ત્તિવાળો હતું. ફીરદોસીએ એનું નામ કેસરા વાપર્યું છે. યુનાનીઓનું સીઝર (Caesar) નામ, એ ખુસ્રુ ઉપરથી લીધેલું દીસે છે.



# અવસ્તા સાહિત્યમાં ઘોડા વિષે મળતું લખાણ.

એવું કહેવામાં આવે છે કે અસલી ઇરાન જે એક વખત બહાદુર અને હિમ્મતવાન ઇરાનીઓથી વસાએલો અને તેઓની પાદશાહી પામેલો દેશ હતો, ત્યાં પહેલવહેલા ઘોડાઓને ઉછેરવાની અને સ્વારી કરવાની તાલીમ આપવામાં આવતી હતી. વળી મોટા તવારીખનવેશો પણ કહી જાય છે કે સર્વથી સરસ ઘોડાનું લશ્કર ઇરાનના પાયતખ્ત ખાતેથીજ મલી આવતું હતું અને સીકન્દરે પણ એક 'મીડયન ઘોડો' સૌથી સરસ બાદશાહી બક્ષેશ તરીકે કબુલ રાખ્યો હતો. એ મીડયન ઘોડાની સૌથી સરસ જાતને ઉછેરવાની અને મોટા કરવાની જગા Nissœn plains નામની જગા જણાવવામાં આવે છે, કે જે તરફના ઘોડાઓની ઝમક, તેઓનો દેખાવ, તેઓની દોડવાની ઝડપ વગેરે વખાણને પાત્ર ગણાતાં હતાં. અસલના ઇરાનીઓ હમેશ તનની મજબુતાઇ ઇચ્છતા હતા. હીરોડોટસ કહે છે કે લડાઇમાં મરદાનગી દેખાડવી એ તેઓમાં મરદ તરીકેના ઉત્તમપણાંની એક મોટી સાબેતી ગણાતી હતી. તેઓ જેમ પોતાનાં તનની મજબુતાઈ માટે દોઆ માંગતા હતા તેમ સર્વથી સરસ ઘોડા મેળવવાની પણ દોઆ માંગતા હતા. અવસ્તા જમાનાના ઇરાનીઓ તનની કેળવણીના એક ભાગ તરીકે ઘોડા ઉપર સ્વારીની તાલીમ જરૂરની ગણતા હતા. અવસ્તામાં આપણે જોઇએ છીએ કે સરોશ યશ્તમાં ભણનાર શખ્સ સરોશ યઝદ પાસે પોતાના ઘોડાનું જોર માંગે છે. મેહેર યઝદ પાસે પહેલવાનો પોતાના ઘોડાને જોર ઇચ્છે છે. તુસ પહેલવાન આવાં અરદ્વીસુર પાસે પોતાના ઘોડાને માટે જોર માંગે છે. શાહ કેખશરૂ પણ આવાં અરદ્વીસુર પાસે દોઆ માંગે છે કે "હું સઘળા ઘોડાઓમાંથી સૌથી સરસ ઘોડાને જોડું.' સારા, ચાલાક, ઝડપ-વાળા અને હુશિયાર ઘોડાના માલેક થવું એ એક ઇરાની મરદ માટે ખોદાની ઉમદા બક્ષેશ ગણાતી હતી. જેઓની ઉપર મીનો અશીસ્વંઘની મહેરબાની અને પ્રશંસા ઉતરતી હતી, તેઓના ઘોડા સેતાબ અને ફુંફારા મારનારા થતા હતા. જે માણસ ઉપર મીનો અશીસ્વંઘ પ્રસન્ન થાય તેને ત્યાં ૧૦૦૦ ઘોડાની બક્ષેસ થતી હતી. જેઓ અશો ફરોહરોને આરાધે છે, તેઓને ખુશનુદ કરે છે, તેમને આદરમાન પામેલા તૃપ્ત

થયલા અને માન પામેલા ફરોહરો દોઆ દે છે કે 'આ મકાનમાં સેતાબીથી ચાલતા ઘોડાની અને મજબુત ગાડીની બક્ષેસ થાઓ.' એક ચુનંદા ઘોડા ઉપર સ્વારી કરવાની ખાહેશ ઘણાક પેશદાદીયન તથા કયાની વંશના પાદશાહો તેમજ પહેલવાનો રાખતા હતા, એવું ફીરદોસી પણ કહી જાય છે. તે અસલી ઇરાનીઓ પોતાના રથએસ્તાર એટલે લડવૈયા તરીકેના પેશામાં દાખલ થવા આગમજ સર્વથી સરસ ઘોડો મેળવવાની જુસ્તેજુઇ યાને તપાસમાં રહેતા હતા. દાખલા તરીકે ફીરદોસી કહે છે તેમ સોરાબ પહેલવાન પોતાની માતાથી પોતાની નસલ જાણવા બાદ ઇરાન જવા નિકળ્યો, તેની આગમજ એક નામીચો ઘોડો મેળવવાને તે ઘણો આતુર થયો હતો. મેહેરંગાનના જશનને તેહવારે અસલી ઇરાનમાં ઘણી જાતની ઘોડાની શરતો તેમજ (chariot races) રથમાં બેસી શરતો રમવામાં આવતી હતી. એવું કહેવામાં આવે છે કે અસલી ગ્રીક પ્રજામાં જે Olympic games હતી તે એ આપણી અસલી મેહેરંગાનના જશનના તેહેવારને વખતે થતી chariot races ને આભારી છે. જ્યારે મીથ્રની આરાધના રોમન લોકોએ ગ્રીક લોકો પાસેથી લીધી ત્યારે તેઓએ એક રીતે તેઓ તરફથી ઘોડાની શરતો પણ લીધી હતી. હીરોડોટસ કહે છે તેમ અસલી ઇરાનીઓ પોતાના છોકરાઓને પાંચથી વીશ વરસની ઉમર સુધી ફકત ત્રણ રીતની સંભાળથી તાલીમ આપતા હતા. સ્વારી કરવાની, કમાન ખેંચવાની, અને સાચું બોલવાની. ઝેનોફોનના કહેવા પ્રમાણે ઘોડા ઉપર સ્વારી કરવી એ અસલી ઇરાનીઓ ઘણું માનભર્યું સમજતા હતા. ગુસ્તાસ્પ પાદશાહને માટે કહે છે કે તેની પાસે "અસ્પે સીઆહ" નામનો એક ઘોડો હતો કે જે દીનકર્દના કહેવા પ્રમાણે આખી દુન્યામાં સૌથી સરસ ઘોડાઓમાંનો એક હતો. એવું કહે છે કે એ ઘોડાના ચાર પગ તેના પેટમાં ઘુસી ગયા હતા અને તે ગમે તે કરવાથી બહાર નિકળી શકયા નહીં. પેગામ્બર અશો જરથોસ્તે તે જો તેની દીન કબુલ કરે તો તે ઘોડાને સાજો કરવા કબુલ્યું. પાદશાહે તેની જરથોસ્તી દીન કબુલ કીધી અને જરથોસ્ત સાહેબે તે ઘોડાને પાછો તનદરોસ્ત કીધો. દીનકર્દમાં કહે છે કે અસલી ઇરાનમાં કેટલાક ઘોડાના ડાકટરો પણ હતા. ઘોડાને કેળવતી વખતે જો કોઇબી તેની તરફ બેદરકાર થતું હતું તો તે એક પ્રકારનો મોટો ગુનાહ ગણાતો હતો. એવું કહે છે કે જો એક ઘોડાનો ધણી તેની સારી રીતે માવજત લેતો, તો તે ઘોડો તેને આશીશ દેતો, પણ જો તે તેને પુરતો ખોરાક નહી આપતો અને તેની પાસે પોતાની બાઇડી છોકરાં માટે

તેમજ પોતા માટે જબરીથી કામ લેતો તો તે ઘોડો તેને શ્રાપ દેતો કે "તું કે જે મને ખોરાક આપતો નથી અને મારી પાસે તારી બાઇડી છોકરાં માટે ઘણું કામ લે છે તે તું મજબુત ઘોડા જોડનાર, મજબુત ઘોડાપર બેસનાર, અને મજબુત ઘોડા લગામમાં રાખનાર થતો ના." આ સઘળા ઉપરથી સર રોબર્ટ કેર પોરતર નામનો લખનાર એક મુસાફર તરીકે જે ટીકાઓ કરે છે તે વાજબી છે કે "From the earliest times, the breeding of fine horses has been a passion in the East, and in no country more than Persia." પહેલવી બુનદહેશમાં બધાં જાનવરોને ત્રણ ભાગોમાં વહેંચી નાંખેલા જણાવ્યાં છે. ૧ જેઓ ખીણમાં ચરતાં હોય તે, ૨ જેઓ પહાડપર રહેતાં હોય તે, ૩ જેઓ પાણીમાં રહેતાં હોય તે. આમાંથી ઘોડાને પહેલા વર્ગમાં મુકવામાં આવ્યો છે. વળી એના પણ બે ભાગ કર્યા છે. એક ફાટેલી (cloven) ખરીવાલા અને બીજા ગધેડાના પગવાલા. (ass footed). એમાંથી ઘોડા બીજા વર્ગને મળતા આવે છે. દરેક હોરમજદની સારી પેદાયશની સામે એક બુરી પેદાયશ અંગ્રેમઇન્યુશે બનાવી છે, તેમ ઘોડાની સામેની બુરી પેદાયશ તરીકે સાપ પેદા થયલો છે. તેથી ઘોડા અને સાપ એકમેકના દુશ્મનો છે. શાયસ્ત લા શાયસ્ત નામની પહેલવી કેતાબ જાનવરી ખોરાકને માટે લડાયક ઘોડાઓને મારવાને મના કરે છે. જોકે હીરોડોટસ કહે છે કે અસલી ઇરાનીઓ વચ્ચે સાલગ્રેહ જેવા મોટા તેહેવારો ઉપર એક બળદ, એક ઘોડો, એક ઉંટ અને એક ગધેડો, આખો ને આખો ભુંજવી ટેબલપર પીરસવામાં આવતો હતો. જોર, ઝડપ, સાલેસાઇ, અસીલાઇ, અને ઉમદા ચાલચલણ એ ઘોડાની ખાસ ખુબીઓ ગણાતી હતી. એક ઘોડાનું જોર પારખવાની રીત એ હતી કે તેનો પાછલો ભાગ હાથથી દાબવામાં આવતો હતો, જો તે જાનવર નીચે બેસી જતું હતું તો તે સ્વારી કરવાને નાલાયક થતું હતું. સોરાબે પણ પોતાના ઘોડાનું જોર પારખવા એવીજ યુકિત કીધી હતી. Vuller લખનાર કહે છે કે "He placed his trying hand on the back of the horse when his (the horse's) belly bent down to the ground." ઘોડાની શરતની જે મતલબ છે તેબી એજ છે કે ઘોડાની ઝડપ જોવી નહીં પણ તેનું જોર જોવું. અને લાંબી મુસાફરી તેમજ ઝડપથી મુસાફરી કરવા માટે કયા ઘોડાપર વધારે ભરોસો મુકી શકાય તે શોધી કાઢવું, એવું સર જોન માલકમ પણ કહી જાય છે. બાજી જે તેની ખુબી જોવાની છે તે તેની ઝડપ છે. અવસ્તા બોલ

"અસ્પ" પણ "અસ" ધાતુપરથી થયલો છે, જેનો અર્થ ઝડપથી જવું એવો થાય છે. એજ કારણસર સુર્યને પણ "અઉર્વત અસ્પ" એટલે તેજી ઘોડાવાલો કહેલો છે, કારણ કે તેઓ પોતાનું કામ એક તેજી ઘોડાની માફક ઝડપથી કરે છે. મેહેર યસ્તમાં મેહેર યઝદના ઘોડા વીષે નીચલું બ્યાન મલે છે. જે મેહેર યઝદને સફેદ ચકચક થતા દેખામણા, પવિત્ર સમજુ, છાયા વગરના, મીનોઇ જગામાં ચાલનારા મીનોઇ ઘોડા લઇ જાય છે. વળી તેઓ એકજ રંગના, મીનોઇ ખોરાક ખાનારા તથા અમર ઘોડા છે. તેઓના આગલા પગની ખરીને સોનાની નાળ જડેલી છે, અને પાછલા પગની ખરીને રૂપાંની નાળ જડેલી છે. એ મીથ્રના ચાર ઘોડાઓ અસલી ગ્રીક લોકોના સુર્યના ચાર ઘોડાઓની યાદ આપે છે, તે કાંઇજ નહીં, પણ સુર્યની રોશની જે આકાશના જુદા જુદા ભાગ ઉપર પડે છે તે હોવી જોઇએ અને તે ૧ બામદાદ વખતની રોશની, ૨ સુર્ય ઉગવા પછીની રોશની, ૩ મધ્ય દીવસની રોશની, ૪ સુર્ય અસ્ત પામે તે વખતની રોશની છે. વળી એવું કહેવામાં આવે છે કે ઘોડો પહેલાં તો ગાડી ઘસડવાના કામમાં વપરાતો હતો, અને પછી જ્યારે તેની બરાબર પરવરશી કરવામાં આવી, ત્યારે તે માણસનો ભાર પોતાની પીઠપર લઇ સ્વારી કરવામાં વપરાયો હતો. અવસ્તા શબ્દ 'રથેશ્તાર' દેખાડી આપે છે કે તે 'રથ ઇસ્તાર' નો બનેલો છે, જેનો અર્થ, one standing in a chariot (રથ) કરી થાય છે, કારણકે અસલના વખતમાં રથમાં બેસી લડત ચલાવવામાં આવતી હતી. અસલના વખતમાં માપણી પણ જાણે એક ઝડપથી જનાર ઘોડો કેટલા દીવસ લે તેપરથી થતી હતી. જેમકે આવાં અરદ્વીસુર નીઆએશમાં અરદ્વીસુરની એક શાખા એક ઝડપથી સ્વારી કરનારને ૪૦ દીવસ દોડતાં થાય એટલી લાંબી જણાવી છે. વળી ત્રીજી એક ખુબી જે ઘોડાની જણાવવામાં આવે છે તે તેની જોવાની શકિત છે. બેહેરામ યસ્તમાં કહે છે કે તે ઘોડો અંધારી, કોઇનો બી સાદ નહી સંભળાય તેવી તથા પુર વાદળાંવાળી રાતે ઘોડાના બાલને જમીનપર પડેલો જોય છે, તથા માથાં આગળનો કયો બાલ તથા પુછડી આગળનો કયો બાલ તે ઘોડો પારખી શકે છે. એવું કહેવામાં આવે છે કે અરબ ઘોડો એવી ચમત્કારીક શકિત ધરાવે છે. ફીરદોસી કહે છે કે રૂસ્તમનો રક્ષ એક અંધારી રાતે બે માઇલ દુરથી એક કાળા જીનનાં કપડાંપર એક કીડી પડેલી જોઇ શકતો હતો. વીસ્તાસ્પ યસ્તમાં કહે છે કે જો એક અસલી ઇરાની નમુનેદાર ઘોડો જો તેનો સ્વારી કરનાર એકબારગી

રસ્તો ચુકી પણ જાય તો તે તેની ભુલ જોઇ તે માર્ગ પરથી પાછા ફરી તેને સીધે માર્ગે દોરવે છે. ચોથી એક ખુબી જે ઘોડાની જણાવવામાં આવી છે તે તેની સાલેસાઈ, અસીલાઇ, અને ઉમદા ચાલચલણ છે. સીયાવક્ષના ઘોડા બેહઝાદ માટે કહે છે કે તે જ્યારે તેના સસરા અફરાસીયાબને હાથે મરવાની અણીપર હતો, ત્યારે તે ઘોડા બેહઝાદ આગળ ગયો, અને તેને કહ્યું કે મારો છોકરો કૈખશરૂ કે જેનો જન્મ થોડા વખતમાં થશે એવી તેને ઉમેદ હતી, તેના સિવાય તું બીજા કોઇને પણ પીઠ આપતો ના. કૈખશરૂ મોટો થઇ જંગલમાં ગયો અને ત્યાં તેણે બેહઝાદનું નામ પોકાર્યું કે તુરત તે ઘોડો ઉભો રહી ગયો. કૈખશરૂએ તેની જુની જીન અને જુની લગામ દેખાડી જે તેણે તુરત ઓળખી અને તેની પીઠપર મુકવા દીધી. આથી તે ઘોડાને પોતાના જુના ધણીની યાદ આવી અને તેનાં મરણ માટે તેને દલગીરી દેખાડી જેથી કૈખશરૂ પણ રડયો. આ વાર્તા શાહનામામાં જણાવેલી છે. એક ઘોડો એક ઇરાની પહેલવાનને એટલો બધો વહાલો હતો કે તે તેને પોતાનો મોટો સાથી ગણતો હતો. જાલ પહેલવાનને પોતાના ઘોડા માટે કહ્યું કે "As long as I live my horse will be my companion and the vault of revolving heaven shall be my shelter." જો એક ઇરાની મરદ લડાઇમાં પોતાના માનીતા ઘોડાને ખોહતો હતો તો તે એક મોટું અપમાન ગણાતું હતું. ઘોડો એટલો માનીતો હોવાથી તે વખતે ઇરાનમાં માણસોનાં નામો ઘોડા ઉપરથી પડતાં હતાં, જેમકે પોઉરૂશસ્પ અશો જરથોસ્તના બાપનો અર્થ "પુશ્કલ ઘોડા રાખનાર." તેની પેહેડીનાં બીજાં નામો નીચે મુજબ છે. પઇતીરસ્પ, અઉર્વતસ્પ, હએચદસ્પ વગેરે. સીકંદરને માટે કહે છે કે તે પહેલો બહાદુર મરદ હતો કે જેણે પોતાના ઘોડા બ્યુસીફેલસને કાબુમાં રાખી તેની પીઠપર સ્વારી કીધી હતી. એ ઘોડાના માનમાં તેનાં મરણ બાદ જેલમ નદીપર તેણે બ્યુસી-ફેલ્યા નામનું શહેર વસાવ્યું હતું. ઘોડો એટલો માનીતો હોવાથી તેને એકવાર ઇરાનનાં તખ્ત ઉપર ખરો વારસ કોણ હતો તે જાણવા એક લવાદ દાખલ નેમવામાં આવ્યો હતો. કહે છે કે દારાયસ અને બીજા છ ઇરાની ઉમરાવો વચ્ચે સવાલ ઉભો થયો કે સાતમાંથી કોણે સરદાર થવું. ઓતાનીશ તે હરીફાઇમાંથી નિકળી ગયો અને બાકીના છએ એવું ઠેરવ્યું કે બીજે દીને મલસ્કે તેઓએ શહેરની બહાર નિકળી જવું અને જેનો ઘોડો પહેલે ખંખારે તેને પાદશાહ મુકરર કરવો. દારાયસના ઘોડાવાળા નામે એલારીસે પોતાના શેઠના ઘોડાને આગલી રાતે એક

ઘોડીની આસપાસ ફેરવ્યો, તેથી બીજે દીને તેજ ઘોડો પોતાની સુંઘવાની લાગણીને લીધે પોતાની માદાને નજદીક સમજી પહેલો ખંખાર્યો અને તેથી દારાયસને બાકીનાઓએ ઇરાનનું તખ્ત સોંપ્યું. કહે છે કે દારાયસે પોતાના માનીતા ઘોડાની યાદગારી જાલવવા માટે એક ઘટતા લેખ સાથે એક યાદગાર સ્થંભ આ બનાવની યાદમાં ઉભો કીધો હતો. ઇરાનીઓ જેઓ પોતાના ઘોડાઓ તરફ આવા ઉમદા માન તથા લાગણી સાથ જોતા હતા તેવી લાગણી તથા તેવું માન હાલના ઇરાનીઓમાં વારસા તરીકે ઉતરી. આવેલું માલમ પડે છે. Malcolm કહે છે કે "The King's stable is deemed one of the most sacred of sanctuaries. હીરોડોટસના કહેવા પ્રમાણે ઘોડાનું માંસ સાલગ્રેહની મિજબાનીમાં વપરાતું હતું. ફીરદોસી પણ કહે છે કે ઇરાંનીઓ ઘોડાનું માંસ ખાતા હતા.

---

# અવસ્તામાં મળતી જોડ મીનોઇ શક્તિઓ.

ઇરાની સાહિત્યમાં કેટલાક ઇજદ અમશાસ્પંદો વગેરે શક્તિઓને જોડ ગણી બંનેને ભેગા આરાધવામાં આવે છે. જ્યારે એકથી વધુ યજદો કામ કરતા માલમ પડે છે ત્યારે તેઓને એકબીજાના હમકાર કરી કહે છે. જેમ કે અહુરમજદના હમકાર દેપાદર. દેપમેહેર અને દેપદીન. બહમનના મોહોર, ગોસ, અને રામ, જેઓને પારસીઓ અનરોજા તરીકે ઓલખે છે. જ્યારે તમામ શક્તિઓને ભેગી યાદ કરવામાં આવે છે ત્યારે જેમ તેઓને સંસ્કૃતમાં 'વીશ્વો દેવા' કરી કહે છે, તેમ અવસ્તામાં તેઓને 'વીસ્પ યજત' યાને તમામ યજદો કરી કહે છે. વેદીક સાહિત્યમાં બબ્બે દેવતાઓની જોડની-ભેગી આરાધના તે સાધારણ રીતે જણાય છે. મારા સંસ્કૃતના ત્રીજા વરસના અભ્યાસમાં Hymns from the Regveda પ્રોફેસર પીટરસનવાળી, મેં વાંચી હતી, જેમાં ઘણુંક ભજનો તેમની તેવી ભેગી યાદમાં અર્પણ કરવામાં આવેલાં દીઠામાં આવે છે. જેવાં કે મીત્ર-વરૂણ, ઇંદ્ર-વરૂણ, ઇંદ્ર-અગ્નિ, ઇંદ્ર-વાયુ, અગ્નિ-સોમ વગેરે. જો કે દરેક મીનોઇ શક્તિ પોતપોતાની હદમાં પોતાના ઠેરવેલાં કામો કરે છે,

તો પણ ઘણીક વાર તેઓ કોઇ બાબદમાં એકબીજાને મળતા ગુણ ધરાવે છે. જેમ કે ખોરદાદ અને અમરદાદની મલતી આવતી ખાસિયતને લીધે તેઓ સદા સાથે કામ કરે છે. કારણકે ઝાડપાનને ઉગવા માટે પાણીની જરૂર છે, કારણકે ઝાડને જો પાણી ન મલે તો તે કરમાઇને મરી જાય. વળી યસ્તો અને નીઆએશો ભણી રહ્યા પછી જે નીરંગો દક્ષિણ દિશા તરફ ભણવામાં આવે છે, તેમાં પહેલે પાણી, પછી ઓરવર યાને ઝાડપાનને નમસ્કાર કરવામાં આવે છે. બીજું જે મુખ્ય નિયમો પાણીને માટે અવસ્તામાં જણાવેલા છે તેજ ઓરવરને માટે પણ છે. જેટલે દરજ્જે એક અડકાએલી બાનુને ક્રિયાના પાણીથી દુર રહેવું જોઇએ તેટલેજ દરજ્જે બરસમથી યાને પવિત્ર ઓરવરથી પણ તેને દુર રહેવું જોઇએ. વળી આખી સૃષ્ટીનું જીવવાનું કારણ બેઉ ઝાડ અને પાણીથી છે એટલા માટે બેઉનો એકબીજા સંબંધ છે. ખોરદાદ અને અમરદાદ સાથે જોડાયલા હમેશ આપણને અવસ્તામાં મલી આવેલા છે તેના કારણો (૧) ઝાડપાન ઉગવા માટે પાણીની મુખ્ય અગત હોય છે. કારણકે જો ઝાડને પાણી ન મળે તો તે કરમાઇ જાએ તેથી હઉર્વતાત અને અમેરેતાતને યજશને હા ૧–૧૨ માં સાથે યાદ કરવામાં આવે છે. (૨) વલી અવસ્તાની સઘળી નીઆએશો તથા યસ્તોમાં દક્ષિણ દિશા તરફ જે નીરંગો ભણવામાં આવે છે તેમાં પહેલે અર્દવીશુર (પાણી) ને અને તુરતજ ઓરવરને નમસકાર કરવામાં આવે છે. (૩) વલી કોઇ પ્રકારનો નસો પાણીમાં પડે અને જેટલે દરજ્જે તે પાણીને ગલીચ કરે છે તેટલે દરજ્જે તે ઓરવરને પણ ગલીચ કરે છે. (૪) આખી સૃષ્ટીનું જીવવાનું કારણ બેઉ ઝાડ અને પાણીથી છે, એટલા માટે એ બેઉ પેદાયશો એકબીજા સાથે મજબુટ સંબંધ રાખે છે. (૫) માજદયસ્ની દીનની અનેક ક્રિયાકામોમાં જ્યાં પાણી વાપડવામાં આવે છે ત્યાં ઓરવરની પેદાયશ પણ વાપડવામાં આવે છે. જેમ કે યજસનીમાં ભણનાર બોલે છે કે જોર સાથની બરસમથી ખોરાક, મ્યજદ, પાણી, તથા ઓરવર હું તૈયાર કરવા ચાહું છું.

હવે સારાંશ (abstract) કારણો નીચે મુજબ છે. હઉર્વતાતનો એક અર્થ સંપુર્ણ સુખ થાય છે અને અમેરેતાતનો અર્થ લાંબી જીંદગી થાય છે. હવે સંપુર્ણ સુખ અને લાંબી જીંદગી સાથેજ હોવી જોઇએ, કારણકે પુરતું સુખ થોડી જીંદગી સુધી યા અસંપુર્ણ સુખ લાંબી જીંદગી સુધી કોઇ ભોગવે એ બનવા જોગ નથી. તેથી યજશ્ને હા ૯–૧૯ માં ભણનાર બેઉ બક્ષેશ જેમકે શરીરની તનદરોસ્તી અને જીવની લાંબી જીંદગી સાથેજ માંગે છે.

રશ્નને સચ્ચાઇનો ફરેસ્તો છે, ને મેહેર પણ સચ્ચાઇનો ફરેસ્તો હોવાથી તેઓબી ઘણી વખત સાથે જોડાણમાં કામ કરતા જણાયલા છે. બીજા દાખલાઓમાં રામ અને ગોવાદ, દીન અને ચિસ્તી તેઓની સીફતને લીધે સાથે ભણાતાં માલમ પડે છે. ઇંદ્ર પોતે વૃત્રહનને મારનાર તરીકે ઓલખાયો છે, જેને મલતો અવસ્તા બોલ વેરેથ્રઘ્ન યાને બેરામ યજદ મલે છે. ત્યારે વૃત્રને મારનાર તરીકેનો ઓધો જે અખલો ઇંદ્ર ધરાવે છે તે તેમની ભેગી યાદ વેળા બંનેને સરખી રીતે લાગુ પાડવામાં આવે છે. બેહેરામ અવસ્તા વેરેથ્રઘ્ન, વેરેથ્રવૃત્ર એનો અર્થ દુશમન થાય છે અને તે ઉપરથી વેરેથ્રઘ્નનો અર્થ વેરીને મારનાર, ફતેહમંદ કરી શાય છે. વેરેથ્રઘ્નનો અપભ્રંશ 'વરહરાન' થઇ તે ઉપરથી ફા. બેહેરામ નામ નીકળ્યું છે. એ ફતેહ ઉપરનો મુવક્કલ ફરેસ્તો છે. એ હીંદુઓના વૃત્ર-હન યાને ઇંદ્ર દેવતાને મલતો છે કે જેનું કામ 'વૃત્ર' નામના વરસાદને વરસતો અટકાવનાર રાક્ષસને મારીને વરસાદ વરસાવવાનું છે. જે કોઇ બેરામ ઇજદને ખરાં દીલથી યાદ કરે છે તેને તેની મુશકેલીમાં તે જુદે જુદે વખતે જુદા જુદા શીકલમાં જાય છે. વળી ત્રણથી ચાર યઝદા શકિતઓ સાથે મલી કામ કરતી જણાય છે. જેમકે મેહેર યઝદને ચોથા રાતની બામદાદે તેના ઇનસાફના કામમાં સરોષ, રશ્ને અને આસ્તાદ મદદ કરે છે. ત્રણ દિવસ બાદ ચેહારમની બામદાદે મરનારની નેયતે ચાર બાજે ધરવામાં આવે છે. ૧ રશ્ને તથા આસતાદ યજદની હુમનથી. રશ્ને યજદ ઇનસાફ ઉપર અને આસ્તાદ યજદ સચ્ચાઇ ઉપર મુવક્કલ છે, અને તેઓ મેહેર દાવરને ઇનસાફનાં કામમાં મદદ કરે છે. બીજી બાજ રામ યજદની કે જે હવા ઉપર યા તો હવાની અત્યંત વાલુરગી પદાર્થ જેને આપણે (ether) કહીએ છીએ તેની ઉપર મુવક્કલ છે. ત્રીજી બાજ અર્દાફરોશ યાને હમા અશોફરોહરોની છે, કારણકે ત્રણ દિવસ પછી તે રવાનને જીવતાં વહાલાંઓ વચ્ચે તેઓના ફરોહરો માર-ફતે સંબંધ હોય છે. ચોથી બાજ સરોષ યજદની કે જે સરોષ યજદ તે રવાનની ત્રણ દિવસ પાસબાની કરે છે.

ઇરાની અને વેદીક સાહિત્યમાં મીથ્ર-અહુર અને મીત્ર-વરૂન આપણું ખાસ ધ્યાન ખેંચે છે. વરૂણ વેદમાં જે જગા ધરાવે છે તે અવસ્તામાં અહુર રોકે છે. અવસ્તાના મીથ્ર અને વેદના માત્રની આરાધના ઇરાની તેમજ હીંદી આર્યોમાં અસલના વખતથી સરખી રીતે જણાએલી છે. મીથ્ર રોશની ઉપરનો મવક્કલ હોવાથી તેની ભેગી યાદ કુદરતી રીતે અહુર સાથ થાય છે કે જે તમામ રોશનીનો પિતા જેવો છે. વળી અવ

મીનોઇ શક્તિઓ તે અશો અહુરમઝદનીજ એ શકિતઓ છે, તેથી તેઓની સેતાયશ તે અશો અહુરમજદની સેતાયશ કીધા બરાબર છે. તેથી મહેર યસ્તમાં અશો દાદાર અહુરમજદે કહ્યું છે કે "ઓ જરથોસ્ત! તમામ જગતને જોડનાર મેહેર યજદને મારા જેટલોજ જશ આપવા લાયકનો, મારા જેટલોજ આરાધના કરવા લાયકનો અને મારા જેટલોજ મનન કરવા લાયકનો મેં ઠરાવ્યો છે." મીથ્ર અને અહુરની ખાસ ખાસિયત બેરેઝંત યાને બુલંદ છે. વળી ખોરશેદ અને મેહેરની આરાધના પણ સાથેજ કરવામાં આવે છે. ખોરશેદ તે સુર્ય પોતે યાને મેહેર તે સુર્ય ઉગવા આગમજ અને અસ્ત થાય પછીનું ઝઝકલું (twilight) જો કે ખોરશેદની આરાધના રોશની આપનાર સુર્ય તરીકે થાય છે છતાં સુર્ય ઉપરની મવક્કલ શક્તિ તરીકે ખોરશેદ ઇજદ ગણાય છે.

પોતાની અનેક સીફતમાં મેહેરની એક સીફત એ છે તે બહોળાં ખેતરનો સાહેબ છે. આવા તેના એલકાબની રૂહે તેને રામ ખાસત્ર જે ખોરાકીઓમાં લેજ્જત આપનાર યઝદ છે તેની સાથ જોડમાં આરાધવામાં આવે છે, અને મેહેર અને રામની આરાધના સાથે ક્રિયામાં આવે છે. મેહર આસ્તાદ એ બેઉ યજદો પણ સચ્ચાઇ ઉપરના મવક્કલ તરીકે સાથે આવે છે. રશને આસ્તાદ આ બંને યજદો બીજાઓ સાથે ગુજર પામેલાં રવાનોને ચિનવદ પુલ તરફ જતાં તેઓના ઇનસાફમાં આગેવાન ભાગ લે છે. આ માટે તેમની ભેગી યાદમાં ચહારમની વખતે બામદાદે તેમની નૈયતે દરૂન ઇજવામાં આવે છે.

સરોષ અને આદર જ્યારે અરદાવીરાફ મીનોઇ દુનિયા તરફ જાય છે ત્યારે પહેલે તેને લેવા આવે છે અને બહેસ્ત અને દોજખમાં તેના ભોમીયા તરીકે કામ બજાવે છે. રામ ગોવાદ રામ યસ્તમાં ફકત શરૂઆતમાં રામ યજદની સ્તુતિ કીધા બાદ છેલ્લા ફકરામાં રામ અને ગોવાદની ભેગી યાદ કરી તમામ યસ્ત ગોવાદ ઇજદની સ્તુતિ માટે રોકાયલી છે, અને ઘણીવાર બંનેને ભેલી નાખવામાં આવે છે.

દીનચીસ્તી દીન જે કાયદા યા ફરજ યા ધર્મને અર્થે વપરાએલો છે તે પછવાડેથી ધર્મ ઉપર મુવક્કલ યજદ તરીકે પણ વપરાય છે અને ચિસ્તી જે ડહાપણ છે તે ડહાપણ ઉપરની મુવકકલ શકિત તરીકે પણ વપરાએ છે. દીન યસ્તમાં દીનની સ્તુતિ હોવાને બદલે આખો યસ્ત ચિસ્તી માટેજ લખાએલી હોય એવું દીસે છે અને દીનનું નામ વટીક લેવામાં આવતું નથી. વળી આસમાન—જમીયાદની યાદ પણ ઘણુંખરૂં સાથે કરવામાં આવે છે. એને મળતા વેદીક શબ્દો ધવલ પૃથ્વી છે.

અશીશવંઘ-પારેન્દી એ બેઉ નારી ફરેસ્તા છે. અશીશવંઘ દોલતપરનો ફરેસ્તો છે, ને પારેન્દી પણ દોલતપરનો હોવાથી તેઓની ઘણીકવાર ભેગી યાદ કરવામાં આવે છે. જેમકે તીર યસ્ત ક. ૩૮ માં આપણે જોઇએ છીએ તેમજ શીરોજા ક ૧-૨૫ માં તેઓ સાથે માલમ પડે છે. વળી દરેક ગેહ સાથે તેઓના હમકારોને પણ સાથે યાદ કરવામાં આવે છે, જેમકે હાવનની સાથ સાવંઘહે વીસ્ય, રપીથવન સાથે ફ્રાદત ફશુ જન્તુમ, ઉઝયેઇરીન સાથ ફ્રાદત વીર દખ્યુમ, અઇવીસુથ્રેમ સાથે ફ્રાદત વીસ્પાંમ હુજયાઇતે જરથુસ્ત્રોતેમ, ઉશહેન સાથે બેરેજ્ય ન્માન્ય, આ મુજબ અવસ્તા સાહિત્યમાં મલતી જોડ મીનોઇ શક્તિઓનું ટુંક વીવેચન છે.



# એક તકરારી સવાલ.

## રવાન સામે ભણાતું ભણતર.

હાલમાં જ્યારે કોઇક જરથોસ્તીના ઘરમાં રવાન થાય છે ત્યારે તેની જગા સામે ત્રણ રાત સુધી ભણતર ભણવામાં આવે છે. આ ચાલ મુંબઇ, પુના સુરત અને બીજા શહેરોમાં જોવામાં આવે છે, પણ ઉદવાડામાં જ્યાં સુધી લાશ ઘરમાં હોય ત્યાં સુધીજ ભણતર ભણાવવામાં આવે છે અને પછી નહીં. આ ઉપરથી સવાલ પુછવામાં આવે છે કે એ ભણતર વિષે કેહેબી ધર્મપુસ્તકોમાં ઇશારો છે કે નહીં. અગાઉ એકવાર મારા ઉસ્તાદ મી૦ બેહેરામગોર તે૦ અંકલેસરીયા એમ. એ. એ રાહનુમાએ મજદયસ્નાન સભા તરફથી એક ભાષણ આપ્યું હતું તેમાં તેવણે કહ્યું હતું કે

"જરથોસ્તી દીની સાહિત્યમાં, પહેલવી ભાષનતરોમાં કે ફારસી રેવાયતોમાં એ ભણતર ભણાવવાનું કાંઇપણ ફરમાન નથી. એ રેવાજ ઘણા દાહેકાઓ થયાં હિંદુસ્તાનમાં ચાલુ થયો છે અને એ રેવાજ પાડવાની મુખ્ય મતલબ એકજ હોય અને તે એ કે લાશની ઉપર તકેદારી રાખવી કે રખેને તેને માંસ ખાનારા કુતરા ઉંચકી જાય. મુગે મહોડે બેસી રહેવાથી ઉંઘના ઝોકા આવે અને ઉંઘાઈ જાય તેવો માણસ ચાલુ તકેદારી નહી રાખી શકે. તેટલા માટે ચાલુ તાકેદારી રાખનાર મોબેદ હોય અને કાંઇ ભણતર કરતો હોય તો ભણતરના પવિત્ર કલામમાં

ખલલ નહીં કરવાના ઉમદા ઇરાદાથી વિલાપ કરનારાઓ મ્હોડું બંધ રાખે તેવી નેક નીષ્ટાથી આ રેવાજ બરપા થયો હોવો જોઇએ. પણ હાલના ગરીબ જરથોસ્તીઓને આ ભણતર કરનારા મોબેદને કેટલીકવાર કલાકના રૂપ્યા એકથી વધુ મોઘું દામ આપવું પડતું હોવાને સબબે જે ગરીબ જરથોસ્તીઓની એવી બીનજરૂરી ખરચોની ગુંજાશ નહીં હોય તેઓને એવા ખરચમાંથી મુકત કરવાની તદબીર થવી જોઇએ યાને લાશની ચાલુ તકેદારી રાખવાં કાંઇ બીજો સસ્તો ઇલાજ શોધવો જોઇએ."

મી૦ બહેરામગોરના વિચાર સાથ હું મલતો થાઉં છું પણ મારા બીજા એક મીત્ર મી૦ શાપુરજી કા૦ હોડીવાલા ફારસી રેવાયતમાંની સર્વથી જાણીતી અને ભરૂસો મેલવા લાયક કેતાબ "સદરે નસર" માંથી એક સહાદત ટાંકે છે અને તે ઉપરથી કહેવા માંગે છે કે રવાન આગળ ભણતર ભણાવવાનો રેવાજ ઇરાની છે, અને તે હીંદુસ્તાનમાં બરપા થએલો નથી, જો કે મને તો શકમંદ લાગે છે કે ત્યાં પણ ભણતર ચાલુ ભણાવવાનું કાંઇ ખુલ્લું ફરમાન દીસ્તું નથી. સદરના ૮૭ માં બાબમાં કહ્યું છે કે:—

"જ્યારે કોઇ શખ્સ આ દુનિયાથી ગુજર પામે ત્યારે પહેલા ત્રણ રોજ ચાલુ શરોષની બંદગી કરવી જોઇએ તથા આતશ સળગાવવો જોઇએ તથા અવસ્તા ભણવી જોઇએ કારણ કે રવાન આ દુનિયામાં ત્રણ રોજ રહે છે."

હવે ઉપર કહ્યું તેમ અવસ્તા ભણવી જોઇએ તે ઉપરથી મારા મિત્ર મી૦ હોડીવાળા એમ કહે છે કે રવાનની ખુશાલી સારૂ અવસ્તા ભણવી જોઇએ એવો સાર સદર ઉપરથી નીકળે છે. પણ મને બહુ શકમંદ લાગે છે. કઇ અવસ્તા તે ત્યાં કાંઇ જણાવ્યું નથી અને ચાલુ ત્રણ દિવસ ભણવું કે કેમ તેબી ત્યાં કાંઇ જણાવ્યું નથી. હાલના મોંઘવારીના વખતમાં મોબેદો કલાકના ૨ થી ૩ રૂપ્યા અને વધુ માંગે છે, માટે મારૂ અદના મત એ છે અને અવસ્તા પહેલવીના મહાન ઉસ્તાદ મરહુમ ખ. રૂ. કામા પણ કહેતા હતા કે ભણતર મોબેદો પાસેજ ભણાવવું જોઇએ એવું કશું છેજ નહીં. ઘરમાંનોજ કોઈ સગોવાહાલો બેસીને ભણે તો ઉલટું વધુ સવાબ લાગે અને તેવું મેં ડુંગરવાડી ઉપર ગરીબ કુટુંબમાં ભણાતું ભણતર ઘણી વાર જોયું છે.

જ્યારે હમણાં મોંઘવારીનો વખત ચાલે છે અને દરેક વસ્તુના એકથી ચારગણા ભાવ આપવા પડે છે, તેથી જો રાતે ન બને તો દિવસે પણ ત્રણ દિવસ તે મરનારનાં સગાંવહાલાં તેજ જગાએ બેસી ભણતર ભણે તો કાંઇ પણ જાતની અડચણ હું જોતો નથી. ઉડવાડામાં લાશ

ઘરમાં હોય ત્યાંજ સુધી ભણવાનો રેવાજ કેમ પડયો હશે ? શું ખરચની કાપકુપ માટે હશે કે લાશની તકેદારી માટે હશે એ એક સવાલ છે. એ ભણતર ભણવાની બહારના મોબેદોની ફરજ નથી પણ નજદીકના ખેશીઓનીજ ખાસ ફરજ છે. દસ્તુરજી દારાબજી જેવા કહે છે કે એક જરથોસ્તીના ગુજરવા પછી ત્રણ દિવસ અને રાત તેનું રવાન તેના ઘરમાં રહેવાથી **તેના ખેશીઓએ** પતેત કરીને તેના રવાનને મીનોઇ જહાનમાં શાંતી ઇચ્છવી એ બરહક અને વાજબી છે. વળી બીજું અગત્યનું તો એ છે કે આપણા ગાથાનાં શીક્ષણ પ્રમાણે તો આપણા ગુનાહ માટે અને આપણો દોજખથી છુટકારો થાય તેને માટે આપના દોસ્ત આસનાઓ અને સગાંવહાલાંઓ તરફની સઘળી કોશેશ વગર ફોકટની છે. જરથોસ્તી ધર્મનું ખાસ ફરમાન બદીનો બદલો બદી અને નેકીનો બદલો નેકી છે. કરણી તેવી પાર ઉતરણી એ ધર્મનું ખાસ ફરમાન છે. આપણા ગુનાહ માટે બીજાઓ પસ્તાવો અને પ્રાયશ્ચીત કરે તો તેથી આપણો ગુનાહ કપાવાનો નથી. એક જાણીતા દસ્તુર લખે છે તેમ "તારા આત્માની ફિકર તું પોતેજ રાખ અને તારી ઓરત યાને તારા ફરજંદ ,તારી ફિકર રાખે તેને ભરોસે ના રહે."



# બરશ્નુમનો કશ અથવા તો પારસીઓની કેટલીક ક્રિયાની જગ્યાઓમાં હદ દેખાડનાર લીટીઓ યા પાવીઓ.



આપણી કેટલીક ધાર્મિક ક્રિયાઓમાં પાવીઓ યાને હદ દેખાડનાર લીટીઓ દોરવામાં આવે છે. તે લીટીઓને અવસ્તામાં 'કશ' કરી કહે છે. એવી મોટી ક્રિયાઓમાં બરશ્નુમની ક્રિયા એક છે જેથી માણસનું તન પવિત્ર થાય છે. એ ક્રિયાની આખી સમજણ આપણને વંદીદાદ ૯ મી પરગરદ ઉપરથી જણાય છે. એ ક્રિયાના વર્ણન ઉપરથી જણાય છે કે

એમાં પહેલે નાહનારના શરીરને માથાવેરથી સાફ કરવા કહ્યું છે. માથા માટેનો અવસ્તા બોલ 'બરશ્નુમ' છે તેથી એ ક્રિયાને બરશ્નુમનું નામ આપેલું છે.

મુવેલાને અડકેલા માણસની રીમની ઉતારીને પાક કરવા સારૂ શરૂઆતમાં વંદીદાદમાં ૧૧ માં ફકરા સુધી એક બરશ્નુમ ગાહ તૈયાર કરવા કહ્યું છે. રીમન નહાવાની ક્રિયાને આપણા લોકો 'બરશ્નુમ' કરી કહે છે તેનું કારણ એ કે રીમની ઉતારતી વખતે બંને હાથો ધોયા પછી પહેલવહેલા તે રીમન થએલાં માણસના માથાંના સૌથી ઉપરના ભાગ (બરશ્નુમ હે વધધનેમ) ઉપર ચોખ્ખું પાણી રેડે છે. તે ઉપરથી તે રીમન ઉતારવાની આખી ક્રિયાનું નામ બરશ્નુમ પડયું છે. જો કે એનો ખરો અર્થ રીમન ઉતારવાની ક્રિયા થતો નથી. એ બોલ અસલ જંદ બરશ્નુમ છે, જે બીજું એક વચન છે. એનો અર્થ શીખર, મથાલું એવો થાય છે. તે રીમન નહાનારના બદન ઉપર ૧૫ વખત રેતી ઘસવા ફરમાવે છે, તેનું કારણબી એજ કે રીમની દુર કરવા તેના બદન ઉપર તેને જે નીરંગ ચોપડયો હોય તેનો બીનાસ રહી નહીં જાય તે માટે પાણી નામવા આગમજ નીરંગને સુકવવો જોઇએ. બીજી મતલબ એ પણ હોય કે તે રીમની દુર કરવા ચોપડેલા નીરંગની અસર તેની ઉપર થાય.

કશ યા હદની લીટીઓ મરણની ક્રિયામાં પણ લાસની આજુબાજુ નસેસાલારો ઘરમાં દોરે છે. તેની મતલબ એ છે કે તે મુવેલાંની લાશની અસ્વચ્છતા અથવા તેની રોગી બિમારીની અસર આજુબાજુઓના જીવતાં ઉપર ફેલાય નહીં. તે જીવતાંઓએ તે કશની હદ જેમાં લાશ મુકી હોય ત્યાં, બનતાં સુધી નજદીક જવું નહીં. જેમ આરોગ્યતા શાસ્ત્રમાં "draw the cordon" બોલ વપરાય છે, તેબી એજ મતલબે ઉડતા રોગથી બીજાઓને જતા અટકાવવા માટેજ બોલાય છે.

કોઇક બીજી ક્રિયામાં 'કશ' ખેંચવામાં આવે છે પણ તે માટે બોલ 'પાવી' વપરાય છે. યાને કે boundary line કે જેની અંદર મેલેલી પવિત્ર ચીજોની થતી ક્રિયાની સ્વચ્છતા જળવાય અને બહારની કોઇ થોડી સ્વચ્છ ગણાતી ચીજોની અસર દુર રાખે. આવી જાતની લીટીઓ યા પાવીઓ આપણા આતશ કદેહોમાં થતી ક્રિયાઓની જગામાં કાહાડવામાં આવે છે. પારસીઓની એ 'કશ' જે તનની સ્વચ્છતા આપનારી છે તેમ અસલ રોમનોમાં lustratio ની ક્રિયા પણ તનની સ્વચ્છતાનીજ ક્રિયા છે, કે જે ફકત એક માણસને નહીં પણ આખાં લશકરને અને શહેરને પણ પાક કરવાની ક્રિયા ગણાય છે. રોમન કેથોલીક

દેવળોમાં આજેબી ક્રિયાના સંબંધમાં દબદબાભર્યા સરઘસો નીકળે છે, તેની મતલબ પણ શહેરમાં કોલેરા અને મરકી જેવા ઉડતા રોગોથી એ ક્રિયા અને બંદગીની મારફતે પાક કરવાના સાધન તરીકે ગણાય છે.

જેમ અસલ રોમનોમાં એ ક્રિયામાં આતશ, પાઇન નામની ઝાડની ડાંખળીઓ અને પવિત્ર રોટી વાપરતા હતા તેમ આપણામાં પણ રાખ તથા દાડમના ઝાડની પાતરી વપરાય છે. જો કે આ ફકત ક્રિયા કરવા માટેજ છે પણ પછવાડેથી તેને મન અને રવાનની સ્વચ્છતાની નિશાની તરીકે પણ ગણવામાં આવી છે, જેના બે બોલ આપણી અવસ્તામાં ' પાકીએ તન વ અશોઇએ રવાન " વપરાય છે.

એ બરસ્નુમની ક્રિયામાં હાલમાં ધાતુનાં તાર બોબેદો વાપરે છે તેને બદલે અસલ કોઇ ઝાડની ડાંખલી વપરાતી હતી. અસલી ધર્મ-ગુરૂ રોમનો કે જેઓને ફ્લેમીન કરી કહેતા હતા, તેઓ પણ આતશ આગળ જતા ત્યારે કોઇ ઝાડની ડાંખલીઓ હાથમાં લઇ જતા હતા. તે ઉપરથી જણાય છે કે એ ક્રિયા ઘણીજ પુરાણી છે.

યાહુદીઓમાં પણ અસલ ઇરાનીઓને મલતી કેટલીક પાક કરવાની ક્રિયાઓ હતી. જેનું બ્યાન આપણને Old Testament ના Numbers ના પુસ્તક ઉપરથી જણાય છે. જે શખ્સ મુવેલાં માણસના નસાની સાથે આમેજ થઇ રીમન થયો હોય, તેને પાક કરનાર યોજદાથ્રગરને તેની મહેનતના બદલામાં તે રીમન નાહનાર મરદ યા ઓરત ચઢતા યા ઉતરતા દરજ્જાના હોય તે પ્રમાણે વધતું યા ઓછું દામ આપે છે. એક દસ્તુર જો રીમન થયો હોય તેને બીજો દસ્તુર પાક કરે તો તે તેને માટે ફકત દાદાર હોરમજદ પાસે નેક દુવા ચાહે. દેશનો ધણી જો રીમન થયો હોય તો તે ઉંટ આપે, કસબાનો ધણી ઘોડો આપે, મોહલ્લાનો ધણી બળદ આપે અને ઘર ધણી એક ગાય આપે. જો તેટલું આપવાનું નહી બને તો અનાજ કપડાં વગેરે આપે. જો તે નીમ હકીમ હોય અને તેને રીમની ઉતારતા નહી આવડે તો તે ઉલટો નસો વધારે છે. તેની સજામાં તેના હાથ પગ બાંધી તેની ચામડી ઉતારી લે ને તેનું કાલબુદ કેહરકસ પક્ષીને ખાવાને આપે. આ તેની સજા અને આ તેના હાલ થાય છે.



# નામીચા દસ્તુર આદરબાદ મારેસ્પંદની નસિહતો.



આદરબાદ મારેસ્પંદ સાસાની વંશનો પાયો નાખનાર અરદેશીર બાબેગાનના નબીરા હોરમજદ શાપુરના વખતમાં થઇ ગયો છે, જે કાબેલ દસ્તુર કુદરતી બક્ષીસોથી એજમતી અને પેગામ્બરી દરજ્જાવાળો હતો. તેના વખ્તમાં ઇરાનનાં મુલકોમાં જે જુદા જુદા ધર્મવાળાઓ હતા, તેઓને જરથોસ્તી દીનની ખુબીઓ સમજાવી મોજેજાઓ બતાવી દીન-ચુસ્ત બનાવ્યા હતા. એ ઉપરાંત એ મહાન દસ્તુરે કેટલાંક પહેલવી લખાણો કર્યાં હતાં, અને તે વખતની ચાલુ પહેલવી અને પાજંદ ભાષામાં બંદગીઓ જોડી હતી, તેમાં પતેત પશેમાની, દુવા નામ સેતાયશની, આફ્રીને ગાહમબાર, વગેરે ઘણાં લખાણો હાલ આપણી પાસે છે. આફ્રીનમાં એ દસ્તુરનું નામ પાદશાહ અરદેશીર પછી બીજી પદવીએ લેવાય છે. એ પાદશાહના વખતમાં 'church and state' યાને રાજદ્વારી અને ધાર્મિક કામ એકત્ર તરીકે ગણાતા હતા. અરદેશર પાદશાહત સ્થાપે છે તે સાથે એકીન લાવવા માટે અહુરમજદના એક પ્રતિનિધિ તરીકે રાજ કરતા હોય તેવાં લખાણ તે શરૂ કરે છે. અને તે પછીના પાદશાહો બગબુઝરગ અરદેશીર, બગબુઝરગ શાપુર યાને મોટા ભગવાન તરફથી મોકલેલા રાજા તરીકે ઓળખાવે છે. જેમ અરદેશરના વખતમાં તન્સર દસ્તુર થઇ ગયો, તેમ શાપુરના વખતમાં દસ્તુર આદરબાદ રાજ્ય કરે છે. આદરબાદ ભણેલા કહેલ અને પઢેલ દસ્તુર હતા. તેમજ રાજદ્વારી બાબતમાં વડા વજીર જેવા હતા. ઇરાન તે વેલા કાંઇ નાનું નહીં હતું. દારાયશ અને ઝરકસીસ જેવા પાદશાહોએ પોતાનો વાવટો છેક બલુચીસ્તાન, કાબુલ અને ગ્રીસના મુલક સુધી ઉડતો કર્યો હતો. જરથોસ્તી ધર્મને પાછો તાજો કરનાર અરદેશીર પાદશાહ હતો. પણ તેના વખતમાં લોકોનું એકીન દીનપર નહીં હોવાથી તે એકીન બેસાડવા, ધર્મપરની આસ્થા વધારવા, દસ્તુર આદરબાદે તાવેલાં સીસાંની ધાતુ પોતાના શરીર-ઉપર રેડી હતી, અને તેને કશી ઇજા થઇ ન હતી. દસ્તુર આદરબાદને માટે કહે છે કે તેને ત્યાં ફરજંદની વૃદ્ધિ ન હતી. તેને અહુરમજદને આરાધ્યો અને તેની દાદ ચાહી કે તેનું ખાનદાનનું નામ કાયમ રહે. ત્યાર બાદ તેને જરથોશ્ત નામે ત્યાં છોકરો જનમ્યો. તે ઘણો ચંચળ અને

ચાલાક નીવડયો. તે જાહેર સેવામાં કે દેશ સેવામાં લાયક થશે એવી દસ્તુર આદરબાદની ખાત્રી થઇ. જાહેર જીંદગીમાં પગ મેલતાં પોતાના બેટાને આ દસ્તુર જોય છે ત્યારે તે નસિહત દે છે. તે પોતાના છોકરાને નસિહત દે છે કે તારા બાપ તથા માયનો દર રાખનાર, તેઓના હોકમો સાંભળનાર અને તેઓના ફરમાન બરદાર થજે, કારણકે એક શખ્સ માબાપની જીંદગી સુધી એક સિંહના જેવો છે કે જે જંગલમાં કસાથી બીહતો નથી. વળી તે કહે છે જે માણસથી તેના માબાપ આજુરદે તથા નાખુશ થયા હોય તેની સાથે તું હમશરીક થતો ના. તે કહે છે કે સારા સ્વભાવવાળા, તનદરોસ્ત અને પોતાના કામથી વાકેફ એવા શખ્સને જોકે તે તે ગરીબ હોય તોબી તેને તારો જમાઇ કરજે. વળી આદરબાદ ડાહી, શીખેલી, લાજવંત અને મર્યાદાવાળી એવા સદગુણ વાળી સ્ત્રી સાથ પરણવાને એક નાની જવાનને ભણામણ કરી જાય છે. તે કહે છે કે દોસ્તો સાથે એકદીલથી વર્તજે; સ્વતંત્ર દેખાવવાલા અનુભવી અને ચાલાક શખ્સોનો દોસ્ત થજે. ઘણા દોસ્તોવાલો થજે જેથી તું નેકનામ થાય. જુના દોસ્તને નવો દોસ્ત કરજે, કારણ કે જુનો દોસ્ત જુના સરાબની મીસાલે છે, જેમ જેમ તે વધારે જુનો થતો જાય છે, તેમ તેમ તે પાદશાહોને પીવામાં વધારે સારો ને લાયક થાય છે. તારા હાથ નીચેનાઓ સાથ સારી રીતે વર્તજે, દોલત દરજ્જાની જરાબી તંકાબરી કરતો ના, કારણકે તે એકને એક ઠેકાણે રહેતી નથી પણ એક પંખેરૂ જેમ એક ઝાડપરથી બીજા ઝાડ ઉપર ઉડે છે, તેમ દોલત પણ બીજાનાં હાથમાં જાય છે. અને આ ઉપદેશ યાદ રાખવી કે આપણ સર્વ શું નાના કે મોટા, શેઠ કે વાણોતર, ચહડતી પંકિતના, કે ઉતરતી પંકિતના સર્વ મરણ બાદ ઇનસાફ માટે એકજ જગાએ જવાના છીએ. પડોસી સાથની વર્તણુક માટે આદરબાદ કહે છે કે જો તું ઇચ્છે કે કોઇ શખ્સ તુંને બુરૂં બોલે નહીં તો તું પણ તેઓને બુરૂં બોલતો ના. આ ફરમાન ખ્રીસ્ટી ધર્મના એક હુકમને મલતો છે. ' Do unto others as you would that they should do towards you' વડાઓ સાથ તાબેદારી રાખવી એમ આદરબાદ કહે છે. ભલાં ફરમાન બજા લાવનાર થજે કે જેથી તું સારો ફાયદો મેળવનાર થાય. કેળવણી માટે તે કહે છે કે તારે ત્યાં ફરજંદ હોય તો તેને નિશાળે મુકજે, કારણ કે કેળવણી એ રોશન આંખ મિસાલ છે. કેળવણી વિનાનું માણસ હેવાંન જેવું છે અને તે સુખનો માર્ગ જોઈ શકતું નથી. કેળવણી વિનાની બાયડી પોતાના ધણી અને માબાપને ઘણા બળાપા અને દુઃખમાં નાંખે છે.

તારાથી વડાઓ હોય તેઓ સાથ એક દીલથી વર્તજે. કવખતે હસતો ના, કોઇ શખ્સની ઠઠા મશ્કરી કરતો ના, મીજલસમાં ચહડતી જગા માટે કજીઓ કરતો ના, ચહડતા વર્ગો સાથે બે અદબી તુંદ તોછડાઇવાલી, અને અપમાન ભરેલી ચાલ ચલાવતો ના. બને ત્યાંસુધી કોઇ પણ ધણીને શબ્દોથી દુઃખી કરતો ના. નામાંકીત પુરૂષોને ઘટતું હોય તેઓને માન આપજે, જેઓને ઉપકાર ઘટતો હોય તેઓનો ઉપકાર માનજે, કે તું ખુબીવંતો ગણાશે. કામકાજમાં અને બોલવા ચાલવામાં મોઠાસથી અને નમનતાઈથી વર્તજે, કોઇ સાથ વાત કરે તો મીજાજી ચહેરાથી કરતો ના. વળી તે સાચ્ચું બોલવા વિષે કહે છે કે, ઓ મારા બેટા, તું સાચ્ચો રહેજે, કે જેથી લોકોમાં તું ભરોસેદાર થાએ. બે તરેહનું બોલતો ના. એકની આગલ એક તરેહનું, અને બીજાની આગલ બીજી તરેહનું, જે કાંઇ વાત સાંભળેલી હોય તે જોયલી હોય તેમ કહેતો ના. જે વસ્તુ દુનિયાને સારૂં લાયકની હોય તે વીસરતો ના, જે વસ્તુ નહીં મલે તે વિષે દલગીર થતો ના. વડા તરફ પ્યાર ભરેલો થજે. હમેશ ઉમેદ ખોદા ઉપર રાખજે. ઓરતોને ભેદની વાત કહેતો ના, બેહુંદુ બોલનાર પુરૂષ સાથ તકરારમાં ઉતરતો ના, બુરા માણસ સાથ કરજની આપલે કરતો ના, કારણ કે તુને ભારે વ્યાજ આપવું પડશે, અને તારે બારણે આવી ઉઘરાણી કરશે, તેથી તુંને નુકશાન થશે. રવાન સાથ લડાઇ કરતો ના, યાને આત્માને દોજખની શીક્ષા ખમવી પડે એવા કામો કરતો ના, લડાઇમાં તારી ઉપર દુઃખ નહીં આવી પડે તે માટે કીનાખોર શખ્સથી ઘણો બીહતો રહેજે, અને તેનેથી દુર રહેજે. આદમી ઉપર વેર રાખતો ના, તિક્ષણ સખુન તપાસીને બોલજે, કારણ કે સખુન જેમ કહેલા સારા તેમ જાળવવા બી સારા છે, માટે તે બોલવા કરતાં જાળવવા બેહતર છે. માણસે વગર વિચારનું અને બેહુદું બોલવાની ટેવ રાખવી નહી, કારણકે વગર વિચારનો બેહુંદો સખુન એવો તો નાશકારક છે કે જાણે આતશ, જે જો ઝાડીના જંગલમાં પડે છે તો તેમાનાં ચરંદા, પરંદા, તેમજ સઘળા નુકસાનકારક જાનવરોને બાળી નાંખે છે, તેમજ બેહુંદો સખુન શું સારાં કે શું નઠારાં માણસને એકસરખી રીતે માઠું લગાડે છે.

આદમીને મદદ કરનારી વસ્તુ અક્કલ છે, અક્કલથી માણસ પોતાને આફતોમાંથી છોડવે છે. અક્કલની દોલત કદી નાશ પામતી નથી. અક્કલ સઘળાં સંકટ મટાડનારૂં, ઇલાજ કરનારૂં, મોટો મરતબો પામવાનું, અને સઘલી રીતે સુખી રહેવાનું એકનું એક સાધન છે. અક્કલથી જ્ઞાનને પ્રકાશ મલે છે, જેની પાસ અક્કલ છે તે દોલત છે.

માણુસ સદાકાળ જીવતું નથી, તે ટુંક મુદતમાં આ દુનિયામાંથી ગુજર પામે છે અને જ્યારે મોત આવશે ત્યારે બદન એકલું વગર જીવવાલા કાલબુતને મેલવાની જગાએ પડશે, જ્યાં સગદીદ કરવા જોગ પક્ષીઓ અને બીજાં પરંદાઓ તેના હરીફ તરીકે તેની આગલ બેસશે, આએ મકાનમાં જેમ કંગાલ આદમી તેમજ પરહેજગાર માણુસ અને સર્વથી હલકું ઇન્સાન આવશે. મીનોઇ જહાનમાં જેમ એક દીકરો પોતાના મા બાપથી ઉલટો ચાલેલો હોય છે તેને નીચે દરજ્જેના મકાનમાં મોકલે છે તેમ મોકલશે, ચીનવત પુલના ઉંચો અને રોશણીવાલો એકજ રસ્તો, જે અશો અને ગુનેહગારને સારૂ છે, તે રસ્તા ઉપર સર્વ કોઇ આવશે, અને જેણે આએ દુનિયામાં જે કાંઇ કરેલું હોય છે તેનો બદલો ત્યાં તેના રવાનને મલે છે. જ્યારે અંતકાળ આવશે ત્યારે કુટુંબ બીજા કુટુંબ સાથ મળી જશે. દોલત અને હકુમત બીજાને હસ્તક જશે. સેવટે સઘળાઓને બધું તજી દઇ એકજ ઠેકાણે જઇ પડવું છે અને આત્માને પોતાના કર્તુકોને બીજી હસ્તીમાં જવાબ આપવો પડશે. બેશુમાર માણસો જેઓએ પૈસોટકો, સુખ અને આરામ ભોગવેલાં તે સઘળાઓ, ખોદાના સેવટના ફરમાન લાવનાર કાસદ મોતને લગારે ઢીલ કરવા વગર શરણ થઇને ચાલ્યા ગયા છે; અને તેઓનાં ધનમાલ, બેશકબીલાની કાંઇપણ નીશાની હાલ રહી નથી, પણ તેઓ જે નેકી અથવા બદી કરી ગયા છે, તેઓની યાદ તેની પછવાડે રહી ગઇ છે, માટે બેહતર છે કે માણસે નેકી કરવી, ઉમેદ માત્ર ખોદા ઉપર રાખવી અને ખોદાઇ ફરમાન બજાવવામાં જાનફેશાન કરવી કે બંને દુનિયામાં હમેશનું સુખ અને નામદારી મળે અને બદીથી દુર રહેવું કે દુઃખ અને બદનામીની ભારે ટોક હમેશાં વેઠવી નહીં પડે.

# જીંદગી સફળ કેમ કરવી?

## ઉમદા મકસદો રાખી તે પાર પાડવામાં જીંદગીનું સાર્થક સમાયલું છે.

જીંદગી માણુસે કેવી રીતે ગુજારવી તે વિષે જુદા જુદા લખનારાઓ જુદા જુદા વિચારો જણાવે છે. કોઇ કહે છે જીંદગી જેમ બને તેમ દુઃખ અને દલગીરીથી છટકી જવામાં અને મોજમજાહ ગુજારવામાં ગુજારવી. કોઇ કહે છે કે જીંદગી ગુજારવામાં સમભાવ રાખવો યાને જો

દુ:ખ આવી પડે તો તે વગર દલગીરીએ ખમવાં તેમજ સુખ યા મોજ મળે તો તેભી વગર મજાહ લેવે જાણે તે હોય તોભી સરખાં અને નહીં હોય તોભી સરખાં તેવી રીતે તે તરફ બેદરકાર રહેવું. કોઇ કહે છે કે સંસાર ત્યાગ કરવો અને ચોકસ ઉમરે સંસાર છોડી જંગલવાસો કરવો, અને ખુદાઇ જ્ઞાનમાં મશગુલ રહેવું. કોઇ કહે છે કે તન ફના થવાનું છે અને આત્મા અમર છે માટે તનની જાળવણી, તનને પંપાળવામાં જરાભી વખત રોકવો નહીં કે જેથી પાપી ઇચ્છાઓ મનમાં દાખલ થાય નહીં. દેહકષ્ટ કરવું અને હાથે કરી આ શરીર ઉપર દુ:ખ લાવવું અને તેને નબળું બનાવવું કે જેથી આત્માને મુકિત મળે. એવાં એવાં અનેક મતો એ બાબદમાં આપવામાં આવ્યાં છે. અશો જરથોસ્તનાં ગાથામાં તેમજ અવસ્તામાં જે ઇસારાઓ આવેલા છે તે ઉપરથી અનુમાન નીકળે છે કે તે સાહેબે નીચલા છ નિયમો પાળવાની ખાસ અગટ આપી છે. ૧. આવતી જીંદગીમાં બેહેશત મેળવવાની ઇચ્છા. આ નિયમની ખુબી એ છે આ જીંદગી થોડા વખતની છે અને આવતી હંમેશની છે. આ જીંદગીમાં આવતી જીંદગીમાં કરણીનો બદલો મેળવવા માટે સઘળી ગોઠવણ અને તૈયારી કરવાની છે, માટે હંમેશ જે વિચારયે, બોલીયે અને કરીયે તે એવું હોવું જોઇએ કે જેથી આવતી જીંદગીમાં તેનો સારો બદલો અપાવે યાને કે બેહેશત મેળવવાની ઇચ્છા સદા રાખવી.

૨. તનદરોસ્તી જાળવવી. ઘણાઓ કહેશે કે આવતી જીંદગી તો હમેશની છે અને આ તો ટુંક વખતની, માટે તનદરોસ્તી શું કામ જાળવવી. પણ એ વિચાર ભુલભરેલો છે. ખરૂં છે કે આ જીંદગી આવતી જીંદગી માટે છે તેથી કાંઇ આ જીંદગી અને તનની અગત્યતા ઓછી થતી નથી, કારણ કે આત્માએ આવતી જીંદગીમાં સફળ થવા માટે જે જે કાંઇ કરવાનું છે તે આ જીંદગીમાંજ અને તનની દરૂસ્તી જાળવવામાંજ સમાયલું છે. ગોસ્તે ફ્રીઆંન અવસ્તા યોઇશ્તો યો ફ્રીયાન યાને ફ્રીયાન ખાનદાનનો યોઇષ્ત અને અખ્તીય વચ્ચે સવાલ જવાબો થયા હતા, તેમાંનો એક નીચલો સવાલ હતો. સ—ઘણી અગત્યની જીંદગી આ દુનિયાની કે આવતી દુનિયાની જ—આ દુનિયાની. કેમકે જો આ જીંદગીમાં નેક કામો નહીં કર્યે તો આવતી જીંદગીમાં કાંઇ મદદે આવે નહીં. તનદરોસ્તી જાળવવાના કાનુનો પાંચ છે. ૧) સવારે સકાળે બીદાર થવું. ૨) ઉદ્યોગી તથા કામ કરતા રહેવું. ૩) ખાણીપીણીમાં અંદાજે જાળવવો. ૪) આઠ કલાકની ઉંઘ ભોગવવી. ૫) મનને નેક વિચારમાં રમતું રાખવું. સરોષ યસતમાં પણ ભણનાર સરોષ પાસે બીજી બક્ષેશો સાથે તનની

મજબુતી માંગે છે. તન દરૂસ્ત હોય તો મન પણ દરૂસ્ત રહે. એડીસન તનની સ્વચ્છતા મનની સ્વચ્છતાની એક નીશાની ગણે છે.

૩. લાંબી ઉમર ભોગવવી. જો કોઇ સારી રીતે ઉપલા પાંચ નિયમો પ્રમાણે જીંદગી ગુજારે તો ખરેજ તેની ઉમર લાંબી થાય, અને તે ઘણાં વરસ જીવી શકે. જેઓ કુદરતના કાયદા તોડે અને કવખતે પોતાનું મોત લાવે છે, તેઓ તે કાયદા તોડવાના ગુનેહગાર થાય છે, અને જીંદગીમાં વાજબી સુખો ભોગવવાની તક ખોહી દે છે. માટે જીંદગી સારી રીતે ગુજારી તે લાંબી ભોગવવાની ખાસ અગટ છે.

૪. ભલાઇ અને આબાદીનો વધારો કરવો. જો એકબારગી તનદરોસ્તી અને લાંબી જીંદગી પણ હોય પણ જો તેનો સારો ઉપયોગ નહીં કીધો હોય તો તે પણ એક લેખે ખોદાના ગુનેહગાહ કહેવાય છે. દરેક જણે સ્પેન્તોમઇન્યુશની સંઘમાં રહી આબાદી અને નેકીનો વધારો કરવો તથા અંગ્રમઇન્યુશની સામે થઈ ઘટાડો અને નાશ થતો બનતાં સુધી અટકાવવો. સ્પેન્તોમઇન્યુશનો અર્થ વધારો કરનાર એનો ધાતુ સ્પેન વધારો કરવો, વૃદ્ધિ કરવી થાય છે. અંગ્રમઇન્યુશનો અર્થ કોતાહ કરનાર, નાશ કરનાર. એનો ધાતુ અંગ્ર, કોતાહ કરવું, ઓછું કરવું થાય છે.

૫. બુરાઈ અને નાશનો ઘટાડો કરવો. આ નિયમ પ્રમાણે તનદરોસ્તી અને લાંબી જીંદગીનો ઉપયોગ જો બરાબર કરવો હોય તો બુરાઇ જ્યાંથી નજરે પડે ત્યાંથી તે દુર કરવી. અશની પક્ષમાં રહી દરૂજની સામે લડવું એ દરેક જરથોસ્તીનું કામ છે. અશોઇ ખોદાને પસંદ છે અને અશો ખોદાનો દોસ્ત છે. દરવંદી ખોદાને નાપસંદ છે અને દરવંદ ખોદાનો દુશ્મન છે. તનનું કૌવત જો આ દુનિયાનાં દુઃખ દરદો ટાળવામાં કામે નહીં લાગે તો તે મેલવેલાં ફોકટનાં છે.

૬. દર વખતે અગમ બુદ્ધિ રાખવી. અગમ બુદ્ધિ ઘણી વખતે માણસોને બહુ ઉપયોગી થઇ પડે છે. એક કામ કરવાને માણસ તન મનથી શક્તિવાન હોય, તે કરવાને પુરતો વખત તેને હોય, પણ જો તે કામ અગમ બુદ્ધિના ડહાપણ વગર તે કરાય તો ખચીત તે નિષ્ફલ જાય, આ જીંદગી ખોદાતાલાએ વિના કારણે આપી નથી. કિર્તારિનું ભેદભરેલું કામ આ દુનિયાની હસ્તીમાં ચાલુ રહેલું છે જેની શરૂઆત કે છેડાની ખબર માણસને પડતી નથી. તોપણ દરેક માણસ તે કામ બજાવવાને સરજેલું છે માટે સંસારી જીંદગી ગુજારી કામ કરવાની જરૂર છે. ધંધો ગમે તે કીસમનો હોય, ચહડતો હોય યા ઉતરતો હોય, ઘણી કમાણીનો હોય યા થોડી કમાણીનો હોય, મગજનો હોય યા હાથ પગ manual labour નો હોય તો પણ તે કરતાં

સાચી મનશ્ની, સાચી ગવશ્ની અને સાચી કુનશ્ની રાખવાની જરૂર છે. ખોદાતાલાએ આપણુને કાંઇ કામો ઉતરતે દરજ્જેનાં સોંપ્યાં હોય પણુ તેમાં પણુ આપણે પ્રમાણીકપણું, ઉલટ અને કાળજી દેખાડવાં જોઇએ, આપણે તબીબ હોઇયે. યા ધર્મગુરૂ હોઇયે, વેપારી હોઇયે, યા સાધારણુ લખનારા યા હાથનું કામ કરનાર સુથાર, લોહાર યા મોચી હોઇયે. આપણે તે સર્વ ધંધાથી શું છીએ તે સાહેબ જોતો નથી, પણુ આપણું રોજનું કામ કેવી રીતે કરીએ છીએ તે તરફ તે જોય છે. ગમે તેવું હલકું કામબી પ્રમાણીકપણે ખંતથી અને ઉમંગથી કરવું જોઇએ. જીંદગીમાં હમેશ ઉમદા ખ્યાલ high ideal રાખવા જોઇએ. કોઈ જો એમ કહે કે દુનિયાઈ ધંધામાં પેટને ખાતર જુઠું પણ બોલવું પડે તો તે બોલવું, નહીં તો ધંધો કરી શકાયજ નહીં. જરથોસ્તી ધર્મ કહે છે કે ના, એ રસ્તો ખોટો છે. જોકે ધંધો કરવો તોપણુ તેને લગતો વહેવાર સાચી દયાનતે કરવો. કોઈબી હકદારનો હક દુબાડવો નહીં. દરેક જણે પોતાનો રોજગાર ધંધો એવી રીતે ચલાવવો અને દુનિયાની ફરજો એવી રીતે બજાવવી કે જેથી દુનિયામાં અશોઇનો વધારો થઇ શકે. ટુંકમાં સ્વહિત સાથ સાર્વજનિક હિતનો વધારો કરવાની દરેક જણુની ખાસ ફરજ છે. ઉપલા નિયમો ઉપરથી કેટલાએકો જેઓ રાતદીન પૈસા મેળવવાને માટે ઘાંચીના બેલ માફક ઘાણીમાં જોડાયલા રહે છે. તેઓએબી બોધ મેળવવાનો છે. તેઓએ જાણવું જોઇએ કે આ જીંદગી ખુદાતાલાએ ફક્ત પૈસા એકઠા કરવા માટેજ આપી નથી. પૈસા કરતાં તનદરોસ્તીની ખાસ અગત છે. વળી તનદરોસ્તી ઉપરાંત મનનો સુધારો કરતાં રહેવાની જરૂર છે. વળી આત્માની પવિત્રાઈ પણુ ખાસ કરી વધારવાની દરેક જણુની ફરજ છે. પાકીએ તન વ અશોઇ એ રવાન યાને તનની પવિત્રાઈ અને રવાનની યા આત્માની અશોઇ એ જરથોસ્તી ધર્મનું ખાસ ફરમાન છે.

કામકાજ કરી ઉદ્યોગ કરી પૈસા મેળવવા એ દરેકની ઇચ્છા હોય છે. તે સારી છે તેમાં જરાએ સંદેહ નથી, પણુ આપણુા કામમાં એ પૈસા મેળવવા તેનેજ આપણી જીંદગીની નેમ સમજવી નહીં જોઇએ. એવી નેમ રાખનારાઓ ભલી જીંદગીની નેમ પાર પાડવાથી દુર રહે છે. રસકીન કહે છે કે "સઘળા તનદરોસ્ત આદમીઓ પોતાના ખાણુંને પસંદ કરે છે પણુ ખાણું એ કાંઇ તેઓ પોતાની જીંદગીની નેમ સમજતાં નથી. તેમ સઘળા તનદરોસ્ત આદમીઓએ પૈસા પેદા કરવાનું પસંદ કરવું પણુ તેઓએ પૈસાને જીંદગીની નેમ સમજવી નહીં જોઇયે. વળી એમ પણુ નહીં સમજવું કે સંસાર ત્યાગ કીધાથી અને ચોકસ

ઉમરે જંગલવાસો કરવાથી આત્માનો સુધારો થશે, એમ માનવું ભુલ-ભરેલું છે. એ મત જરથોસ્તી દીનના મતની વિરૂદ્ધ છે. એક હાથ ઉપર જેમ તમામ વખત ધંધારોજગારની હેજગારીમાં નહીં ગુમાવવો, તેમજ વળી બીજા હાથ ઉપર શરીરના એશઆરામમાં તેમજ મનની મોજ મેળ-વવામાં યા વેરાગી માફક માળા જપવામાં યા જપ તપ અને દેહ કષ્ટ કરવામાંબી નહીં ગુજારવો. પણ દરેક બાબદને જેટલી ઘટતી અગત્યતા અપાય તેટલી આપી જીંદગીના વખતનો એવી રીતે ઉપ્યોગ કરવો, કે જેથી જ્યારે અંતની ઘડી આવી પડે ત્યારે પસ્તાવો થાય નહીં, કે મેં ફલાણું કામમાં શું કરવા વખત રોકયો, જો બીજા કશામાં રોકયો હતે તો કેવું સારૂં. દરેક પળ ગુમાવવી નહીં. જે આજે સારૂં કામ થતું હોય તે કરી લેવું. કાલ ઉપર નાંખવું નહીં કારણકે કાલ કોણે જોઇ છે. વખતનો એવી રીતે ઉપયોગ કરવો કે જ્યારે તેનો હીસાબ તે ખોદાતાલા-ને આપવો પડે તે વખતે તે કિરતાર આગળ શરમીંદી લાગે નહીં કે આ જીંદગી ફકત આપણા પોતાના ઉપયોગ અને ફાયદા માટે જોઇ, બીજા કોઇનો વિચાર યા પારકાઓનો ફાયદાનો વિચાર કીધો નહી. ગોસ્તે ફરીઆન અને અખ્ત જાદુગર વચ્ચે થયલો નીચલો સવાલ યાદ રાખવા-જોગ છે. સવાલ—ભર્યુંપુર્યું કોણ? અરધું ભર્યુંપુર્યું કોણ? અને તમામ ખાલી કોણ? જ—જે માણસ જીંદગીમાં નસીબવંત અને શકિતવાન ઉપ-રાંત ગુજરવા પછીબી બેહસ્તી થઇ શકે તે ભર્યુંપુર્યું, જે માણસ જીંદગી-માં મુફલેસી, દલદર અને દુઃખમાં ભવ કહાડે પણ જો મરણ પામ્યા પછી બેહસ્તી થઇ શકે તો તે અરધું ભર્યુંપુર્યું, પણ જે માણસ જીંદગી-માં મુફલેસ અને દુઃખમાં ભવ કહાડે અને મુવા પછીબી દોજખી થાય તો તે તમામ ખાલી. જે માણસ તન, મન અને આત્માના હીત માટે હમેશ સાવધ અને હોશિયાર રહે તે નશીબવંત નર આ જીંદગીનો ફેરો સફળ કરી જાય. જે માણસ હાલમાંજ સારાં કામ કરે અને જો ગુનાહ ભૂતકાળમાં થયા હોય તેનો હમણાંજ પસ્તાવો કરી લે અને ફરી તેવા નહીં કરે તો તે ભવીશમાં ખચીત સ્વર્ગને લાયક થાય.

ઘણાકો જીંદગીની નેમ, ખાવુંપીવું, પહેરવું ઓઢવું, એશઆરામ કરવો, વિદ્યા હુનરમાં પ્રવીણ થવું, પૈસા કમાવા, માનમરતબો મેળવવો, વાજબી યા ગેરવાજબી ઉપાયો લઇ દુનિયામાં નામદારી ભોગવવી એમાં તેઓ સમજે છે. વળી બીજાઓ સમાધી કીધી, ચોકસ કલામો મ્હોં ઉપર લીધા, ચોકસ નરોની છબીઓ જોઇ એકાગ્રતા 'Concentration' કીધું તેમાં જીંદગીની નેમ સમજે છે. આપણે યાદ રાખવું કે ઉપલીજ રીતે જીંદગી ગુજારવાથી તે સફલ થતી નથી. વળી બીજી રીત આપણા ધર્મની રીતે

જોતાં તો બહુ વાંધાભરી છે. ખોદાતાલાએ ઇનસાન જેવી ઉંચી પેદાશને ફકત ઉપલી ઉતરતી બાબદોની પુઠે ચાલી તેમાંજ જીંદગી આખર કરવા પેદા કીધું નથી. તેની ખાસ ફરજ છે કે બીજી ચઢતી અને ઉમદા મકસદો ઇનસાને રાખવી જોઇએ. જીંદગીનો ઉમદા ખ્યાલ (lofty ideal) મનમાં બાંધવો જોઇએ. અશો જરથોસ્ત પોતાના ગાથામાં કહે છે કે ઓ ખુદા! હમો સદા અશોઇથી જીવીએ. ત્યારે અશોઇથી જીવવા માટે અશોઇના કામો કરવાની અને ધંધારોજગારમાં, દરેક નાના મોટા કામમાં અશોઇ ભરેલી જીંદગી ગુજારવી, આપણે પોતાને અશો કરવાને, આપણે ખાસ કરી રવાનની અશોઇ શોધવી જોઇએ. આ દુનિયામાં કોઇબી માણસ તમામ સદગુણમાં અશો અને સંપુર્ણ હોય નહીં. કોઇ કોઇ પ્રકારના સદગુણમાં વધારે સંપુર્ણ તો કોઇ બીજા પ્રકારના સદગુણમાં. કોઇનામાં કદાચ એક ગુણ એવો હોય કે જે દુર્ગુણ ગણાય પણ તે છતાં બીજા ઘણા સદગુણ એવા હોય કે તે અશોની સંફમાં ગણાએ. જેઓ ઘણા સદગુણોમાં સર્વથી ચઢતા હોય તેને આપણે અશો ગણી શકીએ. એવા અશોનું સ્મરણ કરવું, તેઓને યાદ કરવા એ એક જાતની બંદગી છે. બંદગીનો અર્થ એક લખનાર નીચે મુજબ કરે છે. To pray is to form the ideal of our life by entering into communion with the Highest. અશો જરથોસ્ત સાહેબે કેવી કીસમની ઉમદા નેમો રાખી હતી તે તેઓના ગાથાનાં લખાણપરથી માલમ પડી આવે છે. તેવણ સાહેબ "ભલી મનશનીની અક્કલ માંગે છે, તથા ભલી મનશનીથી પોતાના રવાનને અશોઇવાળું કરવાની ઇચ્છા દેખાડે છે. તેવણ વળી ભલી મનશનીથી અને અશોઇથી અહુરમજદને જોવાની ખાહેશ રાખે છે. તેવણે રાસ્તી રાહ અને અશોઇ અખત્યાર કરવાથી, તેવણને ઘણા દુઃખો અને હલાકી ખમવી પડી હતી, અને તે સઘળું ખમી તેવણે પોતાના મનનું મકકમપણું છોડયું નહીં, તેથીજ તેઓ આ દુનિયામાં પોતાની કીર્ત્તિ ફેલાવી ગયા છે. એક જરદાર માણસ ઉંચી નેમો રાખી તે પાર પાડવામાં કોશેશ કરે તો તે એક સત્તારહિત તેમજ જર વિનાના માણસ કરતાં વધુ બજાવી શકે. ઉંચી મકસદો રાખવા માટે થેકરે નામનો મહાન કવિ નીચે મુજબ કહે છેઃ—"Sow a thought and you reap an act, sow an act and you reap a habit; sow a habit and you reap a character, sow a character and you reap a destiny. નેમ વગરની અને ભલી મકસદો વગરની જીંદગી એ કુછ કામની જીંદગી નથી. ઉમદા નેમો રાખવા છતાં તેઓને પાર પાડવાની કોશેશ જો આપણે નહીં કરીએ

તો આપણે નબળાં કહેવાઇએ. જીંદગીનું ખરૂં સાર્થક કરવા માટે ઉંચી નેમો અને ઉલટભરેલી કોશેશ એ બેઉની ખાસ અગત છે, માટે એ બંનેને સાથે કામે લગાડવા જોઇએ. જો તેહવારો અને છુટીના દીવસોને ભકિત, અભ્યાસ, મોજમજાહ સાથે ઉમદા નેમો અને મકસદોનો વિચાર કરવામાં આપણે ગાળીયે તો બેશક તેથી ફાયદો થયા વિના રહે નહીં. ઉમદા નેમો જુદી જુદી તરેહની આવે છે. કોઇ દુનિયાંની આસપાસની ખરાબીઓ તોડવાની કોશેશ કરે, તો કોઇ સ્વદેશ અને પરદેશ માટેની હજારો હાજતો ટાળવા માટે પોતાની આખી જીંદગી ખપાવી નાંખે. આપણે ઉમદા ખ્યાલ આપણી આજુબાજુઓના દાખલાઓ ઉપરથી બાંધી શકીએ. જેમ જાતજાતની તરાંહ પ્રમાણે માણસ પોતાના કપડાં સીવાડે છે તેમ ઘણાઓ બીજાઓની નકલ કરી પોતાની જીંદગીને રૂપ આપે છે. બીજું કોઇ મહાન પુરૂશનું જીંદગીનું વૃતાંત વાંચી આપણે આપણી જીંદગીને રૂપ આપીએ છીએ. તે બ્યાન વાંચવાથી આપણે જેટલો ઉંચો ખ્યાલ બાંધી શકીશું તેટલું બીજાં કશાથી બાંધી શકીશું નહીં. કહેવતમાળા જાણવાથી પણ માણસ પોતાની જીંદગી દોરવી શકે છે. આપણી ઇચ્છાઓ અને વાસનાઓ ઉપરથી પણ આપણે ઉમદા ખ્યાલ બાંધી શકીએ. જો આપણો ખ્યાલ ઘણો નીચો, હલકો અથવા સ્વાર્થીક હોય તો આપણી જીંદગી પણ તેવીજ કંગાળ બને. કેટલાંક છોકરાંઓ મજબુત શોખ રાખે છે અને કેટલાક ધંધાપર તેઓનું લક્ષ હમેશાં એવું ખેંચાયલું રહે છે, કે એ ધંધાને તેઓ પોતાની જીંદગીનું સાર્થક બનાવે છે. (the aim of their life) કોઇનો ખ્યાલ એકતરફી, મતલબી, હલકો યા લોભી પણ હોય છે.

કેટલીએક ઉમદા નેમો એવી હોય છે કે તેથી એકાદ નેમ પાર પાડવામાંજ એક માણસ જેવો કે જોન હાવર્ડ તેની પુંઠ લાગી પોતાની આખી જીંદગી ખતમ કરે છે. યુરોપ ખંડમાં કેદખાને પડેલા બંધીવાનોની હાલત ઘણી સખતાઇભરેલી હતી. તે કેદખાનાની હાલત નીચે મુજબની છે:— John Howard found them to be, as jails then were everywhere, dens of misery where health was lost, and vice rather encouraged than punished. તે માહ મુશીબતે તેની અંદર કાંઇ સુધારો કરવાને શકિતવાન થયો. તેણે કેદીઓનો તેમાંથી છુટકારો કરવાની એકજ ઉમદા નેમ પછવાડે પોતાની આખી જીંદગી ખપાવી નાંખી. તેણે ઇંગ્લંડ, સ્કોટલંડ અને આયરલેંડના કેદખાનાની મુલાકાત લીધી અને તે સુધારવા માટે તેણે કેટલાક કાયદાઓ બાંધવાને

માટે ઇંગ્લંડના મોટા માણસોને સમજાવ્યા હતા. તે જ્યાં જતો ત્યાં ઘણીજ કરકસરથી રહેતો અને પોતાનું બચાવેલું નાણું દુઃખીઓને સહાય થવામાં વાપરતો હતો. તે જ્યાંબી જતો ત્યાંનાં કેદખાનાનો કારભાર કાગળો છપાવી લોકોને જણાવતો અને તેમ કરી તેણે જાહેર પ્રજાનું તે તરફ એટલું બધું ધ્યાન ખેંચ્યું, કે થોડા વખતમાં મોટો સુધારો તેમાં કરવાને ભાગ્યશાળી નીવડયો હતો. આથી કરી તે મોટું માન પામ્યો અને Emperor of Germany એ તેની હીંમતભરી પરમાર્થી બુદ્ધી જોઇ વીએનામાં તેનું બાવલું ઉભું કરવા માટે એક ફંડ ઉભું કરવાની શરૂઆત કીધી. પણ તે વિચાર જોન હાવર્ડને પસંદ નહી પડવાથી તે પછવાડેથી માંડી વાળવામાં આવ્યો, કારણકે તે ઘણો શરમાળ હતો. તેણે દુઃખીઓનું દુઃખ ટાળવામાંજ પોતાની જીંદગી રોકી અને કોઇ બાઇની સારવાર કરતાં તેના ખરાબ રોગના ચેપથીજ તે બચારો મરણ પામ્યો. કહે છે કે સીકંદરે તેની યાદમાં એક સ્તંભ ઉભો કર્યો હતો. હીંદુ ધર્મના સુધારાની શરૂઆત કરવા માટે બ્રહ્મો સમાજ સ્થાપીને ચલાવવામાં રાજા રામમોહન રાયની આખી જીંદગી ખપી ગઇ હતી. આજના જમાનામાં પરોપકારી જરથોસ્તીઓના અગ્રેસર મર્હુમ પહેલા સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ ગણાય છે. એ પરોપકારી નરની પરદુઃખભંજન સખાવતોની નકલ કરીને તેમને શુભ પગલે બીજા ઘણાં નામીચાં ખાનદાનો જેવાં કે પીટીટ, ઓલબ્લેસ, કામા, વાડીઆ, રેડીમની વગેરે નરો ચાલ્યા છે, જેથી આપણા જરથોસ્તી ટોળાની કીર્ત્તિ દુનિયામાં જાણીતી થઇ છે.

બીજો એક ઘણો જાણીતો દાખલો Florence Nightingale નો છે. તેણી ૧૮૨૦ માં ઇટલી શહેરમાં જનમી હતી. બચપણથીજ તેણીએ દુઃખીઓ તરફ દીલસોજી અને લાગણી ઉમદા રીતે દેખાડી હતી. તેણી ગરીબોને આરામ આપતી હતી. દુઃખી દર્દીઓની મુલાકાતે જતી હતી અને મરવાની અણીપર આવેલાઓને દીલાસાના બે શબ્દો કહેતી હતી. તેણી બહુ પૈસાવાળી હતી અને ૨૦ વર્ષની ઉમરે તેણીએ મોટો ફાળો મેળવ્યો, પણ તેણીએ પોતાની જીંદગી પરદુઃખભંજન અને પરોપકારી કામોમાં ગુજારી હતી. તેણી દહાડામાં કોઇ કોઇવાર ૨૦ કલાક હોસ્પીટલમાં કામ કરતી હતી. તેણીને માટે કહે છે કે When all the medical officers retired for the night, Miss Nightingale might be observed alone with a little lamp in her hand, making her rounds to see that none were neglected. The soldiers were so pleased with

her that they said even her shadow falling upon them did them good. કહે છે કે મહારાણી વીકટોરીયાએ તેણીને સારૂં દુઃખીઓ તરફ આવી વખાણુવાલાયક માવજત અને સંભાળ માટે એક હીરાનો બ્રોચ મોકલ્યો હતો, અને ટરકીના સુલતાને હીરાનો એક સુંદર હાર બક્ષેશ કીધો હતો. લંડન મધે તેણીને માટે એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું જેમાં પાંચ લાખ રૂપીયા ભરાયા હતા. તે ફંડનું નામ Nightingale Testimonial Fund હતું. તેણીએ તે રકમ નરસોને શીખવવા અને તેઓએ દુઃખીઓની કેમ સારવાર કરવી તે માટે એક ખાતું ઉભું કરવા અને નીભાવવામાં વાપરવા ફરમાવ્યું હતું. તેણીએ ફક્ત યુરોપમાંજ નહીં પણ હીંદુસ્તાનમાં પણ વાખવાખી મેળવી હતી અને હીંદના શહેરો અને ગામો તનદરોસ્તીના નિયમો ઉપર ચલાવવા સારૂ સરકારને ઘટતાં પગલાં લેવા જણાવ્યું હતું. એક લખનાર કહે છે કે દુનિયામાં કાંઇ અસ્વાર્થી કામ કરવું એ એક આશીરવાદ સમાન છે. થોડાજ માણસો ફલોરેન્સ નાઇટીંગેલની માફક ઉપયોગી થઇ પડે પણ બધાં જો તેઓ કોશેશ કરે તો પોતાની આજુબાજુનાઓને ભલું કરવા માટે ઘણી રીતીઓ શોધી કાઢી શકે. કવિ Long fellow લખે છે કે:—

The tidal wave of deeper souls,
Into our inmost being rolls,
And lifts us unawares,
Out of all meaner cares.
Honour to those whose words or deed
Thus help us in our daily need
And by their overflow
Raise us from what is low!

બીજો દાખલો મહારાણી સુરનોમાઇનો જાણીતો છે, કે જેણીને જે મોટો ખજાનો તેણીના ધણી રાજા કીસન્નાથના મરણ પછી મળ્યો હતો, તે લોકોના દુઃખ ટાળવામાં વાપર્યો હતો. ભુખ્યાંની ભુખ ભાંજવી, નાગાંને વસ્ત્ર આપવાં, દર્દીનું દુઃખ ઓછું કરવું, ગરીબ નીશાળ્યાઓને ભણવામાં મદદ કરવી તથા કેળવણીનો ફેલાવો કરવો એવા ભલા હેતુમાં તેણીએ પોતાનો પૈસો વાપર્યો હતો. આ ઉપલા દાખલા ઉપરથી ધડો લઇ જે કોઇ પોતાની જીંદગીમાં ઉમદા મકસદો રાખી દુઃખીઓનું દુઃખ ટાળવામાં પોતાની જીંદગી અર્પણ કરશે તે બંને જહાનમાં ખરૂં સુખ હાંસલ કરશે. દરેક માણસે મનમાં ચોકસ યાદ રાખવું જોઇએ કે આ જગતમાં

કાંઇક થોડો ઘણો ભાગ અજનવવાને આપણને પેદા કરવામાં આવ્યાં છે. કાંઇ પણ ભોગ આપ્યા વિના બીજાઓનું ભલું કદી થઇ શકતું નથી. મોટાં દીલની ઉદારતા વચ્ચે હમેશ કાંઇ ને કાંઇ નડતલો આવી પડે છે. આપણા ભાઇબંધોનાં સુખમાં વધારો કરવા માટે કોઇ પણ આપણને વહાલી ચીજનો ભોગ આપવો પડે છે. પારકાંઓના દુઃખ દરદો ટાળવામાં પૈસા તેમજ સુખનો અને તેઓના નબળાં કામો સુધારવામાં આપણી માલમતા તેમજ લાગણીઓનો મોટો ભોગ આપવો પડે છે. ટુંકમાં કોઇ પણ જાતનું ભલું કરવામાં આપણ પોતા વિષેનો વિચાર બાજુએ મુકી મનની તેમજ તનની જંજાળ ખમવાને આપણે હમેશાં તૈયાર રહેવું જોઇએ. તેવું માણસ મહેનત અને રંજ હીંમતથી ખેડે છે, અને કોઇબી જાતની અડચણ તે પાછળ હઠાવી શકતું નથી. આ જીંદગીની ભલી નેમ દરેક જણે હમેશાં ધ્યાનમાં રાખી તે મુજબ વર્તવાની કોશેશ કરવી જોઇએ. હમેશાં આ ફાની જીંદગીના છેડા તરફ નજર ફેરવી આપણે આગળ વધવું જોઇએ કે જેથી જ્યારે આ દુનિયાને છેલ્લી સલામ કરવી પડે ત્યારે એવો સખ્યારો લઇ શકાય કે આપણે એક ધરમાતુ, સદગુણી, અને સચ્ચાઇથી ભરપુર જીંદગી ગુજારી છે.



# મેરેથોનની લડાઈ ઈ. સ. પુ. ૪૯૨ થી ઈ. સ. પુ. ૪૯૦.



"If the battles of Marathon and Salamis had been lost and Greece had succumbed to Persia, the state religion of the Empire of Cyrus, which was the worship of Ormazd might have become the religion of the whole civilized world."

આપણે જાણીયે છીયે કે, હખામોન્યાંન જમાનામાં યુનાન અને ઇરાન વચ્ચે મોટી લડાઇઓ થઇ હતી તે લડાઇમાં જો ઇરાનીઓની યુનાન ઉપર ફતેહ થઇ હતે તો આજે જરથોસ્તી દીન યુરોપના મોટા ભાગમાં ફેલાયલી હતે, એમ જે ઉપલા ઇંગ્રેજી બોલોમાં પ્રો૦ મેક્ષમુલર જણાવે છે તે ખરૂં છે. જ્યારે સારદીસ શહેરને બળવાખોર ઇયોન્ય-

નોએ બાળી નાખવાની ખબર પાદશાહ દારાને પહોંચી ત્યારે તેના જાણુ-
વામાં આવ્યું કે આ બળવો જગાડનાર એરીસ્તાગોરાસને એથીન્યન
લોકોની મદદ મળી હતી તેથી દારાયસે આકાશપર તીર ફેંકીને એવી
દુવા ગુજારી કે "ઓ ખુદા, આ એથીન્યન લોકોપર હું વેર લેઉં એવી
મને હેદાયત બક્ષ." વળી તેણે પોતાના નોકરને ફરમાવ્યું કે તેણે
દર રોજ ખાણું લેતી વેળા પાદશાહને યાદ આપવી કે "ગરીબ પરવર
એથીન્યન લોકોને ભુલશો ના." થોડાં અઠવાડીયામાં દાતીસ દારાંનો સેપેહ-
સાલાર એક અસંખ્ય લશ્કર સાથે યુનાન જીતવા માટે નીકળ્યો. એશીયા
માઇનરની પેલીપાર એતીકાના કીનારાપર તેના માણસો લઇ જનાર બારકસો
ઉપરૂ તે નજર રાખતો હતો. એકાદ બે શહેરના રાજ્યો સામે આટલું બધું
ગંજાવર લશ્કર લઇ જવું એ તેને ખરેખર બેવકુફીભરેલું લાગતું હતું.
ઇરાનીઓ વીસ માઇલને છેટે મેરેથોન આગળ આવી ઉતરયા. એથીન્યનોની
સંખ્યા ઓછી હોવાથી ઇરાનીઓ દુશમનોની ગંજાવર ફોજ સામે કાંઇ
પણ કોશેશ કરવી ફોકટ સમજ્યા. સ્પાર્તનો પણ પુનમની આગમજ
એથીન્યનોને મદદ કરી શકયા નહીં. આથી તે લોકના દીલ ઘણા
નાઉમેદ બની ગયાં. પણ આ મોટી નાસીપાસી છતાં ઇરાની લશ્કર
સામે થવાનો તેઓએ બહાદુરીથી વીચાર કીધો. તેઓએ દશ સરદાર
ચુંટી કાઢયા, જેમાંનો દરેક અંકક દીવસ પોતાની વારી મુજબ લશ્કરની
સરદારી લેનાર હતો. મિલતિયાદીસ અને થેમીસ્તૉકલીસ ઉપર તેઓને
ઘણી ઉમેદ હતી. મિલતિયાદીસનું ઇરાની લશ્કર દાતીસની સામે હસવા
સરખું હતું. તેના એક સીપાહ દાતીસના દશ સીપાઇ હતા. તોપણ
મિલતિયાદીસ હીંમત હાર્યો નહીં, કારણ કે તે જાણતો હતો કે તેના દરેક
સીપાઇ પોતાના બાપીકા દેશ માટે, પોતાના છુટાપણા માટે અને પોતાના
બચ્ચાં માટે લડનાર હતો. મિલતિયાદીસે જોઇ લીધું કે ઇરાની ઘોડે-
સ્વારના લશકરથી તેને સર્વથી વધારે બીહવાનું હતું. તેનું પોતાનું
લશકર એટલું નાનું હતું કે દાતીસનું ઘોડેસ્વાર લશકર તેને સેહેલાઇથી
ઘેરી લઇ શકે. રાત્રે એથીન્યનોએ ઘણા ઝાડો કાપી નાખ્યાં અને તે
જ્યાં પડયાં હતાં ત્યાંજ રહેવાં દીધાં. આ હીકમત ફતેહમંદ નીવડી,
કારણ કે જેવી લડાઇ શરૂ થઇ કે પેલું ઘોડેસ્વાર લશકર નીરૂપાય ગુંચ-
વણમાં પડી ગયું. સવારમાં સકાળેથી ઇરાનીઓએ મુઠ્ઠીભર એથીન્યનોને
પોતા તરફ આવતા દીઠા. પહેલા આ ઉપર તેઓએ કશું ધ્યાન આપ્યું
નહીં. એથીન્યનો દીવાના હોવા જોઇએ પણ તેઓ ખચીતજ રમુજ
ઉપજાવનારા હતા. તેઓ જોતા હતા તેટલામાં તે દીવાના આદમીઓએ

દોડવા માંડ્યું અને ઘણાજ નજદીક આવી લાગા. ઇરાનીઓએ તેઓની સામે થવાની તૈયારી કીધી પણ તે મોડેથી હતું. એથીન્યનોનો ધસારો અટકાવી નહીં શકાય તેવો હતો. ઇરાની લશકરમાં સઘળી બાજુએ ભંગાણ પડયું. દરેક એથીન્યન સીપાઇ જમણી તેમજ ડાબી તરફ પોતાની સામે થયેલા ઇરાનીઓને કાપતોજ ચાલ્યો. મિલતિયાદીસ તેઓના મોટા સરદારનો સાદ ઘડી ઘડી સંભળાતો હતો. તે એક જાદુઇ જીંદગી ધરાવતો હતો. એક પળ એમજ લાગતું કે તેની આસપાસ ફરીવળેલા ઇરાનીઓના ફટકાથી તે જરૂર મરવાનો, પણ બીજીજ પળે તે છુટો થઇ પોતાના માણસોને ફરી ઉત્તેજન આપતો.

ઇરાનીઓએ જોઇ લીધું કે તેઓ હાર્યા હતા. ધાસ્તીના માર્યા તેઓ પાછા ફર્યા ને પોતાની બોટો તરફ નાસવા લાગા. એથીન્યનોએ તેઓનો દુંબાલો પકડયો ને ઘણાઓને કાપી નાખ્યા. દરીયા તરફ એક ખાબોચીયાવાલી જગ્યા ઓળંગતા ઘણા ઇરાનીઓ માર્યા ગયા. બીજાઓ કીનારે પહોંચી વહાણોમાં કુદી પડયા. પોતાની ફતેહથી ઘણાજ હરખમાં આવી જઇ એથીન્યનોએ આગ લગાડવા પોકાર ઉઠાવ્યો અને વહાણોને દરીયામાં અટકાવવાની કોશેશ કીધી.

સાઇનીગીરસ નામનો એક બહાદુર એથીન્યન પોતાના સઘળા કૌવત સાથે એક વહાણનું સુકાન પકડી રહ્યો. આથમતા સુર્યની રોશ્નીમાં એક ઇરાનીએ તેનો હાથ પકડયો, જે બાજુમાંથી છુટો પડી ગયો. દુખથી ધ્રુજતો તેણે પોતાના ડાબા હાથે વહાણને પકડયું, તે હાથ પણ છુટો કરી નાખવામાં આવ્યો. તેની વેદનાથી દીવાનો જેવો થઇને સાઇનીગીરસ પેલી નાશકારક બોટને પોતાના દાંત વડે ઝાલી રહ્યો. તે સંખ્યાબંધ તીરથી વીંધાઇને મુડદું થઈ પડયો ત્યાં સુધી તેના દાંતોએ પકડેલું તેણે મુકયું નહીં. તે ઉમદા દીવસે જે બહાદુરીભર્યા પ્રાક્રમો બજાવવામાં આપ્યાં હતાં તેમાં એક એથીન્યન સીપાહના પ્રાક્રમેઃ કરતાં વધુ પ્રખ્યાત થયલું બીજું એકે નથી. દીવસને છેડે એથીન્યનોની જીત ચોકસ જણાઇ. જોકે પોતે થાકીને લુસ થઇ ગયો તોપણ ફતેહની આવકારદાયક વધાઇ શહેરમાં પહેલી પુગાડવા માટે આ બહાદુર માણુસે ઠરાવ કીધો. લોહી અને ધુળથી ખરડાયલો તે રસ્તે પડયો. છેટો એટલો મોટો હતો ને તે એટલો ઝડપે દોડયો કે એથન્સ પુગવા પછી આ આવકારદાયક ખબર "ખુશી થાઓ આપણી ફતેહ થઈ છે" એવા છેલ્લા શબ્દો બોલી તે જમીનપર પડી મરણ પામ્યો.

જે તંબુઓ તથા દોલત ઇરાનીઓ પોતાની પાછળ મેલી ગયા તે બધાનો કબજો એથીન્યનોએ લીધો. આખા એથન્સે મિલતિયાદીસની ફતેહને વધાવી લીધી અને જેઓ લડાઇમાં માર્યા ગયા હતા તેમનાં નામ સાથના સ્થંભો લડાઈના મેદાનમાં ઉભા કીધા. પોતાના વચનોને સાચા નિવડી સ્પાર્તનો લડાઈ પુરી થવા પછી આવી પોહોંચ્યા. તેઓ ઝડપથી યુનાનની આરપાર કુચ કરતા આવ્યા ને તેઓએ મિલતિયાદીસ પાસેથી માગી લીધું કે કતલ થયલાઓને જોવા માટે જંગના મેદાનમાંથી તેઓને પસાર થવા દેવા. તેઓ જોઇને અજબ થયા હતા કે જયારે ઇરાનીઓના છ હજાર કરતાં વધુ માણસો માર્યા ગયાં હતાં, ત્યારે એથીન્યનોની કતલ થયલાઓની સંખ્યા બસોથી પણ ઓછી હતી. પોતાના મરણ પામેલા સ્વદેશી ભાઇબંધોની બહાદુરીના વખાણ કરી તેઓ પોતાને ઘેર પાછા ગયા. જયારે દાતીસની આવી કંગાળ હારની ખબર દારાયસને પડી ત્યારે તે અતિશય નાસિપાસ થયો. યુનાનને તાબે કરવાના સોગંદ લીધા. તેણે એક વધારે મોટું લશકર જમાવ કીધું અને તે લશકરને યુનાન તરફ પોતાની સરદારી હેઠળ લઇ ગયો પણ તેટલામાં એનું મરણ ઇ. સ. પુ. ૪૮૬ માં નીપજયું, અને પોતાની યોજના પાર પાડવાનું પોતાના બેટા ક્ષર્ક્ષીસને સોંપી ગયો.

# અશ અને દ્રુજ.

## એ વિષે અવસ્તામાંથી મલતા વિચારો.

આપણા જરથોસ્તી ધર્મમાં અશ શબ્દ સઉથી ઉંચી જગ્યા રોકે છે. અશોઇ એ જાણે ધર્મનો મુળ પાયો છે. અશોઇ માણસને માટે જન્મથીજ સારી જણાઇ છે. અશોઇ એજ માજદયસ્નો દીન છે. જરથોસ્તી ધર્મ શીખાડે છે કે તમામ દુનિયામાં નેકી અને બદી વચ્ચે ચાલુ યુદ્ધ ચાલી રહ્યું છે. તે સામસામી પક્ષને ઓળખાવનારા જરથોસ્તી શબ્દો અશ અને દ્રુજ છે. દાદાર અહુરમજદ પોતે અશો છે તેથી તેનાં સર્વે કામો ઉત્તમ પ્રકારના અને નિયમીત છે. કશું ખામી ભર્યું તેનાથી થતું નથી અને કશું કાયદાથી ઉલટું તે કરતો નથી. કુદરતની તમામ ચીજોમાં પણ આલુ નિયમ જોવામાં આવે છે. અહુરમજદનો ખુદાઇ કાયદો તે અશ છે, જયારે દ્રુજ તેની વિરૂદ્ધમાં કામ કરે છે. આપણા ઇરાની

સાહિત્યમાં ઘણાક વજદો જરથોસ્તી ધર્મની આગમજ ઇરાની અને હીંદી વડવાઓ જ્યારે સાથે વસ્તા હતા ત્યારે સામાન્ય રીતે મનાતા આવતા હતા, પણ પાછળથી જ્યારે એ બન્ને પ્રજા છુટી પડી, ત્યારે તેઓમાં વધતો ઓછો ફેરફાર થયો હતો. આ અશ શબ્દ સંસ્કૃતમાં ઋત, અરેત છે. અને અંગ્રેજી શબ્દ right નીતિના કાયદા અર્થે તે મળી આવે છે. અવસ્તામાં એ બોલ 'અશ' તરીકે વપરાય છે, જ્યારે હખામન્યાંન લેખોમાં એ શબ્દ અરેતના રૂપથી વપરાતો વધુ મલે છે. જેમકે અર્તક્ષથ્ર અર્તઝર્કસીસ વગેરે. અવસ્તા અશ અને વેદીક ઋત વચ્ચે ઘણીક રીતે મલતાપણું નજર આવે છે. જેમકે અવસ્તા પ્રમાણે જે માણસ અહુરમજદના કાયદા મુજબની ભલી જીંદગી ગુજારે તે 'અશવન' અને અશો ગણાય છે. વેદમાં તેને 'ઋતાવન' તરીકે ઓલખ્યો છે. અવસ્તામાં અશોઇનાં વધારા માટેનો બોલ અશવ્રાધ મલે છે, જ્યારે વેદમાં 'ઋત વૃદ્ધ' મલે છે. અવસ્તામાં અશ અરદીબેહસ્ત અમશાસ્પંદ માટે વપરાયલો ઘણીકવાર મલે છે, અને તે હોશદાર મીનોઇ શક્તિ તરીકે બી લેવામાં આવે છે. જગતની તમામ ચીજોમાં ખોદાઇ કાયદો અમલ ભોગવે છે. કુદરતની તમામ ચીજો તે કાયદાને અનુસરીને ચાલે છે. એ કાયદો તે અશ યાને ઉત્તમ સંપુર્ણતાનો કાયદો છે. વલી જે સંપુર્ણ કાયદા મુજબનું હોય તે પવિત્ર હોવું જોઇએ તેથી અશ પવિત્રાઇની બુલંદ ખાસીયત પણ ધરાવે છે. હવે એજ મુજબ આર્ય પ્રજાની હીંદી શાખામાં ઋત શબ્દ એક આદીત્ય તો નહીં પણ એક હોશદાર શક્તિ રૂપે પણ જગ્યા લેતી નથી. ઇરાની સાહિત્યમાં અશનો હરીફ દ્રુજ છે. અશ ખુદાઇ કાયદા માટે વપરાય છે ત્યારે દ્રુજ બુરાઇના પિતા હેરેમનના કાયદા અર્થે વપરાય છે. જેમ અમશાસ્પંદો યજદોને અશનો એલ્કાબ આપવામાં આવ્યો છે, તેમ બુરા માણસ દેવ દરૂજોને દ્રુજની સેફાત લાગુ પાડી છે. ખીલારોકી ભાષામાં એ "દ્રુજ" બોલ જુઠાઇને અર્થે વપરાયો છે. જેમ દારાયસ પાદશાહ પોતાની સઘળી ફતેહના કારણ તરીકે અહુરમજદને ગણે છે અને તેની સત્તા સામે હુલ્લડ મચાવનારા, તે સુલેહસંપજમાં ખલલ કરનારા વિષે બોલતાં દ્રુજ બોલ વાપરે છે અને કહે છે કે 'દ્રુજ' યા જુઠાઇએ તેઓને તેમ કરવા ઉશ્કેર્યાં. તે પોતાના દેશને દ્રુજની ખરાબીથી બચાવવાને અહુરમજદને અરજ કરે છે. પોતાની પાછલ આવનારાઓને પાદશાહ દારાયસ આગ્રહ કરે છે કે જો તેઓ એવું ચાહે કે તેમનું રાજપાટ સલામત રહે તો પોતાની સલતનતમાંથી દ્રુજને દુર કરવી. કારણ જ્યારે દેશમાં દ્રુજ આગલ વધતું હોય છે ત્યારે સઘલી ખરાબી ફેલાય છે.

બહીસ્તુન લેખ (૪–૩૬–૩૭). ગાથામાં અશ બોલ એખલો તેમજ અશ વહીસ્તના રૂપમાં પણ મલે છે. અહુરમજદ અશનો પિતા છે તે રાસ્તીનું ખરૂં મુળ છે (હા ૩૧–૮) અને અશોઇના જે અચુક કાયદાનો રચનાર તે પોતે છે. હોરમજદ એ કામમાં અશની સાથે 'હજઓસ' યાને એક ઇચ્છાનો બની કામ કરે છે, કારણકે તે અશોનો ભલો મિત્ર છે. જેમ કુદરતની તમામ ચીજોમાં નિયમ છે તેમ બાકી ચીજોમાં પણ નિયમ દાખલ કીધો છે, તેમાં આકેબત જ્યારે છુપામાંથી તમામ જાતની બદી દુર થઇ નેકી ફેલાશે ત્યારેજ અહુરમજદનું રાજ બરપા થશે. આ કામમાં હીસ્સો આપવા માણુસ સરજાયું છે અને જેટલા પ્રમાણમાં તે અશની સફમાં જાય છે, તેટલા પ્રમાણમાં જેમ તે પોતાની બહેતરી કરી શકે છે તેમ સામાન્ય રીતે કુદરતની બહેતરી બનાવવામાં ફાલો આપી અહુરમજદની ખાએશ પાર પાડે છે. યજશને ૨૯ હામાં ગેઉસ્તશન યાને દુનિયાને ઘાટ ઘડનાર શક્તિ તે મીનોઇ જહાનમાં અશને સવાલ કરે છે કે ફાની જગતમાં અહુરમજદનો કાયદો અમલમાં મુકે એવો કોઇ મહાન સરદાર તેની નજરમાં છે. તેપરથી અશ જવાબ વાલે છે કે તેવો કોઇ નર હૈયાત નથી કે જે માણુસોને દ્રુજના માર્ગપરથી વેગલા રાખી અશોઇના માર્ગપર ચલાવે. તે પછીથી અશો જરથોસ્તને એ કામ માટે પસંદ કરવામાં આવે છે, અને એ કામ બજાવવા જરથોસ્ત સાહેબ જન્મ લે છે.

આ દુનિયામાં માણુસોને અશોઇના માર્ગપર ચાલવાને અને દ્રુજનો બુરો માર્ગ તજવાને અશો જરથોસ્ત રાહનુમાઇ કરે છે. જેઓ અશોઇના માર્ગપર ચાલે છે તેઓનો તે સાથી અને મિત્ર બને છે. અશો જરથોસ્ત હોરમજદપાસ આજુ દેખાડે છે કે અશો માણુસોને માટે તે પોતે આનંદ પુગાડનાર સાધન બને, પણ બદકારો માટે તે હરીફ બને. બદકારોની બદી દુર કરવા માટે તે મજબુત લડત ચલાવે છે અને તેમનું જોર તોડવા ઉપાયો લે છે. ૪૬ ના હામાં તે જણાવે છે કે જે કોઇ અશો માણુસને મદદ કરે તે પોતે અશો છે, પણ જે કોઇ બદકારને મદદ કરે તે પોતે દરવંદ છે. જે કોઇ પોતાના કામથી દરવંદનું બુરૂં કરે અને તેને ઘટતી સજાએ પુગાડે તેની ઇચ્છા હોરમજદ પાર પાડે છે. અશો જરથોસ્ત પોતાનું કામ પાર પાડવા માટે અશની મારફતે હોરમજદની મદદ ચાહે છે અને દ્રુજને તોડવા માટે અશ મારફતે પોતા માટે સત્તા માંગે છે. હા ૩૪ માં અશ મારફતે હોરમજદપાસ બહમનના માર્ગના શીક્ષણની તલબગારી કરવામાં આવે છે, અને અશ મારફતે બહમનના આશીષ મેલવવાને હોરમજદને અરજ કરવામાં આવે છે. ૨૮

હામાં અશો જરથોસ્ત કરગરીને કહે છે કે 'અશને ક્યારે હું જોઇશ' "અશને જોવા હું તલપું છું" કે જે અશ મારફતે આગળ વધવાથી હોરમજદના જેવા થવાય છે. જ્યારે અશો જરથોસ્તને પોતાના કામમાં હર તરફથી મુશકેલી નડે છે, સર્વ તરફની વિરૂદ્ધતા આવી પડે છે, જ્યારે નિરાશી અને નાસિપાસી હાડમારી અને જંજાળ આવી પડે છે, હમ વતનીઓ, પરદેશીઓ, ખેશીઓ તથા મીત્રો તેમને છોડી જાય છે, જ્યારે સંપતી વગરની હાલતમાં તેવણ દોલા ખાય છે, તેવે વખતે તેવણ હોરમજદ પાસથી પૈસા, માલમીલકત ચહાતા નથી, પણ અશોઇની ન્યામત માંગે છે, કારણ કે તેવણમાં હોરમજદની ખુશાલી છે. આ તેવનનો અશોઇનો ખજાનો અને હોરમજદપર વિશ્વાસ તેમને બહારની મુશ્કેલીમાંથી ટેકવે છે. વળી અશ વહીશત આતશપર પણ મુવકકલ અમશાસ્પંદ છે, અને અશની મારફતે આતશની હાજરી ચહાવામાં આવે છે, તેમજ હોરમજદના આતશ માટે અશની ભેટ આગળ ધરવામાં આવે છે. અશો માણુસ જે તમામ નેકી અને અશોઇ છતાં આ દુનિયામાં હાડમાર થતો હશે તો બી મરણ બાદ તેનું મકાન હમેશની અમર્ગીમાં આવશે. જ્યારે પોતાની બદી છતાં જે માણુસ દુનિયામાં ફાવી જતો હશે તેનું છેવટ મીનોઇ જહાંનમાં સંકટમાં આવશે, અશોના મકાનની વિરૂદ્ધમાં દુજનું મકાન છે, જેમાં કીકો કર્પો યાને તમામ બદકારો દાખલ થાય છે. અશ અને દુજ યાને નેકી અને બદીનું જે મહાન યુદ્ધ પેદાયશની શરૂઆતથી ચાલી રહ્યું છે, અને જેમાં અશની આયંદે ફતેહ અને દુજની હાર જણાવી છે તે મોટી જગતમાં દરેક અશો નર અને નારી પછી તે ગમે તે જગામાં રહેતો હોય તે પોતાનાં કામથી અશોઇવાલી પક્ષને આગળ ધરે છે, અને દુજની પક્ષને ફટકો મારે છે. અવસ્તામાં કહે છે કે 'માર્ગ ફક્ત એકજ છે જે અશોઇનો', બીજા માર્ગો ખરા માર્ગો નથી. 'અશોઇને મલતો હું છેઉં, દુજને મલતો હું નથી.' 'આ ઘરમાં અશ દુજને મારી હટાવે' વગેરે ફકરાઓ મળે છે. ગાથાના ૪૮–૨ હામાં જરથોસ્ત સાહેબ કહે છે કે આયંદે અશો નર દરવંદપર ફાવશે. ખરેખર, આ એક આશાવંત સંદેશો છે. વલી ૪૪ હામાં જરથોસ્ત સાહેબ ભક્તિભાવથી જાણુવા ચાહે છે, કે કયારે એવો વખત આવી લાગશે કે જ્યારે દુનિયામાંથી બદી નાશ પામશે અને નેકી ફાવી નીકળશે અને તમામ દુનિયા અશો બનશે. આપણી દીન ફરમાવે છે કે એ માણુસો! તમે અશને લગતાઓને જાલવો, ખીલવો, વધારો તથા અમલમાં લાવો, અને દુજને લગતું તે સઘલું છોડો ઘટાડો, અશક્ત કરો

અને દુર કરો. જે કોઇ એ પ્રમાણે ચાલે તે ખરો અશો કહેવાએ અને જે કોઇ એથી ઉલટું ચાલે તે દરવંદ કહેવાય. અશોઇ ખોદાને પસંદ છે અને અશો ખોદાનો દોસ્ત છે. દરવંદી ખોદાને નાપસંદ છે અને દરવંદ ખોદાનો દુશ્મન છે. અશોઇના ઇનામમાં 'વહીસ્તેમ અહુમ' એટલે ઉત્તમ હૈયાતી અથવા બેહેસ્ત મલશે અને દરવંદીના બદલામાં "અચિશતેમ અહુમ" યાને ઘણી ખરાબ હૈયાતી અથવા દોજખ મલશે.

# શરીર અને આત્માને લગતી ફિલસુફી.

## ઇજીપશીયન અને ઇરાનીઓના વિચારો વચ્ચે મળતાપણું.

કહે છે કે ઇજીપશીયનોની શરીર અને આત્માને લગતી ફિલસુફી આપણા ઇરાનીઓની ફિલસુફીને મળતી આવે છે. આપણા અવસ્તાગમાં માણુસ જાતના જુદા જુદા પાંચ તત્વો જણાવેલા છે. તેઓના નામ અહુ, દએન, બઓધ (બુદ્ધી), ઉરવન (રવાન) અને ફ્રવષી (ફ્રોહર.) માણુસ ગુજરી ગયા પછી તેના શરીરથી તેના વીદેહ આત્મીક ભાગો જેવા કે બઓધ, ઉરવન અને ફ્રવષી છુટાં પડે છે. એજ પ્રમાણે ઇજીપશીયનોમાં તન અને આત્માના ચાર તત્વો નીચલા જણાવ્યા છે. ક્ષા, ક્ષુ, બા અને કા. જેમ અવસ્તામાં કહે છે કે એક માણુસનો જીવ (અહુ) જતાં તેનું હાડ અથવા શરીર (અસ્ત યા તનુ) ઇજશની હા ૫૫ પ્રમાણે અહીં રહી જાય છે, અને તેના બઓધ, ઉરવન અને ફ્રવષી યાને બુદ્ધી, રવાન અને ફ્રોહર મીનોઇ જહાનમાં જાય છે. તેમ અસલી ઇજીપશીયનો માનતા કે માણુસના મરણ બાદ તેના શરીર (ક્ષા) થી તેની બુદ્ધી (ક્ષુ) તેનું રવાન (બા) અને તેનું ફ્રોહર (કા) છુટાં પડે છે, અને તેઓ મીનોઇ જહાનમાં જાય છે. એમ શરીરને લગતાં તેમજ આત્માને લગતાં તત્વો છુટાં પડવા પછી મહેર ઇજદ આગળ તે માણુસના ખરાં ખોટાં કામોનો ઇનસાફ થાય છે. ઇજીપશીયનો કહે છે કે તેઓનો (Osiris) ઓસીરીસ નામનો દેવતા તેઓનો ઇનસાફ કરે છે. ઇજીપશ્યનો તેને સુર્ય ઉપરનો વડો ગણુતા અને ચંદ્રને સુર્યની બાયડી તરીકે ગણુતા હતા. તેઓ તેને Isis નામથી બોલાવતા હતા. જેમ મહેર ઇજદ ઇનસાફ ઉપર

તેમજ એ જાતની રોશની (શારીરીક અને આત્મીક) ઉપર પણ મુવક્કલ છે, તેમ ઓસીરીસ રોશની ઉપર મુવક્કલ છે. જેમ મહેર યજદને દશ હજાર આંખવાલો (બએવરે ચશમનેમ) કહેલો છે, તેમ ઓસીરીસને પણ 'ઘણી આંખવાલો' કહેલો છે. જેમ મહેર યજદને તેના કામમાં સરોષ, રશને અને આસતાદ યજદો ઇનસાફના કામમાં મદદ કરે છે તેમ ઓસીરીસને આઇસીસ (Isis) અને નેફથીસ (Nephthys) દેવીઓ મદદ કરે છે. વલી ઇજીપશીયનોમાં ઓસીરીસનો મદદગાર હોરસ સચ્ચાઇનો દેવતા છે અને તે મરનારને ઓસીરીસ આગળ રજુ કરે છે. જેમ અવસ્તામાં રશને ઇજદના હાથમાં તરાજુ છે અને તે માણસોના કામોનો વજન કરે છે, તેમ ઇજીપશીયનોમાં એન્યુબીસ તરાજુ તૈયાર કરે છે. કહે છે કે ઇજીપશીયનોમાં સરબેરસ નામનું જાનવર ઇનસાફ વખતે હાજર હોય છે. એ જાનવરને સગ અથવા કુતરા સાથ સરખાવવામાં આવે છે. એની હાજરી જરથોસ્તીઓની સગદીદની ક્રિયાની કંઇ સમજણ આપે છે. જે પ્રમાણે કુતરાઓ માણસોની રાતની વખતે ચોકી કરે છે અને સારી સેવા બજાવે છે, તેમ ઓસીરીસનો સાથી આઇસીસની સેવા એન્યુબીસ દેવતા જે કુતરાનો પ્રતિનિધિ છે તે બજાવતો હતો.

આપણી અવસ્તા કહે છે કે રસ્તાખેજ કયામતના વખતે આ છુટા પડેલા ભાગો બઓધ, ઉરવન અને ફ્રવષી મળી જઇ સઘળાં મરણ પામેલાંઓ પાછાં ઉભાં થશે. અસલી ઇજીપશીયનો પણ એમ માનતા હતા. રવાન, બુદ્ધી અને ફ્રરોહર તો આત્મીક છે તોબી તેઓ મીનોઇ જહાનમાં અમર છે. હવે તન અને શરીર પણ કેહે હૈયાત રહેવું જોઇએ. જો તેઓ નાશ પામે તો પછી રવાન, બુદ્ધી અને ફ્રરોહર રસ્તાખેજને વખતે શામાં દાખલ થાય. હવે ત્યાં આપણી અને ઇજીપશીયનોની ફીલસુફીમાં તથા રેવાજમાં ફેર પડે છે. અસલી ઇજીપશીયનો ઇરાની ફીલસુફીને બરાબર વળગી રહી શરીરને જાળવી રાખવા માટે તેને ખુશબો, દવા તથા વસાણુથી 'મમી' તરીકે જાલવી રાખવાની અને તે મમીને સલામત રાખવા માટે કીમતી પેટી અને મથંકાની કબરો બનાવવાની અને ભોંયરાંઓ અને પીરમીડો બાંધવાની ખરચાલુ રીતીઓ પસંદ કીધી. હવે ઇરાની જરથોસ્તીઓએ જે ખરચાલુ રીતી કાલબુટને જાલવી રાખવાની હતી તેને બદલે તેઓને કુદરતના કાયદા પ્રમાણેની સાદી રીતી અને આરોગ્યતા શાસ્ત્રની વિદ્યા કબુલ રાખે એવી રીતી પસંદ કીધી. અને તે એ કે મુવેલાંના શરીરને દખમાંની અંદર ખોરશેદ નગીરશની કીધી, અને માંસ ભક્ષ કરવા માટે માંસાહારી પક્ષીઓને તેઓનું કાલબુદ સોંપ્યું. કયામતને વખતે મરણ

પામેલાંઓને સજીવન કરવા માટે અસ્તોદાન યાને હાડકાં જાળવવાનો રેવાજ દાખલ થયો. જો અસ્તોદાન જો કે હાલ તો દરેક જુદાં રાખવાનો ચાલ નથી પણ દખમાંનાં ભંડારમાં કાળ, સ્થળ અને સ્થિતિના ફેરફાર સાથે તે હાડકાં અંદર એકઠાં થાય છે, અને પછી વખતો બાદ સુર્ય, હવા અને પાણીની સામતી અસરથી તે બેમાલુમ થઇ જાય છે. વંદીદાદ-ની ૬ ઠી પરગરદના ૪૫–૪૬ ફકરામાં કહેલું છે કે મુવેલાંને કાલ-બુદ ખાનારાં પક્ષીઓ મારફતે ખવરાવી દેવું. તેના હાડકાં સાચવવા માટે પથ્થરનું યા છોંયનું અસ્તોદાન બનાવવું, તે એટલું ઉચું કે કુતરૂં યા લોંકડી યા વરૂ તેની ઉપર ફલંગ મારી નહીં શકે અને બધી તરફથી બંધીયાર કે જેથી તેની અંદર વરસાદનું પાણી પેવસ થાય નહીં. જો કોઇ ગરીબ ગુજરી જાય અને તેના હાડકાંને માટે ઉપલા કીસમનું અસ્તોદાન બનાવવા માટે જોઇતા પૈસા નહીં હોય તો ફીકર નહીં. ઘણોજ થોડો ખરચ થાય તેવા કીસમનું બનાવવું. આ એક અતિ ઉત્તમ ફરમાન છે. જોગવાઇ નહીં છતાં ધર્મને બહાને મુવેલાંની પછવાડે ખરચ કરીને કરજ કરવું નહીં, પણ પોતાની ગુંજાસ પ્રમાણેનો ખરચ કરવો. હાલ તો દરેકનું અસ્તોદાન જુદું બનાવવાને બદલે દખમાંની વચમાંનો ભંડાર અસલ અસ્તોદાનની ગરજ સારે છે. વલી બુનદહેશમાં કહ્યું છે કે રસ્તા-ખેજ વખતે મુવેલોંને સજીવન કરવા માટે જે શરીરો જોઇએ તો તે કદાચ કોઇ ભવિષ્યના સોશ્યોશ મારફતે યા જમીન, પાણી, ઝાડપાન અને આતશની પેદાયશોમાંથી ઉત્પન્ન કરી શકાશે. એ મુજબ અસલી ઇરાની-ઓએ રસ્તાખેજનું એકીન સાદી, સુતરી અને સમજ પડે તેમ જાલવ્યું, જયારે ઇજીપશીયનોએ મમીની ખરચાલુ અને ખોટે માર્ગે લઇ જનાર રીત મારફતે જાલવ્યું. ઇજીપશીયનો કાલબુદોને તરેહવાર દવાઓ અને વસાણાઓ લગાડીને શરીરને નાશથી બચાવતા રહે છે. તેઓની પાયદસ્ત-ની મીજલસમાં મરનારની સાથ ઓસીરીસના ઇનસાફની દરબારમાં એક સ્ત્રી દાખલ થાય છે, કે જે આપણા અવસ્તા પ્રમાણે મરનારની કેરદાર સાથ સરખાવી શકાય એવું ડા૦ મોદી કહે છે કે જેવણના લખાણે આ અદના લખનારને ઘણી મદદ કીધી છે. વળી તેવણ વધુ કહે છે કે ઇજી-પશીયનો પણ મીસર દેશના વતની ન હતા પણ મધ્ય એશીયા તરફથી અહીં જઇ વસ્યા હતા. મારા બીજા મીત્ર મી૦ મેહરજીભાઇ ન. કુકાએ પણ એક લેખ 'Prehistoric Relations between Iran and Egypt' સ્પીગલ મેમોરીયલ વૉલ્યુમમાં લખ્યો છે કે જે ખરેખર સ્કો-લરોને ઘણોજ વાંચવા લાયક છે, એ ઇરાન અને ઇજીપતની સરખામણી

કરતાં મી૦ કુકા કહે છે કે "In very early times a colony of Iranians, calling themselves followers of the sun god have settled on the banks of the Nile." મી૦ મોદી કહે છે કે તેઓના બેઉના આચારવિચારોમાં જે સરખામણી જણાય છે તે કદાચ એમ હોય કે તેઓ એકજ વંશમાંથી નીકળ્યા હોય અને શરૂઆતમાં ઇજીપશીયનો મધ્ય એશીઆમાંથી મીસર જઇ વસ્યા હોય. Wilkinson એ આમે કહે છે કે દરેક જણ જેઓ અસલી ઇજીપશીયનોના ચહેરા, ભાષા અને બીજી ખાસીયત માટે વિચાર કરશે તો તેઓની ખાતરી થશે કે તેઓ આફ્રિકાની ઓલાદ નથી પણ તેઓ એશીયાનાં વંશના હોય એવી ખુલ્લી સાબેતી દેખાડે છે. એસીયાટિક અને ઇજીપ્ત લોકોની રીતભાત, રાહરસમ ભાષા અને ધર્મમાં વિશેષ મલતાપણું હમેશ માલમ પડી આવે છે અને કેટલાક કવિઓ કહે છે કે તેઓ જે ખીણોમાં વસતા હતા તે એશીયાને લગતી અને નહીં કે આફ્રિકાને લગતી હતી. કહે છે કે હીંદુઓ અને ઇજીપશીયનો તેઓ અસલ એકજ મૂળમાંથી નીકળ્યા હશે અને પછી દક્ષિણ તરફ પોતાના દેશમાંથી મધ્ય એશીયામાં દાખલ થયા હશે. આત્માના ભવિષ્ય માટે ઇજીપશીયનોનું માનવું શું હતું તે વિષે Dr. Wiedeman પોતાની Religion of the Ancient Egyptians માં લખે છે કે ઇજીપશીયનો એવું માનતા હતા કે માણસને શરીર ઉપરાંત એક અમર્ગ આત્મા પણ છે. આ મત ઘણી જાતોમાં એકજ અસ્તિત્વ તરીકે (single entity) માનવામાં આવતું હતું નહીં, પણ સંયુકત યા મિશ્રિત (Composite) તરીકે માનવામાં આવતું હતું. જીંદગીમાં સાધક ભાગો સાથે જોડાયલા હતા. મરણ બાદ તેઓ સર્વ જુદા થઇ પોતાની ખુદાઇ શકિતઓ તરફ માર્ગ લેતા હતા. ઇજીપશીયનોનો જે ખોદા "Hor" છે તે આપણા Gr. Horus ઇરાની "હવર" ને મલતો છે, જેનો અર્થ સુર્ય કરી થાય છે. ખોરશેદની સેતાયશ જેમ ઇરાનીઓ તેમજ ઇજીપશીયનો પણ કરતા હતા અને ઇજીપશીયનોને "Sheshu-Hor" કરી કહેતાં હતા એટલે કે હોરસ દેવતાના પુજારીઓ. Dr. Rouge અને બીજાઓ તેઓને ઘણા પ્રાચીનકાળના નમુનાઓ તરીકે જણાવે છે. ઇજીપશીયનનો "રે" નામનો સુર્ય દેવતા આપણા અવસ્તા "રય" એટલે "ચલકતા" ને મળતો આવે છે.

કહે છે કે ઇજીપશ્યનોનાં બીજા ઘણાં દેવતા હતા, એમાંના કેટલાકોથી તેઓ બીહતા હતા જેમકે પોતાના પવિત્ર સુસવાટથી. સુસવાટ

એક પેટે ચાલનારૂં પ્રાણી હતું કે જેનાથી તેઓ પેહલાં વસ્તીમાં રહેતા હતા. તેઓ એક ઘણી ગંભીર પ્રજા હતી. તેઓના વિચારો વારંવાર મરણ તરફ દોડતા હતા. તેઓની સઘળી મેજબાનીઓની શરૂઆતમાં એક ગુલામ સર્વે પરોણાઓ વચ્ચેથી એક મોમિયાઇનો આકાર ફેરવતો અને તેઓ સઘળાઓને યાદ રાખવા ફરમાવતો કે એક દહાડો તેઓ પણ તેના જેવાજ દેખાશે. એ ઇજીપ્શ્યન મોમિયાઇ બ્રીટીશ મ્યુઝીઅમ મધે છે. તેમાંની એક ઓછામાં ઓછી ત્રણ હજાર વરસની હશે. જ્યારેબી એક ઇજીપ્શ્યન મરણ પામે ત્યારે તેના શરીરની આસપાસ શણનાં ઝીણાં કપડાંના પાટા ગોળ અને ગોળ ફરતા વિંટાળવામાં આવતા. આ પાટાઓને સુગંધી ગુંદરથી ચોંટાડી લેવામાં આવતા હતા. પેલાં શરીરને પછી બે પેટીઓમાં મુકવામાં આવતું, જેમાંની બાહેરની પેટી ઉપર કોઇ કોઇ વેલાં મરનારની છબી ચિતારવામાં આવતી. ઇજીપશીયનો પોતાનાં ગુજરેલાંના શરીર મસાલો ભરી જાળવી રાખતા, કારણ કે તેઓ ચોકસ હતા કે મરણ પછીની બીજી જીંદગી હતી, તેઓ માનતા હતા કે સઘળાંઓને પોતાના ઇનસાફ માટે ઓસાઇરીસ આગળ હાજર થવાનું હતું, અને તેઓ કહેતા હતા કે કેટલાંકોને તો ઇનસાફ માટે લાંબો વખત થોભવાનું હતું. એટલા માટે પોતાનાં ગુજરેલાંઓની લાશને સડી જતી બચાવવાનું લાજમ હતું એમ તેઓ માનતા હતા. ઘરની આગળ મોમિયાઇની બાજુએ હમેશાં એક જાતની ચોપડી, જેને ગુજરેલાંઓની ચોપડી (Book of the Dead) કેહતા, તે મુકવામાં આવતી. આ ચોપડીમાં ગુજરનારે પોતાના બચાવમાં ઓસાઇરીસ આગળ શું શબ્દો વાપરવા તે લખવામાં આવતા હતા. 'મેં ચોરી કીધી નથી.' 'હું આળસુ રહ્યો નથી.' 'મેં માહરા વચનો તોડયાં નથી', 'મેં બીજાઓને રડાવ્યાં નથી', 'મેં મોમિયાઇઓને ખોલી નાંખી નથી.' 'ઓ ઓસાઇરીસ હું પાક છું'.



# અશો જરથોશ્તનો જમાનો.

## મરહુમ મહાન વિદ્વાન ગુરૂ મી૰ બાળ ગંગાધર તીલક પ્રમાણે.

અશો જરથોસ્તનો જમાનો તવારીખનવેશો હેરફેર જણાવી ગયા છે. એનું મુખ્ય કારણ એ છે કે, જરથોસ્ત નામના અનેક ધણીઓ હસ્તી ભોગવી ગયલા મનાય છે. એવું કહે છે કે, નવથી વધારે જરથોસ્ત થઇ ગએલા હતા. આપણે ખાતરીથી માની શકીએ કે, આ નવ જણાઓ કાંઇ એકી વખતે તો થઇ ગયા નહીં હોય. તેઓ જુદા જુદા જમાનામાં થઇ ગયલા હોવા જોઇએ અને ચોક્કસ જમાનો જો જરથોસ્ત સાહેબનો હોય તો તે જમાનામાં જરથોસ્ત સાહેબ થઇ ગયલા હોવા જોઇએ. કેટલાક ભુલેલા તવારીખનવેશો એકજ આપણા જરથોસ્તને બે જુદા જુદા ધણીઓ સાથે ભેલી નાંખે છે. ઇ. સ. પુ. ૬ ઠી સદીમાં દારાયસ હીસ્તાસ્પીસ નામે એક પાદશાહ ઇરાનમાં રાજ કરી ગયો હતો. એ નામ યુનાનીઓએ તેને આપેલું હતું. એજ પાદશાહ પહાડો ઉપર કોતરાવેલા ખીલારોકી લેખોમાં તેણે પોતાને દારાયવુશ વીશતાસ્પને નામે ઓળખાવ્યો છે. દારાયવુશ નામ તે તેનું પોતાનું (દારા) નામપરથી છે, અને વીશ્તાસ્પ તે તેના બાપનું નામ છે. આ પાદશાહ હખામની વંશનો હતો અને તે કમબાઇસીસ પાદશાહ પછી ગાદીએ આવ્યો હતો. એ પાદશાહ પોતાની ફતેહ માટે અહુરમજદનો ઘણો ઉપકારી હતો અને હમેશાં પોતાની તખ્તીઓમાં દાદાર અહુરમજદની મદદથી મેં બધી જીતો મેળવી એમ વારે ઘડીએ લખી જાય છે. તેને તાબે લગભગ ૩૦ ઉપરાંત દેશો હતા. તે સર્વ પંજાબથી શરૂ થઇ હાલના ફ્રાંસ સુધી લંબાયા હતા, અને ઉત્તરમાં રશિયામાંથી ઇજીપ્ત સુધી વિસ્તારમાં વધેલા હતા. એના લેખોમાં એને ડહાપણવાલો, કીર્તિવાલો, સુલેહ કરનાર, કોઇપણ એની બરોબરી નહીં કરે એવો, રાજવહીવટ કરનારો, લડાઇમાં બોહાદુર અને દાદાર અહુરમજદ ઉપર આસ્થા રાખનારો જણાવેલો છે.

શાહ વીશ્તાસ્પના વખતમાં જરથોસ્ત સાહેબ હયાતી ભોગવી ગયા હતા એવું અવસ્તા ઉપરથી જણાય છે. આ ઉપરથી પુરાણા યુનાની લખનારાઓમાંના કોઇ એવો ઘોંટાળો કરી ગયા કે વીસ્તાસ્પ તેજ આ દારાયવુશ (દારા વીસ્તાસ્પ) હતો, અને તેનાજ વખતમાં આપણા જર-

થોસ્ત સાહેબ થઇ ગયા. આ દારા વીસ્તાસ્પનો સને તે ખાતરી ભરેલો જણાયલો છે. કારણ કે, તેણે યુનાન અને યુરોપ ઉપર ચઢાઇ કીધી હતી, જેથી ઇરાનીઓને યુનાનીઓ સાથ સંબંધ પડયો હતો. એ દારાયવુશ ઇ૦ સ૦ પુ. ૫૨૧ થી ૪૮૫ સુધી અમલ કરી ગયો હતો. એ ઉપરથી કેટલાક લખનારાઓ વધુ જુસ્તેજુઇ કર્યા વગર એવાજ સેવટ ઉપર આવ્યા કે, જરથોસ્ત સાહેબ જે ગુસ્તાસ્પના વખતમાં થઇ ગયો તેજ ગુસ્તાસ્પ આ દારાયવુશ હતો. જો કે આ દારાયવુશનું પોતાનું નામ તો દારા હતું અને તેના બાપનું નામ ગુસ્તાસ્પ હતું અને તેણે પોતાના સઘળા લેખોમાં જરથોસ્ત નામનો કોઇ પણ મહાન નર શું ઇરાનમાં કે શું તેના તાબેના રાજમાં થઇ ગએલો જણાવ્યો નથી. તો પણ એક ઉપરથી બીજાઓએ ખોટું અનુમાન કાઢયું કે જરથોસ્તનો જમાનો ઇ૦ સ૦ પુર્વે ૬૦૦ નો હતો.

વળી દંતકથા તરફ વધારે વળેલા મહાન સ્કોલર ડા૦ જેકસન કહે છે કે, અશો જરથોસ્ત ઇ૦ સ૦ પુ. ૬૨૭ ને સુમારે થઇ ગયો હતો. તેવણ અરદાવીરાફનામાં અને બુનદહેશ કેતાબને આધારે કહી જાય છે કે પેગામ્બર જરથોસ્તની હયાતિ બાદ જરથોસ્તી ધર્મ ૩૦૦ વરસ સુધી સલામત રહ્યો હતો. અને ત્યાર બાદ સીકંદરે તેનો નાશ કીધો હતો. સીકંદર ઇ૦ સ૦ પુ. ૩૨૭ માં મરણ પામ્યો તેની આગમજના ૩૦૦ વરસ ઉમેરતાં ૬૨૭ નો આંકડો આવે છે. માટે દંતકથાના આધારે પેગામ્બર ઇ૦ સ૦ પુ. ૬૨૭ માં થઇ ગયા છે. જો પેગામ્બર પછી ૨૦૦ વરસે ધર્મ ખરાબ થયો હતો તો તે ઉપરથી એમ નથી ઠરતું કે, જરથોસ્તની આગમજ સીકંદરેજ ખરાબ કીધો હતો. વળી દારાયશ તે કાંઇ ગુસ્તાસ્પ નથી. ગુસ્તાસ્પ તો કયાની વંશમાં થઇ ગયો અને દારાયશ તો હખામની વંશનો પાદશાહ હતો અને તે ગુસ્તાસ્પ પછી સેંકડો વરસ વીતાં ગાદીએ આવ્યો. ગુસ્તાસ્પનું નામ ગાથામાં મલે છે, જ્યારે દારાયશનું નામ મલતું નથી. ગુસ્તાસ્પના વખતે અવસ્તા દારાયશના વખત કરતાં ઘણી જુની હતી. અહુરમજદનું નામ દારાયશના લેખમાં છે, જ્યારે જરથોસ્તનું નામ તેમાં મલતું નથી. જરથોસ્ત સાહેબની દીન દુશમનોની લડાઇનું બ્યાન અવસ્તામાં ને ગાથામાં છે, જ્યારે દારાયશના લેખમાં નથી. માટે જરથોસ્ત સાહેબ દારાયશના વખતમાં થઇ ગયા નહીં હતા. શેઠ પાલનજી દેશાઇ જણાવે છે કે, સીનકેલસ નામે એક યુનાની લખનારને આધારે પેગમ્બર જરથોસ્તનો એક જાએનશીન ઇ૦ સ૦ પુ. ૨૪૫૮ માં બેબીલોન ઉપર ચઢાઇ લઇ ગયો હતો અને તેને ફતેહ કરી

ત્યાં સાત પાદશાહોએ એક પછી એક રાજ ચલાવ્યું હતું. જો આપણો જરથોસ્તનો જમાનો તેના જાઓનરશીનથી બેજ સદીનો જુનો ગણીએ તો અશો જરથોસ્ત આજે ૪૫૭૮ વરસ ઉપર (ઇ. સ. પુ. ૨૪૫૮+૨૦૦+૧૯૨૦=૪૫૭૮) થઇ ગએલા જણાશે.

મી૦ બાળ ગંગાધર તીલક રીગવેદનો જમાનો ઇ૦ સ૦ પુ. ૪૦૦૦ વરસ ઉપર મુકે છે. વેદમાંથી આપણને શાહ ગુસ્તાસ્પના મદદગારો તેમજ હરીફોના નામો મળે છે. જેમકે જરથુસ્ત (વેદમાં દસ્યુ), વાસ્તાસ્પ (વેદમાં ઇષ્ટાશ્વ), વીસ્ત ઉરૂ (વેદમાં ઇષ્ટરસ્મ), શીયુઝી (વેદમાં સીમ્યુ), અરેજતઅસ્પ (વેદમાં જાસ્વ). એ આધારે અશો જરથોસ્તનો જમાનો મરહુમ મી૦ તીલક પ્રમાણે ઇ૦ સ૦ પુ૦ ૪૦૦૦ વરસ ઉપર મેલાવો જોઇએ. મી૦ તીલક રીગવેદમાંથી કેટલીક બાબદોને ખગોળ વિદ્યાને આધારે સમજાવે છે અને તેવણ રીગવેદનો જમાનો ઇ૦ સ૦ પુ૦ ૪૦૦૦ વરસ આગમજનો ધારે છે. હવે વેદમાંના કેટલાંક નામો અવસ્તામાં પણ મલે છે, જે ઉપરથી સાબેત થાય છે કે, અશો જરથોસ્ત ઇ૦ સ૦ પુ૦ ૪૦૦૦ વરસ આગમજ થઇ ગએલા હોવા જોઇએ. જો કે યુનાની લખનારો જેવા કે, પ્લીની, પ્લુટાર્ક, પ્લેટો, ડાઓજીનીસ લીઆરટીસ જરથોસ્ત સાહેબને ઇ૦ સ૦ પુ૦ ૬૦૦૦ ની પણ ઉપર ઇ૦ સ૦ પુ૦ ૮૦૦૦ ને ૯૦૦૦ વરસપર મેલી જાય છે.



# ઓરતોની વખાણ અને અપ્રશંસા.



## જુદા જુદા કવિઓ, વિદ્વાનો તેમજ ફીલસુફોના ઓરતો માટે વિચારો.

ઓરતોની વખાણમાં વિચારો જણાવવા એ ઘણુંજ બિકટ તેમજ ગંભીર કામ છે. ડા૦ જોન્સન કહે છે કે, ઓરતો માટે સારૂં બોલવું તે અનુભવની કોતાહી દેખાડે છે. તેઓને માટે હમેશા બુરૂં બોલવું તે શાનની મોટી ખામી બતાવે છે. પહેલા દાખલામાં આપણે તેઓને પુરેપુરી રીતે પીછાની શકતા નથી, બીજા દાખલામાં આપણે તેઓને બીલકુલ જાણી શકતા નથી. એક ચીજ આપણે જાણીયે છીયે અને તે એ છે કે, બઇરાંઓને હાલમાં જે પ્રસિદ્ધિ અને જાહેરાત આપવામાં

આવે છે તે અગાઉ તેઓને મુદલ હતી નહીં અને તે જાહેરાત ભવિષ્ય માટે બહુ ખરાબ ચિન્હ સુચવે છે. જુદા જુદા માણસો ખુબસુરતી જુદી જુદી ચીજમાં સમજે છે. ઘણાઓ બઇરાંઓમાં તે ખુબસુરતી જુએ છે, અને તેના પરીણામમાં તેઓ તેની પુજા કરવા પણ હલકું સમજતા નથી. મહાન રાજદ્વારી બર્ક કહે છે કે,

"The age of chivalry was gone and that of sophisters, economists and calculators has succeeded."

ખરેજ આ ખરૂં છે; કારણકે, હમણા આપણે તેવા કોઇ ઉમરાવો જોતા નથી, કે જેઓ પોતાની તલવાર નાની બાબતમાં પોતાની મ્યાનમાંથી બહાર કાઢી બઇરાંઓના લાભ ખાતર બહાર ખેંચી કહાડે, અથવા તો બઇરાંઓને દુ:ખમાંથી અને આફતમાંથી બચાવવા ખાતર દુનિયાનાં એક ખુણેથી તે બીજે ખુણે સુધી હાડમારીઓ ખમે. પણ આટલું તો ખરૂં છે કે, હમણાં બઇરાંઓને અસલના કરતાં બહુબહુ માન અને હોરમત આપવામાં આવે છે, અને તે શા સારૂં તેજ એક મોટું ઉખ્યાણું છે. તેઓએ એટલુ બધું શું કર્યું છે કે તેઓ આપણી તરફથી એટલા બધા માનને લાયક થયલાં છે. શું તેઓ તરફ માન એક આંધળી પુજા જેવી હાલતમાં નથી ઉતરી પડયું ? ખરેજ એક કવી કહે છે તેમ "પણ જ્યારે હું તેઓને એટલા બધા નબળા, અનિશ્ચિત અને જરામાં લલચાય તેવા જોઉં છું, ત્યારે હું વિચારૂં છું કે મરદો તેઓને તેટલો વખત ભુલી જાય છે." અને શું તેમ માણસો નથી ભુલી જતાં ?

હવે આપણે જુના ઇતિહાસ તરફ તેઓને મળતા માન વિષે નજર દોડાવીએ. આખી દુનિયાની તવારીખ તેમાં વળી ગ્રીસ અને રોમન જેવી સુધરેલી પ્રજા પણ બઇરાંઓને એક નાચીજ સરસામાન યા તો ઘર સાથ જોડાયલી એક ગાય ઢોરના ભાગ અને એક બળદ તેમજ ઘોડા કરતાં પણ ઘણીજ ઓછી માન અને સંભાળ લાયકની ગણે છે અને તે કાંય ? કારણકે ગ્રીક લોકો બઇરાંઓને નાન્યતર જાતીમાં ગણે છે. ગ્રીક લોકો બઇરાંઓને શોભાયમાન જાનવરો તરીકે ગણે છે. રોમન લોકો બઇરાંઓને માબાપની યા ધણીની, યા વાલીની હમેશની દેખરેખ હેઠળનાં ગણે છે. તે એક જાત છે કે જે આપણી તાબેદારી માટે પેદા કરવામાં આવી છે અને તેઓ કશી પણ અક્કલ યા અનુભવ ધરાવી શકતાં હોય એવું રોમન લોકો માનતા નથી. હિંદુઓનો મોટો પંડીત મનુ કહે છે કે, "રાત દીવસ બઇરાંઓને મરદોએ પરતંત્રપણાંમાં

રાખવા જોઇએ. તેનો બાપ તેની બચગીમાં સંભાળ લે છે, તેની જુવાનીમાં તેનો ભર્થાર અને તેની વૃદ્ધ વયમાં તેનો છોકરો તેની સંભાળ લે છે. તે કદીબી સ્વતંત્રતાને લાયકની હોતી નથી. આ ગવાહીઓ દેખાડી આપે છે કે, પુરાણા કાળમાં એક ઓરત જાત નાચીઝ જેવી ગણાતી હતી. તેણી હમેશ માણસની મરજીને આધીન હોય છે. પણ હાલ એવું શું તેઓએ કરી બતાવ્યું છે કે જેથી તેઓ આટલી બધી માનને લાયકની થઇ પડી છે? ઘણા કવિઓએ ઓરતોની વખાણનાં ગીતો ગાયાં છે, અને તેઓ એ બાબે ઠગનારા યા ઠગાયેલા પણ હતા નહીં, પણ એક કવિ જેવો કે Otway તેઓને ફરેસ્તાઈ ખસલતનાં ધારી તેઓની વખાણના નીચલાં ગીત ગાય છે, એ કાંઇજ નહીં પણ મુર્ખાઇ-ભરેલી મોહીની જે તેઓની પુજા કીધા બરાબર છે. તે કહે છે કે:—

Oh woman, lovely woman! Nature made thee,
To temper man, we had been brutes without you,
Angels are painted fair to look like you,
There's in you all that we believe of heaven,
Amazing brightness, purity and truth,
Eternal joy and everlasting love.

હવે આપણે આએ Phantoms of delight યાને ખુશાલીનાં છાયાને કેવી રીતે કરજદાર છીયે તે જોઇયે. ઘણાઓ તેઓને લીધે દિલગીરી અને દુઃખ ઉત્પન્ન થયલાં છે એવું જણાવશે. જો ઇવ દુનિયામાં હતે નહીં તો આપણે નીચલા શ્રાપમાં પડયા હતે નહીં કે જે, બાઇબિલમાં નીચે મુજબ જણાવ્યો છે:—

'That thou shouldst not eat, cursed is the earth in thy work, thorns and thistles shall it bring forth to thee and in the sweat of thy brow thou shall eat thy bread, till thou return to the earth out of which thou wast taken, for dust thou art and unto dust thou shalt return.'

આપણને જે દુનિયામાં મહેનત મજુરી કરવી પડે છે, જે હાડમારીઓ ખમવી પડે છે અને આપણી જીંદગી કાંઇ ગુલાબના બીછાના જેવી નથી તે માટે આપણે બઇરાંઓને આભારી છીએ.

એક ઝાડમાંથી નાશ પેદા થયો અને તે શા કારણ? કારણ કે ઓરતજાત તે મના કીધેલા ઝાડનું ફળ ખાવાની લાલચ થોભાવી શકી નહીં. એક લખનાર કહે છે કે એક કજીયાનું મુળ કારણ તપાસો

અને તેમ તમે જોશો તો એક ઓરતજાતજ હશે. અને આ સાબેતી તમો આગલી અને હાલની તવારીખના દાખલાપરથી પણ સિદ્ધ કરી શકશો. ગ્રીકો અને ત્રોજન વચ્ચેની મારામારીનું એક મુખ્ય કારણ ઓરત હતી. પેરીસ સાથ હેલન ન્હાસી ગઇ તેજ મસાલે દારૂગોળો ફોડયો, અને તેમાંથી જે ભડકો ઉઠયો તેણે અરધી સુધરેલી દુનિયાનો નાશ કીધો. શરાબમાં ચકચુર થયેલા એલેકઝાન્ડરે એક ગ્રીક ઓરતની ઉશકેરણીને શરણ થઇને શપીગાન અને દજેનપેસ્ત નામના નામીચા કેતાબખાનાંઓ કે જેમાં અમુલ્ય ઝવેરાત હતું તે તેણે બાળી નાંખ્યું.

પોપના ઓદ્ધાની હલ્કી પાયરી, પડતી અને નિતિભ્રષ્ટ કામ પણ ઓરતોના દુષ્ટ અને અશુભ વળણોને લીધેજ હતું. સેંટ પીટરની જગ્યા ઉપર ૧૦ મા જોનને થીયોડોરાની ફુસલવણીથી બેસાડવામાં આવ્યો હતો, કે જેણીએ તેને પોતાનો આશક બનાવ્યો હતો. અને જોકે તેણી પરણેલી હતી તોબી એવું ચાહતી હતી કે તેની સાથે તે હંમેશ રહે.

કલીઓપેટ્રીયાની નજરબંધી અને મોહીનીને લીધે માર્ક એન્ટની તેનો ગુલામ થઇ પડયો. તે તેની મોહીનીને તાબે થયો અને એકશીયમની લડાઇમાં તેની ન્હાસભાગે તે મોટા ફતેહમંદ સરદારની જીંદગીનો છેડો આણ્યો. આ ઓરત એવી તો ખરાબ હતી અને એવી લલચાવનારી હતી કે તેનાં બદનમાં ઘણીજ ધિક્કારવાજોગ બદીઓ અને એબો હતી જેથી જે કોઇ તેના સંબંધમાં આવતું તે ખરાબી અને નાશ શિવાય બીજું કશું પોતાના ઉપર લાવતું હતું નહી.

રોમનોની તવારીખમાં જોશો તો મેસાલીના જેણી કલોદીયસની બાયડી હતી તેણીએ પોતાનો મહેલ વ્યભિચાર અને લંપટપણામાં ફેરવી નાંખ્યો હતો. રોમનોના મુલકમાં જે મોટામાં મોટા ફેરફારો થયા તે ઓરતોનેજ આભારી હતા. ઓરતને લીધેજ રોમમાં પ્રજાસત્તાક રાજ્ય ફેલાયું હતું. બઇરાંઓની સત્તા માટે કેટો કહે છે તે વાજબી છે કે:—

'We govern all men and our wives govern us.'

ઓરતોની બુરી ફુસલાવણી અને બુરી ચાલ હાલની તવારીખ ઉપરથી પણ જણાઇ આવે છે. Charles II અને Louis XV ના રાજમાં ઓરતોની બદફેલી અને બદકર્મ ઘણા જાણીતાં હતાં. આખા યુરોપમાં કાસલમેન જે એક જાણીતો કુશળ દૂત હતો તે આખા યુરોપ ઉપર ઘણીએક બેશરમ ઓરતોનો ધણી હતો. શેકસ્પીયર જે મોટો નાટકકાર થઇ ગયો તે માણસોના સ્વભાવ સારી રીતે પીછાનનાર હતો, તે ઓરત માટે નીચલા બોલ કહે છે:—Frailty thy name is woman.

લાબ્રુયેર કે જે સખત ટીકા કરનાર ફ્રેંચ લખનાર હતો તે કહે છે કે, ઓરતો બહુજ ધાસ્તી ભરેલી હોય છે. તે ઓરતોની ખુબસુરતી વિષે ટીકા કરે છે કે તે રંગ, ભૂકો 'પાઉડર' અને એવાજ બીજા ડેબરામોં ઉપર લગાડી માણસોની આંખમાં ધુળ છાંટે છે અને તેઓને છેતરે છે, કે તેઓ બહુ ખુબસુરત નજરે દેખાય. જેઓ મોરની માફક ભપકામાં ચાલે છે તેઓ કેટલા શેખીખોર અને ગુમાની હોય છે. અને બઇરાંઓની જીભ વિષે તો થોડું બોલીએ એટલું સારૂં. તે તેની તલવાર જેવી છે જેને તેણી કદી કાટ ખાવા દેતી નથી. એક કવિ કહે છે કે:—

How wisely Nature, ordering all below
Forbade a beard on woman's chin to grow
For how she could be shaved, whatever the skill
Whose tongue would never let her chin be still.

મીલ્ટન જે એક મહાન વીરરસ કાવ્ય લખનાર હતો તે બઇરાંઓ માટે ઘણોજ હલકો વીચાર ધરાવે છે, અને કહે છે કે, તેઓને આપણે ખાતર પેદા કરવામાં આવ્યાં છે. એનડરોનીકસ ઓરતને ખોદા અને સેતાનના જોડાણવાળું પ્રાણી ગણે છે. એસ્કીલસ કહે છે કે દગાઇ અને પાપી કર્મો એ બઇરાંઓની ખાસ ખાસિયત છે. એક લખનાર કહે છે કે, જે મુર્ખા હોય છે તેઓજ તેઓની ઉપર વિશ્વાસ રાખે છે, કારણ કે તેઓની વાણી મોત સમાન છે, અને તેઓના હસતા ચહેરામાં દોજખ સમાયલું છે. વીકટર હયુગો કહે છે કે માણસો બઇરાંઓનાં રમકડાં છે ઓરતો દેવ સમાન છે. વીલેંડ કહે છે કે, એક પ્રમાણિક માણસ કદાચ મળી શકશે, પણ આખી દુનિયામાં ફરશો તોબી એક પ્રમાણિક ઓરત કેહે પણ મળી શકશે નહીં. એક કવિ ઓરત માટે કહે છે કે તેઓ નરમ પક્ષી છે, કે જે એક માણસ ઉપરથી બીજા માણસ ઉપર ઉડે છે. કવિ બાઇરન ઓરત માટે કહે છે કે 'Oh woman too well thou lovest, too soon thou leavest.' શું ત્યારે ઓરતનો પ્યાર એક ખુશનુમા પણ ધાસ્તી ઉપજાવવા જોગ ચીજ નથી? ડરાઇડન પણ તેઓને દેવ સમાન ગણે છે. ખરેખર ચોવીસ કલાકે એક દિવસ થાય છે, પણ ચોવીસ કલાકમાં એક મીનીટ એવી નથી હોતી કે જેમાં એક ઓરતજાત પોતાનું મન ફેરવી શકતી નથી. કવિ બાઇરન કહે છે કે:—

Woman! experience might have told me,
That all must love thee who behold thee:
Surely experience might have taught,
Thy firmest promises are nought.

... ... ...

This record will for ever stand,
Woman ! thy vows are traced in sand
... ... ...
How quick we credit every oath,
And hear her plight the willing troth !
Fondly we hope 't will last for aye.
When lo ! she changes in a day.

ઉપલા લખાણમાં આપણે ઓરતોને નીતિમાં નબળી, ઠરાવમાં કાચા મનની, છાલકી, વિચારમાં ઢચુપચુ, શક્તીમાં ધાસ્તીભરી, સ્વભાવેજ નબળી ને દુબળી, ભુલને પાત્ર અને પાકદામનમાં શકભરેલી જણાવી છે. બેઉ જાતીના કામો જુદા જુદા છે તેઓ બહુ સરખાં તો નથીજ અને તેમ જો હોય તો મરદ અને ઓરત વચ્ચે અડાઅડ્ડી અને ટકકર ઝીલાય અને તેનું પરીણામ ઉપર લખેલા ઓરતોના નમુના માફક નીવડે. ફેનેલોન કહે છે કે જો એક ઓરત પોતાની સંસારી ફરજો છોડી દે અને ટાહુકા ટુચકાવાળી બને તો તે ખરાબીની નિશાની. જો તેણી એક છોકરી, એક બેહેન, એક ધણીયાણી કે એક માતા તરીકેની પોતાની ફરજો સમજે તો તેણી કોઇ કાળે પણ અસ્થીર અને જરામાં લલચાય તેવી થાય નહીં. જે સ્ત્રીઓ પોતાના ધણીને નામનોજ ધારે છે, અને તેના તરફની પોતાની ફરજો બજાવતી નથી તે સ્ત્રીઓને ધિક્કાર છે. એક ભલી સ્ત્રીએ પોતાના ધણીને હૈયાંનો હાર (the delight of her heart) અને આંખની કીકી (the apple of her eye) એ પ્રમાણે ગણવો જોઇયે.

કોઇબી આપણી લાગણીઓની અંદર તીક્ષણ નજરથી તથા ખરા ખેરખાહ તરીકે દાખલ થઇ શકશે નહીં, શિવાય કે એક સ્ત્રી. જાતીભોગની ખરી સાબેતી એક સ્ત્રીમાં જોવી હોય તો તે સતીના રેવાજપરથી જણાઇ આવે છે. એ દેખાડે છે કે પ્યાર કેમ હંમેશ હૈયાત રહે છે અને મોતને પણ જીતી શકે છે. શું આ જાતીભોગ સૌથી ઉંચ નથી ? અને આ વિચાર સૌથી ઉત્તમ નથી ? આવી જાતના નમુનાઓ આપણું ખરૂં માન અને લાગણી ધરાવે છે. એક લખનાર કહે છે કે A woman is emotion personified. Her strength lies in her heart, her sphere of action is her home, her mission is to love. જો ઓરતો તેઓને શા માટે આ દુનિયામાં સર્જી છે તે સારીપેઠે સમજે, અને જે ફરજો બજાવવાને તેઓ બંધાયલી છે તે બજા લાવે, અને પોતાનાજ વાતાવરણમાં પોતાની અસર સારી પેઠે ચલાવે તો

તેઓ ખરેખરા એક આશીર્વાદ અને દરૂદ જેવી છે. જેમ વર્ડસ્વર્થ મોટો કવિ કહે છે તેમ—

> A perfect woman, nobly planned
> To warn, to comfort and command,
> And yet a spirit still and bright,
> With something of an angel light.

પણ અરે! હાલનો જમાનો તો તદન જુદોજ થઇ ગયો છે. આજે ઘર સંસાર કે જ્યાં તેણી ખરી રીતે પોતાની ચાલાકી અને હુશીયારી દીપાવી શકે તે જગા તેણી પસંદ કરતી નથી. કેળવણી અને સુધારા તેઓને તેઓની જાતી ભુલાવી દે છે. તેણી પોતાની નાજુકાઇ ગુમાવતી જાય છે. હાલ તેણી પોતાના અંતઃકરણ કરતાં પોતાના ભેજાં ઉપર વધુ ભરોસો રાખે છે. હવે બઇરાંઓ માટીડા જેવી કેળવણી લે છે. હવે બઇરાંઓ ગંભીર ફરજોથી વેગળાં જાય છે, અને તેથી તેઓ ઉછાંછળાં અને અસ્થીર બને છે. મેડેમ ડી સ્ટાઇલે એકવાર નેપોલીયનને ચેલેંજ કીધી કે તેણે તેણીને કહેવું કે દુન્યામાં સૌથી મોટી ઓરત કઇ? તેણે કહ્યું કે તેણી કે જેણીઓએ ઘણા છોકરાંઓને જન્મ આપ્યો હોય તે. જરમનીની અંદર એક ઓરતની મોટાઇ તેની માલમીલ્કત, પૈસા ટકા યા મોટા મોભ્ભામાં સંમાઇ જતી નથી, પણ તેણીએ કેટલાં છોકરાં અને તેબી બેટાના જન્મ આપ્યો હોય તેમાં સમાયલી છે. હીરોડોટસ અસલી ઇરાનીઓ માટે કહે છે કે લડાઇમાં મરદાનગી દેખાડવી એ તેઓમાં મરદ તરીકેના ઉત્તમપણાની એક મોટી સાબેતી ગણાય છે. એનાથી ઉતરતી બીજી સાબેતી આ છે કે ઘણા બેટાઓના બાપ થવું. જે ધણીને ત્યાં ઘણા બેટા હોય છે તેને ત્યાં પાદશાહ મોટી ભેટો મોકલે છે, કારણકે તેઓ ધારે છે કે ત્યાં મોટી સંખ્યામાં કૌવત સમાયલું છે. ખોદા એ માયા મહોબત છે અને ઓરત જાત આ પૃથ્વિ ઉપર તે જીવતો જાગતો દાખલો છે. પોતાના પતિનું મન જાળવવું અને તેના ઘટતા સખુનો રાખવા એ એક ઇરાની બાનુની ફરજ હતી. ઓરતનું ખરૂં કામ પ્યાર કરવાનું છે અને તેબી વળી એકજ ધણી સાથ પ્યારથી જોડાવાનું છે. ઇરાની બાનુમાં પતિવ્રતાપણું એક અતિ ઉત્તમ સદગુણ ગણાતો. એક ઓરતના સાચ્ચાં દીલ શિવાય વધુ નાજુક અને નરમ દુન્યામાં બીજું કાંઇએ નથી. એક ઓરત એ લાગણીનો એક જાતી દાખલો છે. તેનું જોર તેના દીલમાં છે. તેનું કામ તેના ઘરની અંદર સમાયલું છે અને તેનો સંદેશો પ્યાર છે. સ્ત્રીએ પોતાના ધણીના માત્ર સુખનાજ ભાગીદાર

નહીં થવું પણ દુઃખમાં પણ તેના ભાગીદાર થવું. જે સ્ત્રી પોતાના ધણીના દુઃખ વેળાએ તેની સંભાળ નથી કરતી તે ખરેખરી નાલાયક સ્ત્રી છે. સ્ત્રીઓ મેજીસ્ટ્રેટના આસાન બેઠક ઉપર બીરાજવાને લાયકના થયાં છે. હવે બઈરાંઓ સોલીસીટર થાય તો તે નવાઇ જેવું ન કહેવાશે. પશ્ચીમની કેળવણીથી તેઓમાં એવું એક હથીયાર આવ્યું છે, કે હવે તેઓ તેજ હથીયાર મરદો સામે ધરવાને બીહતાં નથી. સ્ત્રીની ફરજ વિષે એક હિંદુ પંડીત એવી શીખામણ દે છે કે દર બામદાદે સ્ત્રીએ જલદી ઉઠી, દાતણ-પાણી કરી પોતાના ઘરનો સરસામાન અને વાસણો સાફ કરાવવાં, રસોઇ માટે તૈયારી કરાવવી, શુદ્ધ મન તથા વાણી તથા કામ કરી પતિની વાતો અને પતિના કામો બજાવતાં રહેવું. પતિને પોતાના માથેના છાંયાની મિસાલ ગણી આગેવાન રહીને, તથા તેના હુકમ ઉઠાવવામાં એક દાસી સમાનની નમનતાઇ બતાવીને, પોતાની ફરજ અદા કરતાં રહેવું. રસોઇ તૈયાર થવા કેડે પરમેશ્વરની પ્રાર્થના કરી પોતાના ભરથારને તેમજ બીજા માણસોને જમાડવાં. કાઇબી સ્ત્રીએ કઠાર શબ્દ વાપરવો નહીં, અપ્રીય વાતો કરવી નહીં, લંબાણ ટાહેલાંભરેલું બોલવું નહીં, ટંટો યા ગુસ્સો કરવો નહીં, ગફલતી, અવિવેકપણું, ક્રોધ, અદેખાઇ, નીંદા, ચાડીચુગલી, અહંકાર અને આપવડાઇ કરવી નહીં, અને ઇશ્વરને યાદ કરી તેનોજ આશરો માંગતાં રહેવું. આ લખાણ એક અંગ્રેજી લખાણ ઉપરથી સુધારાવધારા સહિત કરવામાં આવ્યું છે.

ફારસીમાં ઓરતો માટે નીચલું લખાણ મલે છે:—

આદમ જે બેહેસ્ત યાફત નુકસાન અઝ જન
યુસફ બે બલાઇ ચા વ ઝનદાન અઝ જન
સીમુરગ બે કુહે કાફ પેનહાન અઝ જન
સદ મોલ્કે સલીમાન શુદ વઇરાન અઝ જન

યાને કે આદમે એક ઓરતને ખાતર બેહેસ્તનું નુકસાન ખમ્યું (યાને કે બેહેસ્તમાં જતું અટક્યું), જોસફને એક ઓરતને ખાતર ઉંડા ગાર અને કેદખાનાનું દુઃખ ખમવું પડયું, એક ફીનીક્ષ પક્ષીને એક ઓરતને ખાતર કાંકસસના પર્વત ઉપર છુપાયલું રહેવું પડયું હતું, સુલેમાનના સો રાજ્ય એક ઓરતને ખાતર વેરાન થઇ ગયાં. યાને કે આદમે ઇવના કલામને માન આપી પેલું મના કીધેલું ફળ ખાધું તેથી બેહસ્ત ખોયું. જોસફને પોતાની માશુક ઝુબેખાં ઉપર હુમલો કરવા માટે કેદખાનાના ઉંડા ગારમાં રહેવું પડયું. ફીનીક્ષ કે જે સારા સગનવાળું પક્ષી એક ઓરતની નજર તેની ઉપર નહીં પડે તેથી કાંકસસના પર્વત ઉપર છુપાવું રહેવું

પડયું. સોલોમનની રાખેલી સ્ત્રી એક મુત્તિપુજક હતી અને તે તેણીની મુત્તિપુજા માટે આખાડા કરી ગયો તેથી ખોદાએ સોલોમનને સજા કરવા માટે તેના સો રાજ્ય વેરાંન કીધાં.

ઓરતોને માટેના કવિઓના આવા વિચારો છતાં સર્વ જણે યાદ રાખવું જોઇયે કે સ્ત્રીનો દરજ્જો ઘણો ઉંચો છે. એક માતા તરીકે બચ્ચું મોટું થાય ત્યાંસુધી તેને કેળવવાનું છે ને તેની મગજશકિત અને ગુણો ખીલવવાનું એક સ્ત્રીનું કામ છે. તેઓ છે તો દુનિયા છે, તેઓ છે તો પુરૂષનું જીવતર છે, તેઓ છે તો પુરૂષની સુખ-શાંતી છે, તેઓ છે તો પુરૂષના કામ ને ઉલટ ને ઉમંગ છે, તેઓ છે તો પુરૂષને દીલાસો છે. એક બચ્ચાંને ખવડાવી પીવડાવી, પહેરાવવા ઓઢાડવામાંજ સ્ત્રીની ફરજ ખતમ થતી નથી, પણ તેને એક લાયક ઇન-સાન તરીકે તેણે બહાર પાડવાનું છે. બચ્ચાંને સ્યાણા સમજુ અને બુદ્ધી-વાન બનાવવાનું કામ સ્ત્રીનું છે. સ્ત્રીનું ઘર તે નાની જેવી દુનિયા છે.



# ધર્મજ્ઞાન તેની બુલંદી અને તે લેવાની માણસને ખાસ જરૂર.

"હવે પછી તમામ હફતે કેશ્વર જમીન ઉપર ભલી માજદયસ્ની દીન વિશેષ ફેલાશે." ફરવરદીન યસ્ત ક. ૮૭ માં આ શબ્દો અશો જરથોસ્તના જન્મ થવાના વર્ણનમાં આવેલો છે, જેમાં ધર્મનો ફેલાવો થવો જોઇએ પણ તે અશો જરથોસ્તની અગાઉ નહીં થયલો હતો અને જરથોસ્ત પછી થશે એમ જણાવીને તે વિષે ખુશાલી જણાવી છે. આ ફાની જહાનમાં બદીના અંધકારમાંથી રોશન રાહ દેખાડનારૂં, ખોદા સાથ આપણી પીછાન કરાવનારૂં, ખુદાઇ નુરનો ખ્યાલ આપનારૂં, ફાની જીંદગીની તેમના ગુંચ-વણભર્યા સવાલોના ખુલાસા કરનારૂં, અને માનોઇ જહાનનાં સુખને માટે લાયક રૂડી રાહબરી કરનારૂં, એજમતી સાધન—તે અહુરમજદનો મોકલેલો મોતેબર ધર્મ છે. આ દુનિયા કોણથી પેદા થઇ ને કેમ પેદા થઇ, આપણે પોતે કોણ છે અને કયાંથી આવ્યા છીએ અને કયાં જનાર છીએ, આ દુનિયામાં આપણું કામ શું છે—એવી એવી બાબદોના ખોલાસા ધર્મ જ્ઞાનની મદદથી થઇ શકે છે. જો આપણા મહાન જરથોસ્તી સાહેબની

જાહેર કીધેલી દીનના ફરમાનોને અનુસરી આપણે જીંદગી ગુજારીશું, તો આપણે આપણા પેદા કરનારને પીછાણી શકીશું. દીનકર્દ કહે છે કે "તે દાદગાર તરફની આપણી પવિત્ર ફરજો આપણને ધર્મ મારફતે સમજાવવામાં આવી છે. તે કિરતારની બુલંદ કારીગરી ભલા કામની સંપુર્ણ સમજણ આપણને દીનથી મળે છે.' સૃષ્ટીની પેદાયશને ઘટતે માર્ગે ચલાવવા અહુરમજદે પોતાના અખુટ ડહાપણથી ઘડેલા મીનોઇ કાયદાઓ જે ભલી દીન છે, તે મીનોઇ બસારત પામેલા અને પોતાની સંપુર્ણ અશોઇને લીધે અહુરમજદની દોસ્તીને પહોંચેલા મહાન પેગમ્બર જરથોસ્ત મારફતે મોકલી છે, કે જે દીનપર મુસ્તકીમ એકીન રાખી, નેકીથી જો આપણે જીંદગી ગુજારીશું તો જેમ દક્ષિણ દીશા તરફનો પવન હવામાંની નજીસાઇને સાફ કરી નાખે છે તેમ તે મોતેબર દીન તમારા મગજમાં ઉગી નીકળેલાં બદીનાં ઝાંખરાં અને બુરા વિચારોના વીખરાઇ પડેલાં બીને તેના મૂળમાંથી ઉખેડી કાઢી તેને સ્વચ્છ બનાવી દે છે. આપણી જીંદગીમાં આપણને સાચ્ચી રહેનુમાઇ ધર્મથી થશે. ધર્મ આપણો ભોમ્યો છે, તેજ આપણો રાહબર છે, ધર્મના રાહબર ભોમ્યાથી આપણે તે દાદગરની દરબારમાં સહેલાઇથી જઇ શકીએ છીએ, અને ત્યાં જતાં મુશકેલી જેવું કશું લાગતું નથી. એક સાચ્ચા દોસ્ત તરીકે ધર્મને લેખી તેના ફરમાન મુજબ આપણે અમલ કરવો જોઇએ, જેથી આપણી જીંદગી નેકીથી ભરેલી બની શકશે. આથી દુનિયવી દોલત કરતાં દીનની દોસ્તી વધારે જરૂરની તેમજ લાભકારક છે. કારણકે આ દુનિયાની દોલતપર તમો કશો ભરોસો રાખી શકશો નહીં, અને જો દોલતની રેલછેલમાં આજે લોટતાં હશો, તો કાલે જમાનાનું ચક્કર તમને ખરાબ સ્થિતિમાં લાવી નાંખશે: પણ એકબારગી એમ ન થાય અને આખી જીંદગી જો તમો દોલતે ભરપુર રહેવા પામો તો તેથી થયું શું? તમારા મરણ પછી તો તે દોલત તમને કામ આવનાર નથી. જો આપણે દીનના ફરમાન પ્રમાણે આ દુનિયામાં ચાલીશું તો આપણી જીંદગી ઘણી સંગીન અને સુખી નીવડશે. આ ઉપરથી આપણે જોઇશું કે દોલતની દોસ્તીમાં આપણે આ દુનિયામાં એશઆરામભરી જીંદગી ગુજારીશું પણ તે પછી તો કાંઇજ નહીં; જ્યારે દીનની દોસ્તી તો બેઉ જહાનમાં આપણને કામ આવશે, અને તેથી તે વધુ વજનદાર છે. ધર્મના જ્ઞાનની ગેરહાજરીથી આપણી રોજીંદી જીંદગીપર કાંઇ અંકુશ રહેશે નહીં અને બદી આપણીપર ગાલેબ થશે, જેથી મીનોઇ જહાનમાં હમેશગીનાં સુખથી આપણને હાથ ઉઠાવવો પડશે. ધર્મથી આપણે સદગુણી, નેક અને અશો બનીશું. ધર્મના

અંકુશથી આપણી જીંદગીને નેક માર્ગે દોરવાઇ શકાશે, કે જે આંકોશ દૂર થવાથી આપણે પોતે બદીમાં ગીરફતાર થઇ દુઃખી થઇશું. જો આપણી ઉપર ધર્મનો આંકોશ હોય અને જો આપણે જાણીએ કે નીતિનો ભંગ કરવાથી ખોદાનો કહેર આપણી ઉપર ખેંચી તેના પરીણામ તરીકે આપણે આયંદે દુઃખી થઇશું, તો આડે માર્ગે નહીં જવાના શિક્ષણનો સબક આપણને તુરત યાદ આવી જશે, અને આપણે બદીમાં ગીરફતાર થતાં બચી જઇશું. પણ જો આપણે ખોદાનો ડર નહીં રાખીશું તો આપણે આપણા સદગુણોને ખરાબ રસ્તે લઇ જઇ આપણે બુરાઇમાં ગીરફતાર થઇશું. ધર્મ જાણવાથી અને એ ઉપર ઉમેદ લાવવાથી દરેક માણસ તેની ગમે એવી મુશકેલ હાલતમાં બી પોતાને દીલાસો આપી શકે છે; અને નિરાશ અને ઉદાસ થતો નથી. પણ તેથી ઉલટું ઉલટભરેલી ઉમેદથી સબુરી અખત્યાર કરી સુખ મેલવવાને વધારે મેહેનત કરે છે. વળી ધર્મ આપણા દુઃખમાં દેલાસો દેનાર જાતી મિત્ર તથા આપણા સંકટને મારી હઠાવનાર એજમતી હથીયાર છે. ધર્મ વગરનું માણસ એક હેવાનના જેવું હોય છે અને જેમ એક સુકાન વગરનું વહાણ દરીયામાં આમથી તેમ અથડાઇ ભાંગી જાય છે, તેમ ધર્મ વગરનું માણસ ખોદાને ઓળખ્યા વગર કંગાળ રીતે પોતાની જીંદગી ખતમ કરે છે. દરેક માણસને તેની ખરી ફરજો શીખવા માટે તથા નેકી અખત્યાર કરી બદી તજવા માટે ધર્મની કેળવણીની જરૂર છે. ધર્મથી માણસ વધારે પવિત્ર અને નેક થાય છે, આથી તેનો અભ્યાસ દરેક માણસને ઘણો કીમતી છે.

માણસને આ દુનિયામાં જે જે કાંઇ જાણવાની ઇચ્છા થાય છે તે વિષેનું જ્ઞાન તેને તે વિદ્યાઓની મારફતે મલી શકે છે. જેમ કે સુરજ, ચંદ્ર, તારાઓનું જ્ઞાન સેતારેશનાસીઓથી, આતશ, પાણી, હવા ખનીજ પદાર્થોનું જ્ઞાન રસાયણ શાસ્ત્રથી, માણસ પ્રાણીઓનાં શરીરનું જ્ઞાન વઇદક વિદ્યાથી, પણ તે ઉપરાંત માણસ પોતે કોણ છે, કયાંથી આવ્યો છે, આ દુનિયામાં આવવાનું કારણ શું? અને તે આ જીંદગી પછી કયાં જનાર છે એવી એવી વાતો જાણવાની ઇચ્છા તે દુનિયાઇ વિદ્યાઓથી પુરતી રીતે થતી નથી, તે ઇચ્છા પુરી પાડવા માટે ધર્મના જ્ઞાનની જરૂર છે. એટલા માટે વ્યવહારોપયોગી ધર્મ કેળવણીની ખાસ જરૂર છે. માણસ અને કુલ દુનિયાનો પેદા કરનાર એક સર્વશક્તિવાન સાહેબ છે. દરેક આદમીનો આત્મા અમર્ગ છે. તે ખોદાતાલાની હજુરમાંથી આવ્યો છે, અને પાછો ત્યાં જનાર છે. તેને પોતાના વિચાર, વચન અને કામોનો જવાબ આપવાનો છે, માટે તેને સારા વિચાર, સારા વચન અને

સારા કામો કરવાં જોઇએ અને બદ વિચાર, બદ વચન અને બદ કામો તજવાં જોઇએ, એવી એવી બાબદો તેને ધર્મ કેળવણીથી જાણી શકાય છે. તે બાબદો જાણવા પછી માણસ પોતાના ખરાબ વિકારોને દાબી નાંખી પોતાની ભલી શક્તિઓને વધારવાની અને તેઓને ફેલાવવાની ચાલુ ચોંપ રાખે છે. ધર્મને લગતી બાબદોનું જ્ઞાન મેળવવું માણસ માટે ખાસ અગતનું છે. એ જ્ઞાન જાણુવાથી અને મેળવવાથી તે પોતાના પિતા અહુરમજદ તરફની સઘળી પવિત્ર ફરજો બજાવી શકશે, પોતાની ધર્મી જીંદગીથી આ જહાનમાં સુખ મેળવશે અને મરણ બાદ પોતાની એકઠી કીધેલી નેકીના પ્રમાણમાં અમર્ગીનું સુખ મેળવશે. બાકી વિદ્યાઓના જાણી થઇ કેળવાયલા થઇશું તેથી કાંઇ બહેસ્તના ઉમેદવાર થશું નહીં, પણ બીજા સઘળા અભ્યાસ આગમજ આપણા મોતેબર ધર્મનો અભ્યાસ આપણને વધારે ઉત્તમ બનાવશે. ધર્મ સંબંધી ભેદી બાબદોની પુખ્ત સમજ મેળવવા માટે તેને લગતી ભાષાઓના અભ્યાસની સાથે સંપુર્ણ અશોઇથી ખીલેલી મનશક્તિની એક માણસને જરૂર છે. ધર્મ જ્ઞાનના ખેતરની આસપાસ ભેદી ઉંડાણ ખીણો જોકે બીકટ લાગશે, પણ જો અશોઇમાંજ સજ થઇ, યકીનને આગળ વધારી, એલમની રોશન મસાલ હાથમાં રાખી, અત્રેથી જો આપણે આગળ વધીશું તો પેલી નહીં પસાર થતી બીકટ ખીણો સહેલાઇથી આપણે પસાર કરી શકીશું, અને તેવા ચાલુ અભ્યાસથી ભેદનો પરદો એકદમ ખુલી જઇ મીનોઇ જહાનની રોશની આપણે મેળવી શકીશું. જે પ્રમાણે એક દીલપઝીર ફુલની કળી જ્યારે ખીલેલી હોતી નથી ત્યારે તેની અંદરની રચના આપણુ જોવા પામતા નથી, પણ જ્યારે વખત આવવે તે ખીલી નીકળે છે અને પોતાની પાંદડીઓને પુરતા બહારમાં દીપાવે છે, ત્યારે આપણે તેની રંગીલી રચના અને દીલપસંદ દેખાવ નીહાળવાને નસીબવંત નીવડીએ છીએ, તેમજ સંપુર્ણ અશોઇ વિના અને યકીનની કોતાઈ વચ્ચે ધર્મજ્ઞાનની આપણી બીનવાકેફ હાલત દરમ્યાન આપણે તેની ખરી ખુબી ને ભેદ પામવા શકિતવાન થતા નથી, પણ જ્યારે આપણા વધતા જતા ખંતીલા અભ્યાસથી અશોઇ અને ખરા યકીન વડે આપણે જ્ઞાનનું ખેતર ખેડીએ છીએ, ત્યારે ભેદોના વળાંમાં વીટલાયલી બાબદો આપણી આગળ ખુલ્લા આકારમાં રજુ થાય છે. ધર્મ આપણને ખોદા તરફનો મીનોઇ રાહ દેખાડનાર છે અને તેને અનુસરીને જીંદગી ગુજારવાથી આપણે ભવિષ્યના સુખના સાધનો મેળવી શકીએ છીએ. ધર્મી જીંદગી ગુજારી ખુદા જે તમામ ભલાઇનું મુળ છે તેની સાથ આપણું દીલ બાંધવાથી આપણી

ચાલચલણ ઉપર મજબુત અંકોશ રહેશે અને આપણે આપણી જીંદગી ભલી બનાવી શકીશું. ધર્મથી માણસ સદગુણી, નેક અને અશો બની અહુરમઝદની પસંદગી પામશે. આ જહાનના ફેરાની મુળ મતલબની ચાવી આપણને ધર્મથીજ હાથ આવશે. જો કે જરથોસ્તી બાળકોને ધર્મનીતિ શીખાડવાનું કામ હાલ મુંબઇમાં તેમજ દેશાવરમાં ચાલુજ છે તોપણ તેનો લાભ જરથોસ્તી માબાપોનો મોટો ભાગ બચ્ચાંઓને આપતો નથી, અને પોતાના બાળકોને જે સ્કુલમાં એવી કેળવણી અપાતી હોય ત્યાં મોકલવાની પરવા કરતો નથી. બાળકની બુદ્ધિબળ, સંસારી કેળવણી પાછળ જેટલો પૈસો તેઓ ખર્ચે છે તેનો આઠમો ભાગબી ધર્મનીતિ શીખાડવા પાછલ ખરચવાનું તેઓ સમજતાં નથી. ગ્રેટ બ્રીટનમાં એવી એકબી સ્કુલ નહીં હશે કે જ્યાં ધર્મની કેળવણી અપાતી ન હોય. Lord Reay જેવા વિદ્વાન અને ધાર્મીક લાગણીના ગવરનરે એક વાર કહ્યું હતું કે :—

"I can assure you that the people of England, Scotland and Ireland are agreed on this that the education should be associated with religion."

નામીચો ગ્રંથકર્તા મી૦ સેમ્યુઅલ સ્માઇલસ કહે છે કે :—

"Education must be based upon religion and morality, for education by itself will not eradicate vicious propensities-culture of intellect has but little effect upon moral conduct. You may see clever, educated, literary men with no conduct whatever, wasteful, improvident, sunken and vicious. It follows therefore that education must be based upon the principles of religion and morality."

જો બાળકોને ધર્મનીતિના મુળ તત્વોનું જ્ઞાન શરૂઆતથીજ આપવામાં આવે તો તેઓ જેમ મોટાં થાય તેમ તેઓમાં ધર્મને લગતાં પુસ્તકો વાંચવાની તેઓની ખાહેશ વધે. માટે જરથોસ્તી માબાપોની ખાસ ફરજ છે કે પોતાના બાળકોને ખરાં જરથોસ્તી બનાવવા સારૂં ધર્મનીતિના સબકો તેઓને શીખાડવા. ધર્મની મુળ નેમ માણસને ખોદાને રસ્તે દોરવીને ખોદાની નજદીક જ્ઞાનરૂપી અને પરમાર્થરૂપી સ્થિતીએ પુગાડવાની છે, તે નેમ પાર પાડવાનું જરૂરનું કારગત સાધન સારા વિચાર, સારાં વચન અને સારાં કામ અને તે સાથ સારી લાગણી, સારી

ઇચ્છા, સારા જુસ્સા, ટુંકમાં સારી ખાસિયતની ખીલવણીમાં સમાયલું છે. કેળવણીની નેમ માણસને ફક્ત રોટી કમાતો કરવાની નહીં હોવી જોઇએ, પણ તે સાથે તેને ઉપયોગી શહેરી અને સદગુણી માનવી બનાવવાની હોવી જોઇએ. ઘરની કેળવણીનું બંધારણ અને તેની અગત ઘણાક માબાપો સમજતા નથી. એ બાબેની સમજ ફેલાવવાની ખાસ ફરજ છે, નહીં તો બચ્ચાં ખરાબ ખાસીયત જડ દઇને પકડી લે છે અને તે પછી તે તોડવાને બહુ મુશકેલી પડે છે. નીતિ શીક્ષણ ઉપરાંત બચ્ચાંઓને સારા નીતિમાન શીક્ષકની ખાસ જરૂર છે. જો શીક્ષકો સારા નહીં હોય તો તે બાળક શીક્ષણનો સારો લાભ મેળવી શકતું નથી. બાળકો માટે સીધે સીધા નીતિના પાઠો કરતાં દુરઅંદેશીથી લખાયલી નાની વાર્તાઓ ઘણી અસરકારક થઈ પડે છે. મોટા વિદ્યાર્થીઓ માટે સદગુણી નરનારીઓના જન્મ ચરીત્ર ઘણાં ઉપયોગી થઈ પડે છે. શીક્ષકની એક નજીવી ભુલ ઘણીવાર બાળકની ખાસીયતમાં જાથુકનો બીગાડો કરે છે. અયોગ્ય શીક્ષકોના હાથમાં નીતિના પાઠોની પોથી મુકીને બાળકોની ખાસીયતની ખીલવણી કરવાની ખાહેશ રાખવી ફોકટ છે. વળી નીશાળ્યાઓનાં મગજ ઉપર હુન્નર અને ઉદ્યોગની મોતેબરીનો મજબુત છાપ પડે એવા પ્રકારની કેળવણીની ખાસ જરૂર છે. એક અંગ્રેજ ધર્મશાસ્ત્રી ધર્મ બાબે નીચે મુજબ બોલે છે :—

"Religion wipes guilt from the conscience, brightens the most gloomy scene, smooths the most rugged path and cheers the most despairing mind."

ધર્મ જાણવાથી અને તે ઉપર ઉમેદ રાખવાથી, માણસ ગમે તેવી ખરાબ હાલતમાંબી પોતાને દીલાસો આપી શકે છે. અને નીરાશ થતું નથી, તેથી ઉલટું ઉલટભરેલી ઉમેદથી સબુરી અખત્યાર કરી સુખ મેળવવાને વધારે મહેનત કરે છે. ધર્મ આપણા દુઃખમાં દીલાસો દેનાર જાતી મિત્ર તથા આપણા સંકટને મારી હઠાવનાર એજમતી હથીયાર છે.

હીંદુસ્તાનની સરકાર પણ દરેક સ્કુલોમાં ધર્મ કેળવણી આપવા રાજી છે અને ૧૯૦૫ માં નામદાર વાઇસરોયે પણ કહ્યું હતું કે :—

The Government of India are equally convinced of the supreme importance of the course of moral instruction and so far as is consistent with the principles of impartiality and non-interference which

determine their attitude towards religion in this country, they are endeavouring to inculcate moral standards and to inspire the younger generation with higher ideals of personal conduct.

છોકરાંઓમાં ધર્મ કેળવણી આપવાની બાબદ વિષે ઘણાઓ જેઓ માણુસાઇ નીતિ રીતિને વખાણે છે તેઓનું ધ્યાન ખેંચાઇ રહ્યું છે. ઘણાઓ આજકાલ ફરિયાદ કરે છે કે આજના છોકરાઓમાં ધર્મધ્યાન જેવું કશું નથી અને તેઓ વધારે અને વધારે સુધરવાને બદલે બગડતા (degenerate) થતા જાય છે, અને તેથી કરી તેઓ આજકાલની કેળવણીને બહુ વગોવે છે. ઘણાઓ જેઓ એ કોશેશમાં મડી રહેલા છે તેઓ ઘણીવાર નિષ્ફળ નિવડયા છે અને કહે છે કે :—

"I know the right and love it too.
I hate the wrong, yet wrong pursue."

એક લેતીન કવિના બોલોબી એનેજ મલતા છે. તે કહે છે "Video meliora, proboque, deteriora, sequor."

હવે લોકો સમજતા થયા છે કે કેળવણી જો આપવી તો તેમાં ધર્મની કેળવણીનો પણ સમાવેશ થવો જોઇએ. એની ગેરહાજરીને લીધેજ છોકરાઓમાં એક જાતનો સ્વતંત્રપણું અને મરજી મુજબ ચાલવાની ઇચ્છા તથા વડાઓ તરફ ધિક્કાર અને અદ્દભુત (supernatural) તરફ અવિશ્વાસ વગેરે દુર્ગુણો વધી ગયા છે, અને તે એવા દુર્ગુણો છે કે જો તેનો પહેલેથી મજબુત અટકાવ કરવામાં આવે નહીં તો તેઓ મંડળીના તેમજ દેશના મુળ પાયાને ઉખેડી નાંખી શકે. પહેલે ઘરની કેળવણી સારી હોય તોજ છોકરાઓને ધર્મકેળવણી આપ્યાથી અસર થાએ. જો માબાપો પોતેજ નીતિને રસ્તે ચાલનારાં models of virtue નહીં હોય તો તેઓ છોકરાઓ તરફથી શું આશા રાખી શકે. તેઓએજ કુમળાં ભેજાંમાં સાદાઇ, સાલેસાઈ, મોટાં તરફ માન અને વિવેકના પાઠો પોતાના બચ્ચાંઓને શીખવવા જોઇએ. જેમ કોઇબી માણસ ચાલુ કસરત કર્યા વિના મજબુત બાંધાનું અને જોરાવર થઇ શકે નહીં તેમ કોઇપણ માણસે પોતા ઉપર કાબુ રાખ્યા વિના (mastery of self) અને નાનપણથી તે ટેવ પાડયા વિના જાણવાજોગ સંપુર્ણતાની ટોંચે ચઢવાની આશા રાખવી નહીં. નહાનપણમાં પડેલી સારી ટેવ મોટપણમાંબી રહી જાય છે. એક લખનાર કહે છે કે Old habits die hard.

યાદ રાખવું જોઇએ કે નીતિની કેળવણી તથા સારી ચાલચલણનું બંધારણ એકજ વેળાએ થવું જોઇએ. જેઓએ નીતિની કેળવણી બચ્ચાંઓને આપવા માટે પુખ્ત વિચાર કીધો હશે તેઓ આ વાત પુરતી રીતે કબુલ રાખે છે કે જુવાનોની નીતિની કેળવણી અને ગુણલક્ષણ તથા ચાલચલણનું બંધારણ માનસિક કેળવણી સાથે સાથે નિશાળોમાં અપાવું જોઇએ. માણસના દીલની કલ્પનાશક્તિ અને વિચારશકિત જુવાનીમાં આડે રસ્તે જવાને લલચાએ છે. એક જુવાન માણસ પોતાના વિચાર પ્રમાણે ચાલનારો બુઢાપામાં પણ તે વિચારો કદી છોડી દેશે નહીં. બાઇબલમાં કહે છે કે, As the days of thy youth so also shall thy old age be. વળી યાદ રાખવું જોઇએ કે સંસારી સાથે ધાર્મિક કેળવણીનો સંજોગ હોય તોજ ઘણા વીગનો દુર કરવા સાથે કેટલાક સંસારી સુધારા પણ થઇ શકે. બંનેને એકબીજા વગર ચલાવી શકાએ નહીં. જો ધાર્મીક શીક્ષણ તરફ લોકોનું મન ખેંચાએ તોજ સંસાર સુધારામાં પણ તેઓ સારો વધારો કરી શકે. વિદ્વાન બાનુ મીસીસ એની બીઝાંત કહે છે તેમ

The aim of education is to draw all the powers of the boy out on every side of his nature, to develope in him every intellectual and moral power, and to strengthen him physically, emotionally, mentally and spiritually that he may turn out at the end of his College career a useful, patriotic and a pious gentleman, who respects himself and respects those around him.

આ મુજબ એ બાનુએ એક માણસની ત્રણ કીસમની જીંદગી અને પ્રકાશ ઉપલા વાકયમાં જણાવી છે અને તે શારીરિક, માનસિક અને આત્મીક છે. આ વિચાર માણસની સંપુર્ણ જીંદગીનો ખ્યાલ આપે છે. આપણા જુવાન્યામાં જે ખાસ અગતજોગું છે તે એ કે તેઓના માનસિક અને શારીરિક શકિતઓ ખીલવવી જોઇએ અને તે સાથે તેઓની ઉમદા લાગણીઓ પણ ખીલવવી જોઇએ, જેથી કરી તેઓ મોટા થાય ત્યારે શરીરે, મને અને ચાલચલણે તેઓ સારી રીતે ઘડાએલા થાય, તેઓ પોતાની ચાલચલણ નેકીથી અને સુખથી પોતાની તરફ તેમજ તેઓની આજુબાજુનાઓ તરફ દોરવી શકે. જ્યારે કેળવણીની મુખ્ય નેમ માણસની ખાસિયત અને ગુણદોષ ખીળવવાની છે ત્યારે પારસીઓનું સાધારણ મત એજ છે કે કેળવણીનો પાયો ધર્મ અને નીતિના કાયદા ઉપર રચાવો

જોઇએ. ધર્મની કેળવણી મનના કરતાં માણસના અંતઃકરણને પ્રત્યે બોલાવી જોઇએ. ખરી ધાર્મિક જીંદગી એક ચહડતી શક્તિ ઉપર ઇતબાર ધરાવતી હોવી જોઇએ, પોતાની આજુબાજુનાઓ સાથનો સંબંધ સંપુર્ણ રીતે જાળવતી હોવી જોઇએ, અને તે આવો ઇતબાર ધરાવે છે તેની શાખેલી પોતાની ચાલચલણથી અને વૃદ્ધિ માટેની લાયકાત દેખાડીને જાહેર કરતી હોવી જોઇએ. કેટલાકો ફક્ત જબાંનથી અને જીભથી પોતાને શુદ્ધ અને સાચ્ચા જરથોસ્તી હોવાનો દાવો કરે છે, પણ તેઓએ પોતાને એમ કહેવાને બદલે ખાસિયતે, લક્ષણે અને વર્ત્તણુંકે જરથોસ્તી Zoroastrian in character હોવાને કહેવું જોઇએ. બહારના રાહરસમે અને રેવાજે જરથોસ્તી હોયા કરતાં મને, હૈયાંએ અને વર્ત્તણુંકે જરથોસ્તી હોવાને મગરૂરી લેવી જોઇએ. ધર્મની કેળવણી એ માબાપ તરફથી બચ્ચાંને મલતી સૌથી ઉમદા ભેટ છે. કોઇપણ દોલત જે એલી જવાની માબાપોમાં શકિત હોય તે આવી ઉત્તમ બક્ષેસોનો બદલો કદી વાલી આપી શકે નહીં. માબાપોની ફરજ છે કે પોતાના બચ્ચાંને ધર્મ કેળવણી આપે કારણકે તેની સાથ તેઓનો પણ સ્વાર્થ જોડાયલો છે. આપણા જુજચમેહેરના પંદનામામાં કહે છે કે "માબાપે પોતાના ફરજંદોને સવાબના કામો ૧૫ વર્ષની ઉમ્મરની આગમજ શિખવવાં જોઇએ. કારણકે એ બાબેની કેળવણી જ્યારે આપેલી હોય છે, ત્યારે જે કાંઇ સવાબના કામો ફરજંદો કરે છે તે માબાપને પણ પહોંચે છે. પણ જ્યારે તે કેળવણી નથી આપવામાં આવતી, ત્યારે તેની ગેરહાજરીથી ફરઝંદો જે ગુનાહ કરે છે તે પણ માબાપને પહોંચે છે." એથી ઉલટું, જો ફરજંદ, માબાપની તેઓની કેળવણી માટેની બેદરકારીને લીધે, બૂરાં કામો કરે, તો માબાપ તે બૂડાં કામો માટે પણ જોખમદાર છે.



# દાદાર અહુરમજદ.



## તમામ જગતનો કર્તા.



## તેની દાનાઇ, અપાર શક્તિ અને તેના ગુણ વીષે જરથોસ્તી ધર્મનાં લખાણોમાંથી મળતા વીચારો.



These are Thy glorious works, Parent of good,
Almighty ! Thine this universal frame,
Thus wondrous fair, Thyself how wondrous then !
Unspeakable, who sit'st above these heavens
To us invisible, or dimly seen
In these Thy lowest works; yet these declare
Thy goodness beyond thought, and power divine.

MILTON.

આ જગતનો સરજનાર તથા બનાવનાર સાહેબ, સર્વશકિતવાન, સર્વવ્યાપક, સર્વજ્ઞ તથા છેડા વગરનો એકજ છે. બીજી વસ્તુઓ જેવી કે સુર્ય, ચંદ્ર, તારા વગેરે તેના ઉત્પન્ન કરેલા પદાર્થો છે. દાદાર હોરમજદ પોતે રોશણીનો ઝરો છે યાને He is the source of light'- અને સુર્ય, ચંદ્ર, તારા તથા આતશ વગેરે સર્વ ચીજો એની Symbols યાને નિશાનીઓ છે. એ વીષેની વિગત આપણુને 'દોઆ નામ સેતાએશને' પરથી મલી આવે છે કે જ્યાં ભણનાર કહે છે કે "હૈયાતી ભોગવનારાઓમાં તે બુજોરગ સાહેબનો હું આભાર માનું છું કે જે તમામ પેદાયશનો પેદા કરનાર છે તથા તેનો અંત

લાવનાર છે તથા જેને પોતાની જાતી શકિત તથા દાનાઇથી વધારે ચઢતે દરજ્જેના છ અમશાસ્પંદો, ઘણાએક બુજોરગ ઇજદો, રોશન બેહેસ્ત ગરોથમાન, ગ્રહમંડળનું ફરવું, રોશણી આપનારો સુરજ, નુર ભરેલો માહતાબ, ઘણી જાતના સેતારા, પવન, હવા, પાણી, આતશ, જમીન, ઝાડપાન, પશુ, ધાતુ તથા માણસો પેદા કીધાં.

હોરમજદનું રાજ આખા જગત ઉપર ચાલે છે. તેનું ડહાપણ તેના સર્વ કામમાં જણાઇ આવે છે, તેનું મન જ્ઞાનનો ભંડાર છે. આપણે જે ચીજો વિચારીએ છીએ તે સઘળી તે જાણે છે. તેનાથી કાંઇ પણ છાનું નથી. દાદાર અહુરમજદનું ચોકસ રહેઠાણ નથી, પણ તે સર્વ જગ્યાએ તથા સર્વ ઠેકાણે અને વળી માણસોના અંતકરણમાં પણ હાજર છે. જો કોઇ માણસ એમ સમજે કે જે હું છુપું તથા ગુનાહભરેલું કામ કરૂં તે તે દાદાર અહુરમજદ જોતો નથી તથા જાણતો પણ નથી તેથી તેવાં કામોની મને કાંઇ સજા થશે નહી તો તે માણસ ઘણી મોટી ભુલ કરે છે. હોરમજદ આપણને દરેક ઠેકાણે જોએ છે, અને તે આપણા સારાં કામની નોંધ લે છે, એટલુંજ નહી પણ સર્વ બુરાં તથા ગુનાહ-ભરેલાં કામોનીબી તે ખબર લે છે ને તેજ પ્રમાણે આપણને પેલી દુન્યા-માં સારો યા નરસો બદલો આપે છે. જો આપણે આ દુન્યામાં સારાં કામો કરીએ છીએ તો પેલી દુન્યામાં આપણી ઉપર દોજખનો ભારી આજાબ પહોંચતો નથી. આપણે ચિન્વત પુલના માર્ગ ઉપરથી પસાર થઇએ છીએ તથા ખુશબોથી ભરપુર તમામ સીંગારવાળાં ને તમામ સુખા-કારીવાળાં બહેશતમાં પહોંચીએ છીએ. આપણે સર્વ જણે તે સાહેબની મરજી માફકજ તથા તેને પસંદ પડતાં કામો કરવાં, એટલુંજ નહી, પણ આપણા સર્વ દુન્યાના લોકોને ફાયદો હાંસલ થાય તેવી રીતે કરવાં જોઇએ, જેથી કરીને તેનો ખરો બદલો તે સર્વ શક્તિવાન સાહેબ પેલી દુન્યામાં આપ્યા વિના રહેતો નથી. આપણે દાદાર અહુરમજદની પવિત્રાઇની, તેના ડહાપણની તથા તેની મોટાઈની કીર્ત્તિની હર પળે સેતાયશ કરવી જોઇએ, તથા તેની સ્તુતી ગાવી જોઇએ ને આપણા દરેક ગુનાહભરેલાં કામોનો પ્રશ્ચાતાપ કરી ફરી તે પ્રમાણે નહી ચાલવાની કબુલાત કરવી જોઇએ. કોઈબી સાધારણ અક્કલનો માણસ તમામ આકાશ તરફ નજર કરતાં ને તેની ઉપર કંઇ ખ્યાલ લઈ જતાં દાદાર અહુરમજદની કીર્ત્તિ કેવી દરેક ઠેકાણે ફેલાઇ ગયલી છે, તે વિષેનો વીચાર કર્યા વિના રહેશે નહીં. એક લખનાર કહે છે તેમ,

"The Heavens declare the glory of God and the firmament the handiwork of the Creator."

નાના તથા મોટાં ગરીબ તથા તવંગર દરેક જણ હોરમજદની હજુર તે હોરમજદની દરબારમાં વાજબી ઈન્સાફ તથા વાજબી ન્યાય પોતાના કતુર્કનો મેળવશે. તેના ઇનસાફમાં કાંઈ રાખરખાવત નથી. દાદાર હોરમજદને અવસ્તામાં 'પ્રોઃજદીસ્ત' યાને ઘણોજ સખ્ત યા કરદો કહેલો છે. એનો અર્થ ઘણોજ ઘાતકી નહી પણ ઇનિસાફ આપવામાં ઘણોજ કરદો અને જેનાં જેવાં કામો તેને તેવો ઇનિસાફ તે કરે છે.

તે જગતના કીરતારની શકિત એટલી બધી મોટી અને એટલી બધી બુલંદ છે કે જે કામો માણસજાતને અત્યંત મોટાં, અત્યંત સુંદર અને અતિશય આશ્ચર્યકારક લાગે છે તે તેની અપારશકિત આગળ અતિશય સહેલાં છે. કુદરતની બહોળી અને ઉમદા રચણાઓમાં પણ આપણે વારે ઘડીએ ફેરફાર જોઇએ છીએ અને તેમાં પણ આપણને તે સર્વ શકિતવાન સાહેબની કીર્ત્તિ માલમ પડે છે. આપણે હરરોજ જોઇએ છીએ કે અતિ પ્રકાશથી ખીલી નીકલેલા દહાડા પાછળ અતિ અંધારાંવાલી રાત આવે છે અને રાત પાછળ વળી દિવસ રોશન થાય છે. કોઇ વેળા વરસાદની રેલછેલથી સઘળે આબાદાની પંથરાય છે તો કોઇ વેળા વરસાદની તંગીને લીધે દુકાળ ને મરકી પોતાના પગલાં ભરે છે. શકિતવાન અશકત બને છે તો અશકત શકિતવાન થાય છે. ગરીબો તવંગર ને કોઇ વેળા તવંગર ગરીબ થાય છે. હવે આ કુદરતની રચનાઓમાં ફેરફાર કરનાર કોણ ? આ સઘળા આશ્ચર્યકારક બનાવો બનાવનાર કોણ ? તે કોઇજ નહી પણ તે પાક પરવરદેગાર છે, જે હરવેસ્પ આગાહીનો ખાવીંદ, જે મીનોઆંન મીનો, દાનાવોનો દાનાવ અને કુલે પેદાયશનો બાપ છે, કે જે સાહેબ "હોરમજદ કે જે હમેશાં હતો, હમેશાં છે તથા હમેશ સુધી રહેશે, જેનું નામ ગેબી વૃદ્ધિ કરનાર ખોદા છે તથા જે ગેબીઓમાં ગેબી છે. તેનું પોતાનું એક નામ હોરમજદ છે, તે સાહેબ સર્વથી બુજોરગ, જોરેમંદ, દાનાઇવાળો, પેદા કરનાર, પોષણ કરનાર, પાસબાની કરનાર, બરદાસ્ત કરનાર, સવાબકાર, ગુનાહની માફી બક્ષનાર, ખાલેસ વાજબી ઇનસાફ કરનાર તથા સર્વશકિતવાન છે." (દોઆ નામ સેતાયશને.)

યજશનીના હા ૪૪ ને ફ. ૪ આમાં અશો જરથોસ્ત સવાલ કરે છે કે "જમીન અને આસમાનને નીચે પડી જવાથી કોણ ટકાવી રાખનાર છે? પાણી અને ઓરવરો કોણે બનાવ્યાં? પવન તથા વાદળાંને કોણે ઝડપ બક્ષી? કોણ, અએ અહુરમજદ! ભલાં મનનો પેદા કરનાર છે? કયા કારીગરે રોશણી તથા અંધારૂં બનાવ્યું? કયા કારીગરે ઉંઘ તથા જાગૃતી બનાવી? કોણે સહવાર, બપોર તથા રાત પેદા કીધી? ઉપલા ફકરાની મતલબ એજ છે કે દાદાર અહુરમજદ સિવાય બીજો કોઇ પેદા કરનાર નથી. નેકી તથા બદી, સુખ તથા દુઃખ સર્વ તે સાહેબેજ પેદા કીધાં છે. એ બાબે યજશનીના હા ૪૫-૯ માં જણાવે છે કે નેક મનશની સાથે દાદાર અહુરમજદને હમો રાજી રાખવાને ઇચ્છીએ છીએ, જેણે હમારૂં ભલું ચાહીને સુખ તથા દુઃખ પેદા કીધું છે. વળી યજશનીના હા ૫૧, ફ. ૭ માં કહે છે કે "અએ ઘણીજ આબાદી કરનાર મીનો હોરમજદ! તેં જાનવર, પાણી તથા ઓરવરો પેદા કીધાં છે. આ ઉપરથી જણાય છે કે સર્વ વસ્તુઓનો પેદા કરનાર તેજ સાહેબ છે. તે સાહેબ હમેશાં હતો, હમેશાં છે, અને હમેશ સુધી કાયમ રહેશે. એ બાબદ તેની બનાવેલી કુદરતી રચના ઉપરથી સમજ પડી શકે છે. માણસજાત પોતાની કારીગરીથી જે ચીજ બનાવે છે તે હમેશાં તેજ હાલતમાં રહેતી નથી, પણ તેમાં કાંઇબી ફેરફાર થયા કરે છે; પણ તે દાદારના કુદરતનાં સઘળાં કામો એકજ હાલતમાં હમેશ સુધી રહે છે. ગયોમરદના વખતથી સુરજની જે રોશણી દુન્યાની સપાટી ઉપર પડતી હતી તેજ રોશણી આજે પણ તેજ સપાટી ઉપર પડે છે અને તેમાં કશો ફેરફાર નથી. ગયોમરદના વખતમાં જે આકાર અને રૂપ માણસજાતનો હતો તેજ આકાર તથા રૂપથી હજુ સુધી માણસજાત પેદા થાય છે. ગોસ્પંદ, ઓરવરો તથા પાણી જે અગાઉ પેદા થયાં હતાં તેજ રૂપમાં હમણાં પણ પેદા થાય છે. આ ઉપરથી જણાય છે કે તે મહા-જ્ઞાની સાહેબે દુન્યાને એક વખતે પેદા કરીને તેને ચાલતી કરી છે ત્યારથી જે કાયદા લાગુ પાડયા છે, તેજ કાયદાસર દુન્યા હાલ પણ ચાલે છે ને હમેશાં ચાલતી આવશે, અને તે એકજ રૂપે કશા પણ ફેરફાર વગર રહેશે.

હવે આપણે ખોરશેદથી માણસજાતને થતા ફાયદા જોઇએ. ખોર-શેદથી માણસજાતને મલતા ફાયદા એટલા બધા અમુલ્ય છે કે તેની ઇજશની તથા નીઆએશ કરવી ફોકટ કહેવાય નહી. ખોરશેદની રોશણીથી તમામ જમીન, પાણી અને હવા સ્વચ્છ થાય છે. એ ઉપરાંત ઝાડપાન,

પશુ, પાણી તથા માણુસની હૈયાતી, ટુંકમાં તમામ ભલી પેદાયશની વૃદ્ધિ આબાદી ને તનદરોસ્તી ખોરશેદની રોશણીથીજ છે. એ વિષે ઇજશને હા ૫૮, ફ. ૮ માં કહે છે કે 'અમે હોરમજદ! બુલંદ રોશનીઓમાંની આએ સૌથી બુલંદ રોશનીઓ જેને ખોરશેદ કહે છે તેને શરીરોમાંના તારા સૌથી સોહામણા શરીર તરીકે હમો ગણીએ છીએ.' આપણે દરેકને સહવારે બે હાથ જોડી ખોરશેદની વખાણ ગાવી કેટલી બધી સજાવાર છે, કારણ કે ખોરશેદ નીઆએશમાં કહે છે કે જે કોઇ અમર, નુરમંદ, તથા તેજ ઘોડાવાળા ખોરશેદને ઇજે છે તે ગોયા હોરમજદને ઇજે છે, અમશાસ્પંદોને ઇજે છે, પોતાના રવાનને ઇજે છે, તમામ મીનો તથા ગેતીના ઇજદોને ખુશાલ કરે છે. વળી કહે છે કે "Where the Sun is, the physician is absent" યાને "જયાં સુરજ હોય છે ત્યાં વૈદ હોતો નથી." અવસ્તામાં દાદાર હોરમજદનો સાધારણ એલકાબ અશો છે. ખોદાવંદની ઉંચી સીફટ દેખાડનારા જે શબ્દો ઘણું કરીને તે સાહેબના પ્રતાપી નામ સાથે આવે છે તે "રએવન્તેમ ખરેનંધહન્તેમ" છે કે જેનો અર્થ નુરમંદ તથા ખોરેહમંદ થાય છે. વળી ઇજશનીના હા ૩૭, ફ. ૧ માં કહે છે કે, "દાદાર અહુરમજદ જેણે જાનવર તથા અનાજ પેદા કીધાં તથા જેણે પાણી અને સારાં ઓરવરો પેદા કીધાં, તથા જેને રોશણીઓ તથા જમીન તથા તમામ નેઆમતો પેદા કીધી, તેને હમો એ પ્રમાણે આએ જગ્યાએ યાદ કરીએ છીએ. તે દાદાર અહુરમજદની પાદશાહી, મહોટાઇ તથા ખુબીઓને લીધે ઇજશ્નીઓની શ્રેષ્ઠતાએ કરીને તેને હમો આરાધીએ છીએ. દાદાર હોરમજદે આ દુન્યામાં માણુસ જાતના સુખને સારૂ જે પેદાયસો પેદા કીધી છે તેઓને હદમાં રહીને વાપડવી એ માણુસ જાતની ફરજ છે. તે સર્વ શકિતવાન સાહેબે સર્વે ચીજો બલકે આખી દુન્યા હમેશાં ફરતી તથા ફના થતી બનાવી છે. કોઇબી વસ્તુ તેને સ્થીર તથા કાએમ રાખી નથી અને વળી કોઇને પણ નકામી પેદા કીધી નથી. તે હરેક વસ્તુ પેદા કરે છે. તેને મોટી કરે છે અને તેનો નાશબી કરે છે. વળી નાશ થએલી વસ્તુમાંથી ફરી બીજી નવી વસ્તુ પેદા કરે છે અને તે પણ મોટી થઇ વખત જતાં નાશ પામે છે. આ ઉપરથી આપણને માલમ પડે છે કે દાદાર હોરમજદે કોઇપણ ચીજ કંઇ ખપ વગરની પેદા કીધી નથી. તેથી આપણુ દરેક માણુસ જાતની મોટી ફરજ છે કે તે દરેક બક્ષેસો હદમાં રહી વાપડવી, નહી તો તે કીરતારનો એક ઉત્તમ કાનુન તોડેલો કહેવાએ. એ વિષે વંદીદાદની પરગરદ ૫—ફ. ૬૦ માં કહે છે કે

કારણ કે દાદાર હોરમજદ કપડાંને લગતી કીમતની ચીજોમાંની કોઇબી ચીજને રદ કરવાને આપતો નથી. અસ્પેરેના જેટલીબી મોટી નહી યા તો અવચિના જેટલી મોટી નહી યા તો ચરખા ઉપર સુતર કાંતનારી છોકરી અવી માપના પ્રમાણુ જેટલું સુતર નાંખે (યાને વીતારે) તેટલુંબી થોડું કપડું નકામું ગુમાવી દેવાને અથવા રદ કરવાને તે આપણુને આપતો નથી.' આ ફકરા ઉપરથી માલમ પડે છે કે ગુજરેલાંની લાસને અવલમંજલ પહોંચાડવા આપણે જોઇએ તેટલુંજ તથા જુનું કપડું આપવું જોઇએ. આ એક ઉત્તમ ફરમાન છે. આપણે દરેક ચીજનો ઘટતો ઉપયોગ કરવો જોઇએ અને કાંઇબી ચીજ નકામી જવા દેવી નહી જોઇએ. તસુએ કપડાંની ચીંદડી પણ બેપરવાએ તથા ઉડાઉપણે ગુમાવવા વંદીદાદમાં મનાઇ કરે છે. આ ફકરામાં ખરી ભેદો નીચે મુજબ સમાયલી છે. એક તો એ કે ગરીબ અને તવંગર વચ્ચે કંઇ પણ તફાવત જણાવ્યો નથી અને દરેકને પરવરદેગારે પોતાની હજુર સરખાં ગણ્યાં છે. કહે છે કે "All are equal in the sight of God, whether they be rich or poor, great or small."

કેટલાકો ગાફેલપણામાં, ખોટા ભપકા કરવામાં, અને ખરાબ સંગતમાં ઘણાં જલદી પડે છે. વળી કેટલાક લોકો પોતાનું એકડું કીધેલું લગન વીવાહને ટાંકણે અથવા ગુજરેલાંઓની પછવાડે મોટા મોટા ખોટા ખરચો કરી ઉડાવી દે છે. મહાન કવી Shakespere કહે છે કે

"Costly thy habit as thy purse can buy,
But not expressed in fancy; rich, not gaudy;
For the apparel oft proclaims the man."

આ ઉપરથી જણાય છે કે દરેક માણસે આ દુન્યામાં 'પગ જોઇને પાથરણું ખેંચવું અને જેટલું પોતાની ગુંજાસ પ્રમાણે ખરચાએ એટલું ખરચવું. બીજું એ કે સોજાં કપડાંને વગર ખપનાં નકામાં ગણવાં નહીં. અને ત્રીજું એ કે ઘસાયલું કપડું 'અવી' માપ જેટલુંબી ઉતરતું હોય તોપણ ફોકટ વાપડવું નહી. જેમ એક ઝાડ તલેની ઘટાઓ થાકી ગએલા મુસાફરને એક આરામની જગ્યા થઈ પડે છે, તેજ પ્રમાણે દરેક તવંગર માણસની ફરજ છે જે તેઓએ ગરીબ માણસોની કદર બુજવી જોઇએ. એ વિષે વંદીદાદની પરગ. ૪. ફ. ૪૪ માં કહે છે કે 'અગરજો અહિંયાં માણસો હમદીન તરીકે, અથવા ભાઇ તરીકે, અથવાં દોસ્ત તરીકે પૈસાની

ખાહેશ રાખતા, અથવા બાયડીની ખાહેશ રાખતા અથવા અક્કલ શોધતાં આવે, અગરજો પૈસાની ખાહેશ રાખતા આવે તો અહિંયાં તેઓને પૈસા આપવા; અથવા જો બાયડી શોધતા આવે તો તેઓને બાયડી સાથ પરણાવી આપે; અથવા જો અક્કલ શોધતા આવે તો પવિત્ર માંથ્ર યાદ કરાવવા.' આ ફકરા ઉપરથી જણાય છે કે કોઇ હાજતમંદ માણસ હમદીન તરીકે યા ભાઇ તરીકે આપણી પાસેથી કંઇ ચીજ માંગે તો આપણીથી બની શકે તેમ મદદ કરી તેની હાજત પુરી પાડવી. અગર જો પરણવાને માટે તેની પાસે પૈસા નહી હોય તો એક બારગી પરણાવી બી આપવો. આ ઉપર મુજબ પૈસા ખર્ચવાથી તેનો રૂડો ઉપયોગ કરેલો કહેવાએ. આપણે જો આપણી આંખ તથા આપણા કાનો, હાથો, પગો જીભ વગેરે તપાસ કરશું તો આપણને તરતજ માલમ પડશે કે તે સઘળી ચીજો ખોદાતાલાએ કાંઇ ને કાંઇ ઉપયોગને ખાતરજ બનાવી છે. આંખ આપણને જોવાને વાસ્તે આપી છે, કાને કરી આપણે સાંભળી શકીએ છીએ, હાથે કરી આપણે કામ કરી શકીએ છીએ, પગે કરી ચાલીએ છીએ, જીભે કરી આપણે કંઇબી ચીજ ચાખીએ છીએ વગેરે. એજ પ્રમાણે ઝાડપાન નદી નાળાં સમુદ્રો, પહાડો, પાણીઓ, સુર્ય, ચંદ્ર, વગેરે જગતની તમામ વસ્તુઓની તપાસ કરતાં માલમ પડે છે કે દરેક વસ્તુ કાંઇને કાંઇ ઉપયોગનીજ બનાવામાં આવી છે. આ ઉપરથી માલમ પડે છે કે જગતમાં નીરઉપયોગી કાંઇ જણાતું નથી. જ્યારે એમજ છે ત્યારે તે કોઇ એવા બનાવનારે બનાવેલી હોવી જોઇએ કે તેણે જે જે કામોને સારૂ તે ચીજો બનાવેલી છે તે તે કામોની ગરજ તે ઘણી અગાઉથી જાણતો હતો અને તે બનાવનાર કોઇજ નહી પણ એખલો દાદાર હોરમજદ છે. આ ઉપરથી દાદાર હોરમજદનો એક એલકાબ જે 'વીસ્પ બીષ્વાઓ' યાને 'હરવેસ્પ આગાહ કરી છે તે ખરો પડે છે.

દાદાર અહુરમજદે જે સઘળી પેદાયશો આ જહાનને માટે ઉત્પન્ન કીધી તે વિષેની માનવા જોગ વિગતો આપણને બુનદેહેશ નામની પહેલવી કેતાબ કે જે હોરમજદની શરૂઆતની પેદાયશ વીશે તથા તેની સામે હારેમને જે બુરી પેદાયશો ઉત્પન્ન કીધી હતી, તે વિષેની વિગત દર્શાવે છે તેમાં મલી આવે છે, અને જે પ્રમાણે તે બુનદેહેશ કેતાબમાં હોરમજદની પેદાયશનું બ્યાન આવે છે, તેજ પ્રમાણે 'The first book of Moses called Genesis માં પણ ખોદાની પહેલી પેદાયશોનું બ્યાન આવે છે. બુનદહેશમાં આ પ્રમાણે જણાવે છે.

યાને 'જહાંનને લગતી પેદાયસોમાં હોરમજદે પેહલ્લે આસમાન, બીજું પાણી, ત્રીજી ધર્તી, ચોથાં ઓરવર યાને ઝાડપાન, પાંચમાં જાનવર તથા છઠાં માણસો પેદાં કીધાં. અને 'જેનીસીસ" માં આ પ્રમાણે મુસાએ જણાવ્યું કે:

1. In the beginning God created the heaven and the earth. 3. And the God said, Let there be light; and there was light. 5. And God called the light Day, and the darkness which was on the face of the earth He called Night.

7. And God made the firmament, and called it heaven. 9. And God said, Let the waters under the heaven be gathered together, unto one place, and let the dry land appear, and it was so.

10. And God called the dry land Earth; and the gathering together of the waters called he Seas:

11. And God said, Let the earth bring forth grass, the herb yielding seed, and the fruit tree yielding fruit after his kind, whose seed is in itself, upon the earth: and it was so.

20. And God said, Let the waters bring forth abundantly the moving creature that hath life, and fowl that may fly above the earth in the open firmament of heaven.

24. And God said, Let the earth bring forth the living creature after his kind, cattle, and creeping thing and beast of the earth after his kind, and it was so.

**26. And God said, Let us make men in our image, after our likeness; and let them have dominion over the fish of the sea, and over the fowl of the air and over the cattle, and over all the earth, and over every creeping thing that creepeth upon the earth.**

આ ઉપરથી જણાય છે કે ખુદાએ પહેલાં આકાશ, પછી ધર્તી, પછી પાણી, પછી ઓરવર, પછી જાનવરને ને પછી માણસો પેદા કીધાં. વળી જ્યારે હોરમજદે દુન્યાની સઘળી રચના પુરી કીધી ત્યારે મશય અને મશયાનું જે પહેલું જોડું પેદા કરવામાં આવયું હતું તેને નીચે મુજબ કહ્યું :—

"તમો માણસો છો. દુન્યાના લોકો જેઓ હવે પછી થશે તેમાં તમો વડવા છો ને મેં તમુને સંપુર્ણ હાલતમાં પેદા કીધાં છે એટલા માટે મારા કાયદાઓને માન આપી, સારા વિચારો સારા સખુનો અને સારાં કામો કરતાં રહેજો તથા કોઇબી દેવ પરસ્તી કરતા નાં."

એ ઉપરાંત હોરમજદે આદમીઓના ફરોહરો તથા હોશ (બોધ) સાથે મસલત કીધી અને તેના સર્વ ડહાપણે યાને હરવેસ્પ આગાહીની અક્કલે તેઓને એમ પુછ્યું કે "તમને કયું વધારે ફાયદાકારક જણાય છે? હું તમને જ્યારે દુન્યામાં મોકલું ત્યારે તમો શરીરરૂપે યાને ખાકીતને રહી દરૂજ સાથે લડો જેથી તે મરણ પામે અને છેવટે હું તમને સંપુર્ણ અને અમર બનાઉ અને દુન્યાને પાછાં આપું અને તમો પુરેપુરાં અમર નાશ વિનાના અને કોઇથી બી ઇજા નહી પામો એવા થાવો, કે તે નાશકારક દરૂજથી તમને બચાવ આપવાની મને હમેશાં જરૂર પડે."

એ ઉપરથી તેઓ પહેલે હરવેસ્પ આગાહીવાન દાનાઇ સાથે એક મતના વિચારના થયા અને એટલા માટે તેઓ અમર્ગ જીંદગીના તથા સંપુર્ણ સુખવાલાં રહ્યાં હતાં. પણ છેલ્લે સરવાલે હારેમને તેઓને લલચાવ્યાં ને હોરમજદની સત્તાની વીરૂધ જવાને કહ્યું, અને તેમ તેઓએ કીધું, અને હારેમને સઘળી ચીજો પેદા કીધી છે એવું ધારી તેઓ તેની આરાધના કરવા લાગા; એટલા માટે તેઓ નાફરમાનીના સબબને લીધે મોતવંદ થયાં, અને અમેરેતાત યાને અમરગીપણું ખોઇ દીધું. તેઓના આત્મા દોજખમાં ગયાં અને હારેમને તેઓનો કબજો લીધો. બાઇબલમાં પણ કહે છે કે—

The Lord God formed men of the dust of the ground, and breathed into his nostrils the breath of life, and man became a living soul; and the Lord God made a garden eastward in Eden, and there He put the man whom He had formed. And the Lord God commanded the man, saying of every tree of the garden thou mayst freely eat, but of the tree of the knowledge of good and evil, thou shalt not eat of it, for in the day that thou eatest thereof, thou shalt surely die. And the Lord God caused a deep sleep to fall upon Adam, and he slept, and he took one of his ribs and closed up the flesh instead thereof;

And the rib made he a woman. ત્યારબાદ ખોદાના પેદા કીધેલા સાંપે તે બાયડીને કહ્યું કે તે ફળ કે જે "The fruit of knowledge" કહેવાતું હતું તે ખાધાથી તેઓ બન્ને જણ ગુનેહગાર થશે નહી તથા મરી પણ જશે નહીં. તેથી તે સેતાનના ફરેબથી લલચાઇને તેઓએ તે ખાધું અને ઇશ્વર તરફ નાફરમાન થવાથી તેઓએ સ્વર્ગ ખોયું તથા તે સાથે 'અમેરેતાત યાને અમરગીપણું અથવા લાંબી જીંદગી પણ ખોઇ, અને તેઓની ઓલાદ મોતવંદ થઇ. એ વિષે મહાન કવી 'John Milton' ને પોતાની 'Paradise Lost Book I' માં નીચે મુજબ લખ્યું છે.

"Of man's first disobedience, and the fruit
Of that forbidden tree, whose mortal taste
Brought death unto the world and all our woes
With loss of Eden."

આએ દુન્યામાં જન્મ તથા મરણ, સુખ તથા દુઃખ, નેકી તથા બદી કેવી રીતે ભેલસેલ થયલી છે તે વિષેની સમજણ હોરમજદે પહેલવહેલાં અશો જરથોસ્તને કરી હતી, અને જે સમજણ જરથોસ્તને દાદાર હોરમજદ તરફથી મળી હતી તે તેણે લોકોને જાહેર કરી હતી. પણ તે જાહેર કરવા આગમજ પહેલાં તેને દરેક માણસની સમજણ મુજબ તેઓને નેકી યા બદી જે પસંદ પડે તે પ્રમાણે ચાલવા દીધાં હતાં, તથા કોઇને પણ જુલમ તથા જબરદસ્તીથી દીન કબુલ કરાવી હતી નહી. એ વિષે યજશનીના હા ૩૦ ફ. ૧ માં નીચે મુજબ લખાણ આવે છે કે જ્યાં અશો

જરથોસ્ત કહે છે કે "જે હોરમજદને લગતી બે મુખ્ય બીના જાણવાની છે તે બીનાઓ એ ખાએશમંદો! હું શિખવા લાયક તથા ફાએદાકારક ગણું છું." વલી બીજા ફકરામાં અશો જરથોસ્ત કહે છે કે "મારી ઉતમ નસિહતોને તમારે કાને સાંભળો તથા તમારી રોશણ વિચાર શક્તિથી તે ઉપર દરીઆફત કરો. તે મ્હોટા બનાવની આગમજ દરેક જનને પોતાને માટે પસંદગીનો એતેકાદ હોવો જોઇએ. એ બાબે વાકેફ થવાને હમારાથી તમો બીદાર થાઓ." 'પહેલાં બે મીનો જોડીયાં બન્યાં. તેઓએ પોતપોતામાં પહેલાં વાતો કીધી.' એ બંધે મીનોમાં એક ભલો તથા એક ભુંડો હતો. જે ભલો હતો તેને નેકી તથા સચાઇ અખત્યાર કીધી, અને જે ભુંડો હતો તેને બદી તથા જુઠાઇ અખત્યાર કીધી. એકે દુન્યાની જીંદગી તથા ટકાઉપણું ચાલુ કીધું, ત્યારે બીજાએ તે દુન્યાનો નાશ તથા જલદી છેડો આવે એવું સોખ્યું. હવે જે માણસો અક્કલવાળાં અને ભલાં છે તેઓ સારાં નરસાંનો તફાવત સારી રીતે સમજે છે, અને જેઓ ભુડાં અને બદ સમજણવાળાં છે તેઓ 'Pessimistic view' યાને દરેક ચીજ આ દુન્યામાં ખરાબ માર્ગે વાપરવા સરજેલી છે, એવું સમજે છે તથા તે ચીજનો નાશ કરવા આતુર હોય છે.

આ ઉપરથી કોઇએ પણ એમ ન સમજવું કે આપણી દીનમાં હોરમજદ અને હેરેમન એ બે જુદા જુદા ખોદાઓ જણાવેલા છે. એમ બોલવું આપણા ધર્મને હીણું લગાડવા જેવું છે. સ્પેંન્તમઇન્યુશ તથા અંગ્રમઇન્યુશ બેઉ જુદા નહી પણ બેઉ જોડયા યાને 'Twins' છે અને વળી તે બેઉ હોરમજદમાંજ છે. હોરમજદે સર્વે ચીજો બલકે તમામ દુન્યા પેદા કીધી છે. તે હરેક વસ્તુ પેદા કરે છે, તેને મોટી કરે છે અને વળી તેનો નાશ પણ તેજ કરે છે. વળી નાશ કરેલી ચીજ બીજા રૂપમાં ઉત્પન્ન કરી તેનોબી પાછો નાશ કરે છે અને એ પ્રમાણે દુન્યાનું ચક્કર તે એખલોજ ચલાવે છે. દાદાર હોરમજદ પેદા કરનાર છે યાને 'દથુશો' છે. એને અવસ્તામાં 'વીસ્પવન' તથા 'વીસ્પતશ' નાં નામથી જણાવેલો છે યાને તે સર્વે ચીજોને મારનાર બી છે ને તેને બનાવનારબી છે. હોરમજદની એ બેઉ ઉલટી શકતીઓનાં જુદાં જુદાં નામો છે. તેમાં એક 'સ્પેનામીનો' ને બીજો 'અંગ્રમીનો' કહેવાય છે. એ બેઉ શકતીઓના ધાતુજ તેઓનાં કામ દેખાડે છે. 'સ્પેન' એ શબ્દનો અર્થ 'સ્પન' 'To increase' યાને વધારો કરવો થાય છે. 'અંગ્ર' 'અંઘ' દુઃખ દેવું અને ઘટાડો કરનાર તથા કોતાહ કરનાર થાય છે. જો એકને આપણે Creative Spirit ગણીએ, તો બીજો Destructive Spirit

તરીકે ગણાય. ખોરશેદ, મહાતાબ, સેતારા જમીન, પાણી, ઓરવર પશુની પાસબાની કરનારા કુતરા વગેરે સ્પેનામીનોની પેદાયસમાં ગણાયલા છે. ગીબત, અપવિત્રાઇ, જૂઠાઇ, ઠગાઇ, કોતાહી, હથીલાઇ, ખોટાઇ વગેરે હારેમનના ખવાસો છે. એ શક્તિઓ વિષે ડા. હાઉગના વિચારો નીચે મુજબ છે:—

"Ahuramazda is the light and source of light; He is the wisdom and intellect. He is in possession of all good things, spiritual and worldly, such as Vohu Mano, Asha Vahishta, etc. A separate evil spirit of equal power with Ahuramazda, and always opposed to him is entirely foreign to Zarathushtra's theology. We never find Angromainush mentioned as a constant opponent of Ahura in the Gathas. Spento mainyush was regarded as the author of all that is bright and shining, all that is good and useful in nature; while Angro mainyush called into existence all that is dark and noxious. He has created the darkness of night. The former awakens men to their duties, the latter lulls them to sleep. Such is the original Zoroastrian notion of the two creative Spirits who form only two parts of the Divine Being."

આ ઉપરથી આપણને પુરતી રીતે સાબેત થાય છે કે 'સ્પૅન્ત-મઇન્યુશ અને અંગ્રમઇન્યુશ' એ બેઉ હોરમજદનીજ પોતાની શક્તિઓ છે. આપણા ધર્મમાં 'Dualism' યાને બે શક્તિઓને માનવું છેજ નહી.

The opinion that Zoroaster was preaching a Dualism, that is to say the idea of two original independent spirits, one good and the other bad, utterly distinct from each other and one counteracting the creation of the other is owing to a "confusion of his philosophy with his theology."—Dr. Haug's Essays.

"તે (કે જે સરોષ) જયારથી બે મીનો જે સ્પેનામીનો તથા જે અંગ્રમીનો એઓએ તમામ પેદાયશોને બનાવી, ત્યારથી ખુશ ઉંઘાતો નથી. આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે એ બેઉ મીનો જોડયાં છે.

ફ્રવરદીન યસ્તમાં પણ આપણુને માલમ પડે છે કે "જ્યારે બે મીનો નામે સ્પેનામીનો તથા અંગ્રમીનોએ આએ દુન્યા પેદા કીધી ત્યારથી અશો લોકોના ફ્રેરોહરો તેઓની નજદીક મદદને માટે ઉભાં રહેલાં હતાં. યજશનીના હા ૧૯ ફ. ૯ માં કહે છે કે "આ દુન્યાના કામોના નમુના તરીકે બે મીનોમાંનો વધારે વૃદ્ધિ કરનાર યાને સ્પેનામીનોએ અશો હોરમજદની તમામ પેદાયશ વિષે અશો જરથોસ્તને જાહેર કર્યું હતું." એ બે શક્તિઓ વિષે ડા૦ વેસ્ટ નીચે મુજબ કહે છે :—

"If it be necessary for a dualism that the evil spirit be omnipresent, omniscient, almighty, or eternal then is the Parsee Religion no dualism. The Bundehis distinctly asserts that the evil spirit is not omniscient, almighty (Chap. 1–16); that his understanding is backward, so that he was not aware of the existence of Ahuramazda till he arose from the abyss and saw the light, (1–9) that he is unobservant and ignorant of the future, (1.–19) that his creatures perished at the Resurrection, (1–21) that he himself becomes impotent, ( 1–21 ) and will not be. (1–3) Renovation arises in the universe by Auharmazd's will and the world is immortal for ever and everlasting."

બુનદહેશ નામની પહેલવી કેતાબમાં એમ જણાવેલું છે કે હોરમજદે સૌથી પહેલાં બહમન અમશાસ્પંદ પેદા કીધો ત્યારે તેની સામે હારેમને 'અકોમન' નામનો દેવ પેદા કીધો, અને એ પ્રમાણે જ્યારે તેણે પોતાની પેદાયશના રક્ષણને માટે જુદા જુદા અમશાસ્પંદો પેદા કીધા ત્યારે તેની સામે અંધારી તોખમવાળા ને કમબુધીવાળા અંગ્રમઇન્યુશે બુરા દેવો અને બુરી શક્તિઓ તે પેદાયશને નાશ કરવાને પેદા કીધાં. એ મુજબ હારેમનની બુરી શક્તિઓ નીચે મુજબ છે કે જે તમામ શક્તિઓ છ અમશાસ્પંદોના હરીફો છે. જેવી કે અકોમન, ઇંદ્રિ, સાઉર્વ-નાઓંઘહઇથય, તઉરૂ અને ઝઇરીચ છે. આ ઉપરથી આપણે એમ વિચાર નહી કરવો કે હોરમજદ તથા હારેમન એ બેઉ જુદા છે, કારણ કે આ વિચાર પહેલવી તરજુમો કરનારાઓની અંદર 'corrupt' યાને ઉતરતો

થયલો દીસે છે. આપણે અવસ્તામાં પણ ઘણા દાખલા મળે છે કે જ્યાં હોરમજદની વિરૂદ્ધ હારેમન ને હારેમનની વિરૂદ્ધ હોરમજદને જણાવેલા છે. જેમ કે વંદીદાદની પહેલી પરગરદમાં આપણે જોઇએ છીએ કે જ્યાં હોરમજદ એક ચીજ પેદા કરે છે તો તેની સામે હારેમન તેને નુકસાન કરનારી ચીજ કે જે તદન જુદી છે તે પેદા કરે છે. યજશનીના ૨૭ માં હામાં પણ એક તરફથી જો હોરમજદને ખુશાલ કરવામાં આવે છે તો બીજી તરફથી અંગ્રમઇન્યુશને તોડવામાં આવે છે. પણ આ સઘળા વિચારો જરથોસ્તના કલામથી તદન જુદાજ છે, અશો જરથોસ્તની પછીના વિચારોમાં પણ એવા વિચારો આવતા નથી. હવે સુંદર ચીજને બનાવનાર હોરમજદ છે તે વિષે અવસ્તાના ફકરાઓ ટાંકી બતાવીશું.

અશો જરથોસ્તે દાદાર હોરમજદને એવો સવાલ કીધો કે આ ખલકને બનાવનાર, તેની અંદરની કુલ પેદાયશનો સંભાળ રાખનાર અને તેનો પાલણ કરનાર કોણ છે ? ત્યારે તેના જવાબમાં દાદાર હોરમજદ જરથોસ્ત પેગમબરને કહે છે કે કુલે જહાનનો પેદા કરનાર સંભાળનાર અને પાળનાર હું પોતે છું. વળી ઇજશનીના ૩૭ માં હામાં આપણે નીચે મુજબ ભણીએ છીએ.

'ત્યાં અહુરમજદને હમો યાદ કરીએ છીએ કે જેણે ગોસપંદ અને અનાજ પેદા કીધાં, જેણે પાણી અને સારા ઓરવરો પેદા કીધાં તથા જેણે રોશણીઓ તથા જમીન તથા બીજી તમામ ન્યામતો પેદા કીધી.

વળી ઇજશનીના હા. ૭૦–૧ માં નીચે મુજબ લખાણ આવે છે સૌથી વડો હોરમજદ જે પેદા કરનાર, ખુશાલી આપનાર, તથા તમામ ખલકતને બનાવનાર તેને હમો વખાણીએ છીએ. વંદીવાદની ૧૧ મી પરગરદ પ્રમાણે ઘરબાર, આતશ, પાણી જમીન, ગોસપંદ, ઓરવર, નર, નારી, સેતારા, માહ, ખોરશેદ તથા બેસુમાર રોશણીઓ તથા બીજી અશો તોખમની તમામ વસ્તુઓ હોરમજદે પેદા કીધેલી જણાય છે. વળી અરદીબેસ્ત યસ્તની નીરંગમાં કહે છે કે જહાનનો રાખનાર દાદાર, સર્વ શકિતવાન તથા મહાજ્ઞાની તથા બધાની પરવરેશ કરનાર તથા પેદા કરનાર તથા સવાબકાર તથા ચોકસાઇનો રાખનાર છે. આ ઉપરથી પણ આપણને સિદ્ધ થાય છે કે પાક પરવરદેગારજ સર્વેને પેદા કરનાર છે. વળી વંદીદાદની ૨૨ મી પરગરદમાં અશો હોરમજદ બોલે છે કે હું જે હોરમજદ અને હું જે નેઆમતનો આપનાર છેઉં. તેણે આએ મુકામ (યાને આએ દુન્યા) ને સોહાંમણી, રોશનીવાલી, તથા દેખામણી પેદા કીધી. હોરમજદ યશ્તમાં પણ દાદાર

અહુરમજદ અશો જરથોસ્તને કહે છે કે બહમન, અરદીબેહેસ્ત, શહેરેવર, અસપંદાદ, ખોરદાદ ને અમરદાદ એ સર્વે મારી પેદાયશ છે. આ તમામ ફકરાઓ ઉપરથી સાબેત થાય છે કે, હોરમજદ એખ-લોજ તમામ વસ્તુઓનો પેદા કરનાર છે, તથા તેનો અંત લાવનાર છે તથા તેને પોતાના કામમાં 'સ્પેનામીનો' અને 'અંગ્રમીનો' નામની શકિતઓ કામે લગાડી છે. કોઇ કોઇ વાર દાદાર હોરમજદને 'સ્પેન્તોમઇન્યુસ' નહી પણ 'સ્પેન્તોતેમો' અથવા 'મઇન્યુશ સ્પેન્તો' અવસ્તામાં જણાવેલો છે. હોરમજદ યસ્તમાં હોરમજદનું એક નામ 'મઇન્યુશ સ્પેન્તોતેમો જણાવેલું છે. એને વળી 'સ્પેનીસ્ત' નામે વારે ઘડીએ વંદીદાદમાં જણાવેલો છે, વાસ્તે અહિંઆં પણ સાબેત થાય છે કે, 'સ્પેન્તો' ને 'સ્પેન્તોતેમો' એ બેઉ જુદાજ બોલો છે. Dr. west આપણી જરથોસ્તી દીન તથા 'ખ્રીસ્તી ધર્મ'' સાથે નીચલો તફાવત જણાવે છે.

"The only important differences are that Zoroastrianism does not believe in an eternity of evil as Christianity does, and that Christianity has been content to leave all its other ideas about the devil in a very hazy and uncertain form, while Zoroastrianism has not shrunk from carrying similar ideas to their logical conclusion. If therefore a belief in Ahareman as the author of evil makes the Parsee Religion a dualism, it is difficult to understand why a belief in the devil as the author of evil does not make Christianity also a dualism. At any rate it is evident from the Bundehis that a Christian is treading on hazardous ground when he objects to Zoroastrianism on the score of its dualism."

આપણી માજદયસ્ની દીન કુદરત વિષે આપણને એવો ખુલાસો આપે છે કે આખી દુન્યાનો પેદા કરનાર માલેક એકજ છે અને તે આપણાં દાદાર હોરમજદ પોતે છે અને તે દાદાર પોતાની સંપુર્ણ દાનાઈ તથા મોટાઈ, પુરતી તવાનાઇ, તથા બેહદ હકુમતથી સઘલી પેદાયસોને પેદા કરનાર છે તથા જે ચીજો જોઇએ તે ઉત્પન્ન કરવાને શક્તિવાન છે, અને વળી "તેનાં કરતાં દાનાઇમાં ચઢતે દરજ્જેનો બીજો કોઇ પણ નથી, અને તેના જેવો સઉથી ડહાપણવાળો બીજો કોઈ પણ નથી

અને તેના જેવો સઉથી ઉત્તમ આયપત ધરાવનારો બીજો કોઈ પણ નથી." (દીનકર્દ, વૉ. ૧, બા. ૪૦.)

વળી દાદાર હોરમજદના હાથ તળે બીજા ૭ અમશાસ્પંદો છે અને અમશાસ્પંદોના હાથ તળે વળી બીજા ઘણાએક મીનો ઇજદો છે, કે જે તેઓના હમકારો તથા તેઓને મદદ કરનારા કહેવાય છે. જે કેટલાંક નામો કે જેથી આપણી માજદયસ્ની દીનમાં અમશાસ્પંદો જાહેર થયલા છે જેવા કે વહુમન, અશવહીસ્ત, ક્ષથ્રવઇર્ય, સ્પેન્ત આરમઇતી, હઉર્વતાત તથા અમેરેતાત તેઓ ગાથામાં તે સાહેબની ખુબી, તેની શકિત અને તેના ગુણ બતાવવા માટેના વિચારો જણાવે છે.

આ ૭ અમશાસ્પંદોનું થોડુંઘણું બ્યાન કરવું તે આ જગ્યાએ બીન અનુકુળ કહેવાશે નહી કારણકે એ અમશાસ્પંદો પણ હોરમજદની શકિતઓ છે અને તેઓ હીબ્રુઓના 'Archangel' સાથે ચઢતા પ્રમાણમાં મળતા આવે છે. એઓના નામ હોરમજદ યસ્ત પ્રમાણે ઘણાં અસરકારક માંથ્ર ગણાયાં છે. એઓ દરેક નીતિમાન ગુણ તથા દુન્યાની એકેક ઉત્તમ પેદાયશ ઉપર મવકકલ છે. એઓ બધા મળીને ૭ છે કે જે આપણને હોરમજદ યસ્ત પરથી પુરવાર થાય છે. પણ કેટલેક ઠેકાણે સાત અમશાસ્પંદ તરીકે જાહેર થયલા છે. જેમાં દાદાર અહુરમજદને પોતાનેબી એક અમશાસ્પંદ ગણ્યો છે.

આ ૭ અમશાસ્પંદોનું થોડી વિગત નીચે મુજબ જણાવુંછું. ૧ લો વોહુમનો યાને બહમન અમશાસ્પંદ છે. એ ભલાં મનપર મુવક્કલ છે અને પેદાયશમાં ગોસ્પંદ ઉપર મુવક્કલ છે. એનો હરીફ 'અકોમન' યાને બુરૂં વિચારનારો છે. એ વળી પશુઓ ઉપર પણ મુવક્કલ છે જે ડા૦ ગાઇગર નીચે મુજબ જણાવે છે "અસલના જરથોસ્તીઓ પશુઓને ઉધારવામાં પ્રખ્યાત ગણાતા હતા તેથી તેઓ ભલા મનવાલા જરથોસ્તીઓ ગણાયા તેથી બહમન કે જે ભલામનનો છે તે પણ પશુઓ ઉપર મુવક્કલ થયો." ભલાં મનવાલા માણસો ઉપર બહમન મુવકકલ હોવાને લીધે પછવાડેથી બહમન અમશાસ્પંદ માણસોનો નેગેહબાની કરનાર ગણાયો, તથા બહેસ્તમાં સોનેરી બેઠકપર બેસી માણસોને તેઓની લાયક જગ્યા દેખાડનાર તરીકે જાહેર થયો. એ વિષે (જુઓ વંદીદાદ ૧૯ પરગર્દ ૩૨).

૨ અશવહીસ્ત યાને અરદીબેહેસ્ત અમશાસ્પંદ છે. એ સર્વથી સરસ અશોઇની ઉપર મુવકકલ છે. આપણે સર્વ જાણીએ છીએ કે આતશ કરતાં બીજી કોઇ પણ પેદાયશ પવીત્ર નથી એ અમશાસ્પંદ આતશપર મુવકકલ છે.

૩ ક્ષથ્ર વઇર્ય યાને શેહેરેવર અમશાસ્પંદ છે. એ રાજ કારભાર યાને પાદશાહી પર મુવક્કલ ગણાએલો છે, પછવાડેથી એ ધાતુ ઉપર પણ મુવક્કલ જણાયલો છે. એનો હરીફ 'સાઉર્વ' નામનો દેવ છે. શેહેરેવર અમશાસ્પંદને કેમ ખુશી કરવો તેને માટે એમ જણાવે છે કે તેની ધાતુઓનો સારો ઉપયોગ કરવો. ધાતુની એક છરી બનાવવી કે જે આપણા કામમાં વારેઘડીએ આવે તે સવાબ ભર્યું કહેવાએ પણ એક હથીયાર બનાવવું કે જેથી બીજાનું ખુન કરવા કામ લાગે તે ધાતુનો ગુનાહ ભર્યો ઉપયોગ કહેવાએ. અશો માણસને સોનું રૂપું આશીર્વાદ તરીકે આપવું એ સારો ઉપયોગ, એક આલસુ માણસને ફોકટ આપવું એ એક ખરાબ ઉપયોગ કહેવાએ. આ પ્રમાણે શેહેરેવરને ખુશનુદ યા દલગીર કરવાથી દાદાર હોરમજદ પણ ખુશી યા દલગીર થાય છે.

૪ સ્પેન્ત આર્મઇતી યાને અસ્પંદાદ અમશાસ્પંદ છે. એ દહાપણ અને તાબેદારી પરનો મુવક્કલ અમશાસ્પંદ છે. એ વળી ધરતી કે જે આપણી માતા જેવી છે તેની પર પણ મુવક્કલ છે. ડહાપણ અને તાબેદારી પર મુવક્કલ ફરેસ્તો જમીન પર પણ મુવક્કલ છે, કારણ કે જમીન પણ તાબેદાર છે. એ જમીનને આપણે ખેડશું અને પાણી સીપશું તો તે આપણી મહેનતને તાબે થઇ, આપણને અનાજ આપશે કે જેથી આપણું ખરું પોષણ થાશે.

૫ હઉર્વતાત યાને ખોરદાદ અમશાસ્પંદ છે એ સંપુર્ણતા અને સુખાકારી યા તનદરોસ્તી પર મુવક્કલ છે. પેદાયશમાં પાણી ઉપર તે મુવક્કલ છે. પાણી આપણને તનદરોસ્તી અને સંપુર્ણતા આપે છે કે જેની ગેરહાજરીથી આ દુનિયામાં સર્વ માણસ મરી જાય અને એ કારણને લીધેજ એ અમશાસ્પંદ પાણીપર પણ મુવક્કલ છે. અહુરમજદ યસ્તમાં એ અમશાસ્પંદને અમરદાદ અમશાસ્પંદ સાથે બીજી જીંદગીમાં જનારા અશો લોકોનો બદલો ગણેલો છે.

૬ અમેરેતાત યાને અમરદાદ અમશાસ્પંદ છે. એ ઓરવર યાને ઝાડપાન પર મુવક્કલ છે. એનો સાથી આપણે ઉપર કહ્યું તેમ ખોરદાદ અમશાસ્પંદ છે. એ શબ્દનો અર્થ 'અ' નહીં 'મેરે' મરી જવું ને 'તાત' એક ભાવવાચક નામનો પ્રત્યય છે. એટલા માટે એનો અર્થ 'નહીં મરી જવું' યાને અમર્ગપિણું deathless long life થાય છે. એ કાંઇ ખાકી ચીજની ખાસિયત નથી, પણ આપણા શરીરમાં જે આત્મા છે તેની એક ઉત્તમ ખાસિયત છે કે જે 'Immortality of the Soul' તરીકે જણાય છે. અમરદાદનો હરીફ ભુખમરાનો

દેવ છે એટલા માટે જે કોઇ ઝાડપાનને પાણી સીંચી અનાજની રોપની કરે છે તે ગોયા દુકાળનું મોઢું કાળું કરે છે, ને અમરદાદ અમશાસ્પંદને ખુશી કરે છે. હવે આપણે અહુરમજદના નામો છુટાં છુટાં લઇએ. પહેલું નામ તે કિરતારનું હૈયાત અથવા પુજવા લાયક છે. આપણે જાણીયે છીએ કે પરવરદેગાર હૈયાતવાલો છે તથા આએ દુનિયાની અંદરજ છે. કેટલાંકો કહે છે દાદાર અહુરમજદ જેવું કાંઇ નથી તથા આ દુનિયા પોતાની મેલેજ હસ્તીમાં આવી છે, પણ તે ખોટું છે. આપણે સર્વે જાણીએ છીએ કે તેની હસ્તીથીજ આએ દુનિયા હસ્તીમાં છે. તે પોતેજ પોતાની મેલેજ પેદા થયલો છે. દાદાર હોરમજદ હમેશાં છે હમેશાં હતો ને હમેશાં રહેશે. તે ગેબીમાં ગેબી છે અને કોઇની નજરે નહીં દેખાય એવો છે. જો કોઇ એમ વિચાર કરે કે જે કાંઇ આપણે અંધારામાં કરીએ તે દાદાર હોરમજદ મુદલ જોતો નથી, તો તે લોકો તે કિરતારના ઘણા મોટા અપરાધી થાય છે, કારણ કે દિવસે તથા રાતે રોશનીમાં તથા અંધારાંમાં તે હંમેશ હાજર છે. જો આપણે 'ક્ષત્ય' નો અર્થ પુજવા લાયક કરીએ તો તેબી ખરૂં છે. ખોદાની હસ્તી વાશે માણસો હમેશાં પુછપરછ કરે છે કે તે કેવો હશે ને તે કયારે તથા કેમ પેદા થયો હોશે? માણસોને સુખ તથા તનદરોસ્તી આપનાર કોણ હશે? એ વિષે તથા એપરથી ઉપજતા સઘળા વિચારો વિષે આપણે એટલુંજ કહી શકીએ કે જે કાંઇ દુનિયાની અંદર માણસજાતની શકિતઓથી તથા અકકલના ગોહરથી નહીં થઇ શકે તેનો બનાવનાર કોઇ બીજો હોવો જોઇએ અને તેબી વલી શકિતવાન હોવો જોઇએ અને તે કોઇજ નહીં પણ તે આપણો દાદાર હોરમજદ છે. બીજું નામ તે કિરતારનું ટોળાંવાળો અને ટોળાંની પાસબાની કરનાર છે. સઘળી જાતની પેદાયશો ખોદાતાલાએ બનાવી છે તથા તેનો બચાવનાર પણ તેજ એખલો છે. જેમ એક કુતરો પોતાના શેઠને દરવંદો તથા ખરાબ માણસોથી આવતા હુમલાની આગાહી પેહલાં કરે છે, તેમ તે કિરતાર આપણને દેવદરૂજો તથા હરેક નાશકારક જનાવરોથી બચાવી લઇને આપણને સુખ આપે છે. જોકે માણસો વરૂ, વાઘો તથા સીંહોનાં તથા હરેક રીતનાં મુજી જનાવરોથી તથા ખરાબ વસ્તુઓથી ઘણીક વેળા બચી જાય છે, પણ તે કિરતારની પાસબાની વગર કોઇ વેળા પણ એમ થતું નથી, વાસ્તે આપણે તેના કેટલા આભારી છીએ, તે જબાનથી તથા કલમથી દર્શાવવું એક ઘણુંજ મુશ્કેલ કામ છે. ત્રીજું નામ તે કિરતારનું સર્વવ્યાપક છે અને તે બધી દુનિયામાં જાહેર છે. પાક ખોદાર હોરમજદની શકિત એટલી બધી છે કે તેનો ખ્યાલ રૂંક વિચારમાં આવી શકે એમ નથી. તેને પોતાની

કાબેલ શક્તિથી દરેક જાતના જનાવરો તથા દરેક જાતની વનસ્પતીઓ પેદા કીધી છે. તે બધી જગાએ હાજર છે એટલુંજ નહીં પણ તે આપણા અંતઃકરણમાં પણ છે. જો માણસો એમ વિચાર કરે કે તેઓ એક માણસનું રૂપ તમામ આબેહુબ માણસના આકાર જેવુંજ બનાવે, પણ તેમાં જીવ મુકવાને તથા તમામ લોહીનું વહેવું કરવાને તેઓ તદનજ અશક્ત છે. એ કામ કોઈ ગમે તેવો પણ શક્તિવાન માણસ કરી શકવાનો નથી. એમાં કોઈ સર્વજ્ઞાની સાહેબનીજ અગત છે અને તે કોઈ નહીં પણ દાદાર હોરમજદ છે. આપણે દરેક કામ તેની મરજી માફક તથા દુનિયાના લોકોને ફાયદો થાય તેવાંજ કરવાં જોઈએ. ચોથું નામ અશોઈ યાને પવિત્રાઈ છે એટલે કે તે સાહેબ પવિત્રાઈનું મુળ છે. અહુરમજદને પીછાનવાને માટે આદમીને વાસ્તે જે એકજ રસ્તો છે જે ઉત્તમ અશોઈ છે.

'અશેમવોહુ' જરથોસ્તી ધર્મના પાયા સરખી છે અને તે જાણે અશોઈનું નાનું બંદગીરૂપ વર્ણન છે. જો ખોદાને કોઈબી રીતે સમજી શકાએ તો તે માત્ર મનની પવિત્રાઈ, દીલની ભલાઈ તથા કરણીની સફાઈથીજ થઈ શકે છે. જો કે માણસ પવિત્રાઈથી ચાલવાની બનતી કોશેશ કરે છે તોપણ દાદાર હોરમજદની પવિત્રાઈને કોઈ પુગતું નથી, કારણ કે પવિત્રાઈમાં તેના જેવો સરસ બીજો કોઈ નથી. 'બુલંદ સરદાર જે હોરમજદ જે અશોઈમાં સૌથી ચઢતો તથા જે અશોઈમાં ઘણીજ મદદ કરનારો તેને હમો યાદ કરીએ છીએ.' યાને દાદાર અહુરમજદ અશોઈમાં સર્વથી પવિત્ર છે તથા જે માણસો અશોઈ પ્રમાણે જીંદગી ગુજારે છે તેને તે ઘણોજ મદદ કરનાર છે. એમ સરોષ હાદોખ્ત ક. ૮ માં કહે છે. પાચમું નામ તે કિરતારનું મંજદની પેદા કીધેલી અશોઈના તોખમની તમામ ન્યામત યાને તેનો અર્થ દુનિયાની અંદર સઘળી ચીજોનો બનાવનાર એકલો પરવરદેગાર છે એવો થાય છે. તમામ નાની ચીજો તથા મોટી ચીજો તમામ નાના જીવજંતુઓ તેમજ મોટા ફાદી ખાનારાં પક્ષીઓ તથા જાનવરોનો બનાવનાર દાદાર હોરમજદ સીવાય બીજો કોઈ નથી. 'જસમે અવંઘહેમજદ' માં કહે છે કે 'સઘળી નેઆમત હોરમજદની તરફથી છે એમ હું કબુલ કરૂં છું' એટલે કે સઘળી ચીજોનો બનાવનાર તે સર્વ શક્તિવાન સાહેબ છે. છઠું નામ તે કિરતારનું (હું) (પોતે) અકલ છેઉ. એટલે કે તમામ અકલોનું મુલ તે પરવરદેગાર છે. માણસો તેના મુલમાંથી એક ભાગ મેલવે છે કે જેના જોરથી તેઓ સારૂં તથા નરસું બરાબર રીતે સમજી શકે છે અને હરેક કામમાં અકલ વાપડીને

સારો માર્ગ અખત્યાર કરે છે. તેની પોતાની જાતી અકલથી આ રંગીન કુદરતનો મહીમા બની રહ્યો છે. તેની અકલથી દુનિયાની અંદર તમામ ચીજો પોતાના કાયદાસર ચાલ્યા કરે છે ને તેઓ જમાનાના જમાના સુધી એકજ હાલતમાં કાંઇ પણ ફેરફાર વગર ચાલ્યા કરે છે. 'The heavens declare the glory of God' યાને આસમાન ખોદાની કીર્ત્તિ દેખાડી આપે છે. સાતમુ નામ તે કિરતારનું 'અકલવાલો' છે એટલે જેમ અકલથી દરેક માણસ હરકોઇ ચીજ પીછાની શકે છે તેમ દાદાર હોરમજદ પણ પોતાની અકલથી દરેક ચીજ પીછાની શકે છે. 'અએ અશો જરથોસ્ત ! તે કેમ છે તે તું જાણ તે એ કે મારી અકલથી તથા મારા ડહાપણથી દુનિયા શરૂઆતથી હતી તેજ પ્રમાણે દુનિયા છેડે સુધી રહેશે.' અહિઆં પણ ખોદાતાલા કહે છે કે મારી અકલથી અને મારાં ડહાપણથી આ દુનિયા મેં પેદા કીધી છે અને તે છેલ્લી ઘડી સુધી રહેશે. તે અકલમંદ સાહેબે જે અગણિત ચીજો માણસના ઉપયોગને માટે બનાવી છે તેમાં પોતાની ખરી અકલ વાપડી છે. આઠમું નામ તે કિરતારનું 'દહાપણ' છે યાને તે દહાપણનો મોટો ભંડાર છે, જેમાંથી માણસને થોડો ભાગ મલે છે. જે સંખ્યાબંધ ચીજોની કરામતથી આ રંગીન કુદરતનો મહિમા બની રહ્યો છે, તે સઘળી ચીજોમાં, જે અચુક દુનિયાનું ચક્કર ચાલે છે તે રીતોમાં, આખી જગતના માલીક પાક પરવરદેગારની મોટાઈ તથા કીર્ત્તિ અને દહાપણનું ભંડોલ સીવાએ બીજું કાંઇ નજરે આવતું નથી. નવમું નામ તે કિરતારનું 'દહાપણવાલો' છે. દુનિયામાં માણસ જાત પોતાની અકલ વાપડીને પુરતી સંભાલથી કંઈ પણ કામ કરે છે તોપણ તેમાં તે કોઇ કોઇ વેળા ઠગાય છે પણ તે પાક પરવરદેગાર એવો તો દહાપણવાળો છે કે તે પોતાના દહાપણના જોરે કરીને અગાઉ શું હતું હમણા શું છે ને હવે પછી શું થશે તે બધું જાણે છે. દસમું નામ તે કિરતારનું એવું જણાયલું છે કે વૃદ્ધિ અથવા આબાદી છે તે સર્વ શકિતવાન સાહેબ દરેક ચીજની દુનિયામાં વૃદ્ધિ કરે છે. થોડી ચીજોમાંથી તે વધારે ચીજો પેદા કરી શકે છે ને પેદા કીધેલી કોઇ પણ ચીજો નાશ પામતી નથી. આપણે જાણીએ છીએ કે 'Matter is indestructible' યાને કોઇબી ચીજ નાશકારક નથી પણ તે બદલાઇને બીજો આકાર લે છે. માણસ પણ આ દુનિયામાં ગુજરવા બાદ તદન નાશકારક થતું નથી તેનો આત્મા પેલી જહાનમાં જાય છે કે જ્યાં ચહારમની બામદાદે તેને ચિનવતપુલ આગલ તેના સારાં તથા નરસાં કામો કે જે

તેને પોતાની જીંદગીમાં કીધાં હોય તે આપોઆપ યાદ આવે છે અને તેનાં કામોનો તોલ થવા બાદ, તેને લાયકની જગા કે જે બહેશત, હમેસ્તગાંન યા દોજખ તે મલે છે. અગીયારમું નામ વૃદ્ધિ કરનાર યાને વધારો કરનાર 'હાડમંદ જેહાનના અએ ઘણાજ વૃદ્ધિ કરનાર મીનો અશો પેદા કરનાર હોરમજદ!' એ બોલો આપણુને અવસ્તામાં જાબજા મલી આવે છે. તે ઉપરથી જણાય છે કે તે વૃદ્ધિવાલો સાહેબ છે. બારમું નામ તે કિરતારનું અહુર અથવા સાહેબ છે એટલે કે તે પોતાની પેદાયસો ઉપર સાહેબી ભોગવે છે. જેમ એક પાદશાહ પોતાની રૈયત ઉપર સાહેબી ભોગવે છે તેમ તે સાહેબ આખી જગત ઉપર ઉપરીપણું ચલાવે છે. 'અહુર' બોલ પણ ખોદાના નામ તરીકે વપરાય છે. અહુરની સાથ 'મજદ' જોડાવાથી અહુરમજદ થાય છે એટલે જે 'મહાજ્ઞાની હસ્તીનો સાહેબ' યાને 'The all knowing existing Lord' અહુરમજદ ગેતી તથા મીનો એ બંન્ને દુનિયાનું મુળ છે. હા ૪૩. ફ. ૫ માં કહે છે 'જ્યારે તુને અએ હોરમજદ! દુનિયાની પેદાએશમાં સૌથી ચઢતો યાને સૌથી પહેલ્લો જોયો ત્યારે તુંને મેં ખચીત આબાદી કરનાર ગણ્યો.' જેમ આપણે આપણા મુરબ્બીને માન અકરામ આપીએ છીએ, તેથીબી સરસ રીતે તથા તેથીબી વધારે અસરકારક રીતે આપણે આપણા સર્વ શક્તિવાન સાહેબને માન આપવું જોઇએ, તથા તે કિરતારની હમેશ બંદગી કરવી જોઇએ. તેરમું નામ તે સાહેબનું 'અતિશય ફાયદોમંદ' યાને ઘણોજ ફાયદો કરનાર છે. દરેક માણસને તે સાહેબ ફાયદો કરે છે ને તેઓને તેઓનાં કામ મુજબ સારો યા નરસો બદલો આપે છે. જે માણસો મહેનત કરી પોતાનું ગુજરાણ કરે છે તેઓની તે કિરતાર પુંજીમાં વધારો કરે છે. જો કોઇ પણ માણસ આખો દહાડો મહેનત કરી પોતાનું ગુજરાન કરતો રહે ને જેટલું પોતાથી બની શકતું હોય તેમાંથી ગરીબોને ખેરાત કરે ને પોતે સારે માર્ગે ચાલીને સારો રસ્તો અખત્યાર કરી બીજાંને તે પ્રમાણે કરવાને શીખવે યાને અંગ્રેજી બોલો પ્રમાણે 'To set a good example on his fellowmen' તો ખચીત તે સર્વ શક્તિવાન સાહેબ તેવા શખ્સને હરગેજ ફાયદો કરવા વગર રહે નહીં. ચઉદમું નામ તે કિરતારનું 'દુશ્મન વગરનો' છે. યાને તે સાહેબનો દુશ્મન કોઇ નથી. અવસ્તા બોલ 'વીદ્રએસ્તવો' નો બીજો અર્થ ઠગાઇ વગરનો અથવા તો આજાર વગરનો પણ થઇ શકશે. એટલે કે ખોદાતાલા કોઇપણ માણસને

ઠગતો નથી, પણ તેથી ઉલટું જો એક માણુસ બીજા માણસને ઠગે છે તો તે સાહેબ તેને શીક્ષા કરે છે. તે કિરતાર આજાર વગરનો છે. એટલે કે તે પોતે કોઇબી રીતે દુ:ખી નથી એટલુંજ નહીં પણ તે કોઇને દુ:ખ પહોંચાડતો નથી. પંદરમુ નામ તે કિરતારનું 'અજીત' યાને નહીં માર ખાતો અથવા હારે નહીં એવો છે એટલે કે તે સર્વ શક્તિવાન સાહેબને કોઇ હરાવી શકતું નથી. ગમે તેવો જોરાવર પાદશાહ એક અગણિત લશકરને હરાવી શકે પણ તે કિરતાર આગલ તેનું જોર એક કરચ જેટલું પણ નથી. સોલમું નામ તે કિરતારનું 'કામોને ગણનાર' યાને આ દુનિયામાં સારાં યા નરસાં કામોનો પેલી જહાનમાં બદલો આપનાર યા શીક્ષા કરનાર. દુનિયામાં જે ચીજો હૈયાતી ભોગવે છે તે ચીજોનો ગણત્રી રાખનાર તે સાહેબ છે. જો માણુસ આ દુનિયામાં સારાં કામ કરે છે તો તે કિરતાર તેના કેટલીક મીનો શક્તિઓની મદદથી તેને સારી જગા બક્ષે છે. સતરમું નામ તમામ જોનાર યાને કે તે સાહેબ દરેક માણસ કે ચીજને ઘણીક બારીકીથી જોય છે. કોઇ માણુસ એમ વિચાર કરે કે કોઇબી માણસની ગેરહાજરીમાં હું જે કામ કરૂં છું તે કોઇ જોતું નથી પણ તે સાહેબ તેવા શખ્સને હરગેજ જોવા ચુકતો નથી. તે સાહેબ બહારની તમામ ચીજ જોય છે એટલુંજ નહી પણ તમામ બાતેનની ચીજો તથા માણુસના અંત:કરણ પણ પારખે છે માટે દરેક માણસની ફરજ છે કે હરપલે ને હરવખતે તે કિરતારનો ડર રાખીનેજ આગલ ચાલવું યા કામ કરવું.

અઢારમું નામ તે સાહેબનું 'તનદરોસ્તી આપનાર' છે. તે સાહેબે માણસોને તનદરોસ્તી આપવાને માટે તરેહવાર ઉપાયો કામે લગાડયા છે. તનદરોસ્તી આપવાના ઘણા એક ઉપાયો આપણને જણાયલા છે, પણ સૌથી સરસ તનદરોસ્તી આપનાર આપણને અરદીબેહેસ્ત યસ્ત ઉપરથી બરાબર સાબેત થાય છે. "કોઇ અષોઇથી સાજું કરનાર છે તો કોઇ ઇનસાફથી સાજું કરનાર છે, કોઇ શસ્ત્ર વૈદ યાને વઢાડકાપથી સાજું કરનાર છે, તો કોઇ ઝાલાપાલાથી સાજું કરનાર છે તથા કોઇ માંથ્રવાણી ભણીને સાજું કરનાર છે પણ વૈદમાંનો ઘણોજ તનદરોસ્તી આપનાર વૈદ ખચીત તે છે કે જે પવિત્ર માંથ્રવાણી ભણીને સારૂં કરનાર છે કારણ કે તે અશો માણસના અંદરખાનેથી તેને તનદરોસ્તી આપે છે."

આ ઉપલા ફકરા ઉપરથી આપણને ખુલ્લી રીતે સાબેત થાય છે કે સૌથી તનદરોસ્તી આપનાર ઉપાય કાંઇજ નહીં પણ માંથ્રવાણી છે અને તે પાક પરવરદેગારના ભેદભરેલા નામો છે કે જે યાદ કીધાથી માણુસ પોતાના દુ:ખને તદન ભુલી જાય છે.

ઓગણીસમું નામ તે સાહેબનું "પેદા કરનાર" છે યાને તે સાહેબે આપણને સર્વેને પેદા કીધાં છે! અચસ્તા બોલ "દાત્તો" નો અર્થ 'ઇનસાફી' પણ થઇ શકે છે યાને તે સાહેબ પાદશાહ યા ફકીર, ગરીબ યા તવંગર, શકિતવાન યા નાતવાન સર્વને સરખી રીતે ઇનસાફ આપે છે અને કોઇની પણ તરફદારી કરતો નથી. વીસમું નામ તે કિરતારનું 'માહાજ્ઞાની' છે યાને તેના જ્ઞાનનો કંઇજ પાર નથી. ખુદરતના તરેહવાર જાનવરો જે ખોદાતાલાએ પેદા કીધાં છે તે તેનું ખરેખરૂં બહોળું જ્ઞાન દેખાડે છે. નીચલા બોલોમાં મહાન કવિ 'Thomson' એ વિષે પુરતી સાબેતી આપે છે.

"Let no presuming impious railer tax
Creative Wisdom as if ought was formed
In vain or not for admirable ends."

ઉપલા ૨૦) નામોની ટીપ તથા તેની ઉપરથી નીકળતી સરેહ ઉપરથી આપણને ખુલ્લી રીતે માલમ પડે કે તે પરવરદેગારના નામો યાદ કીધાથી આપણને હિમ્મત તથા ફત્તેહ મલે છે યાને તે નામો સૌથી હિમ્મત આપનારાં અને સૌથી ફતેહ આપનારાં છે અને તે જાણવાથી આપણને કોઇબી રીતે દુ:ખ પહોચતું નથી. વળી દાદાર હોરમજદ અશો જરથોસ્તને કહે છે કે જો તું એ મારા સઘળાં નામો રાત અને દહાડો ભણે તો હું તારી મદદ અને ખુશીને માટે આવું, તેમજ મારો સરોષ ઇજદ તારી મદદ અને ખુશીને માટે આવશે, તેમજ પાણીઓ ઓરવરો તથા અશો લોકોના તમામ ફરોહરો તારી મદદને માટે તથા ખુશીને માટે પહોંચશે. એટલું કહી હોરમજદ યસ્તમાં દાદાર હોરમજદ બીજા પોતાના નામો નીચે મુજબ જણાવે છે. હું બચાવનાર છેઉં. હું પેદા કરનાર તથા પાપણ કરનાર છેઉં. હું જાણનાર યા આગાહી રાખનાર તથા સૌથી ઘણો વૃદ્ધિ કરનાર મીનો છેઉં. હું તનદરોસ્તી આપનાર નામવાળો છેઉં. હું ઘણીજ તનદરોસ્તી આપનાર નામવાળો છેઉં. હું આથ્રવન યાને મોબેદ નામવાળો છેઉં. હું સૌથી સરસ આથ્રવન નામવાળો છેઉં. હું અહુર નામવાળો છેઉં. હું મજદા યાને મહાજ્ઞાની નામવાળો છેઉં. હું અશો નામવાળો છેઉં. હું ઘણોજ અશો નામવાળો છેઉં. હું ખોરેહ નામવાળો છેઉં. હું ઘણુંજ ખોરેહ આપનાર નામવાળો છેઉં. હું પુર જોનાર નામવાળો છેઉં. હું ઘણુંજ પુર જોનાર નામવાળો છેઉં. હું દુર જોનાર નામવાળો છેઉં. હું ઘણુંજ દુર જોનાર નામવાળો છેઉં. હું નગેહબાની રાખનાર નામવાળો છેઉં.

હું સર્વવ્યાપક નામવાળો છેઉં. હું બક્ષેક્ષ કરનાર નામવાળો છેઉં. હું રક્ષણ નામવાળો છેઉં. હું પાળનાર નામવાળો છેઉં. હું જાણનાર નામવાળો છેઉં. હું ઘણુંજ જાણનાર નામવાળો છેઉં. હું વૃદ્ધિ કરનાર નામવાળો છેઉં. હું વૃદ્ધિ કરનાર માંથ્ર નામવાળો છેઉં. હું મરજી પ્રમાણે રાજ કરનાર નામવાળો છેઉં. હું ઘણોજ મરજી પ્રમાણે રાજ કરનાર નામવાળો છેઉં. હું કીર્ત્તિથી રાજ કરનાર નામવાળો છેઉં. હું ઘણીજ કીર્ત્તિથી રાજ કરનાર નામવાળો છેઉં. હું નહીં ઠગનાર નામવાળો છેઉં. હું ઠગનારથી દુર નામવાળો છેઉં. હું સરદારોનો બચાવ કરનાર નામવાળો છેઉં. હું ખરાબીને તોડનાર નામવાળો છેઉં. હું એકદમ મારનાર નામવાળો છેઉં. હું બધાંને મારનાર નામવાળો છેઉં. હું બધાંને બનાવનાર નામવાળો છેઉં. હું તમામ રોશની નામવાળો છેઉં. હું પુર રોશની (યા આસાની) નામવાળો છેઉં. હું રોશનીવાળો નામ રાખનાર છેઉં. હું કામમાં ચલકતો નામવાળો છેઉં. હું કામમાં ઉપયોગી નામવાળો છેઉં. હું ફાયદાભરેલો નામવાળો છેઉં. હું શુરા નામવાળો છેઉં. હું ઘણોજ ફાયદો કરનાર નામવાળો છેઉં. હું અશોઈ નામવાળો છેઉં. હું બુલંદ નામવાળો છેઉં. હું પાદશાહી રાખનાર નામવાળો છેઉં. સૌથી મોટી પાદશાહી રાખનાર નામવાળો છેઉં. હું સારૂં ડહાપણ ધરાવનાર નામવાળો છેઉં. હું ઘણુંજ સારૂં ડહાપણ ધરાવનાર નામવાળો છેઉં. હું દુર જોવાની શકિત રાખનાર નામવાળો છેઉં.

આ ઉપર જણાવેલા નામો અગાડી આવી ગએલાં ૨૦) નામોમાંનો કેટલાકોને મલતા આવે છે. વળી એવું પણ આપણને દીસે છે કે જાણે કેટલાંક નામો બેવડાં આવેલાં હોય યા તો તેઓનો અર્થ કંઈજ જુદોજ થતો હોય કે જે મારા જેવા નાકસ અભ્યાસીથી સમજાવી શકાતા નહીં હોય. પછવાડે આવેલાં "અહુર નામ અહ્મી" "દ્દશો અહુરો" ને મલતો આવે છે. તેજ પ્રમાણે "વીસાંસ્તેમો અહ્મી વત અહમી-મજદાઓ નાંમ" "મજદાઓ નાંમ અહ્મી" ને મલતો આવે છે.

'દાંત નામ અહ્મી' નો અર્થ બે રીતે થઈ શકે છે એક તો "હું પેદા કરનાર છેઉં" અને બીજું 'હું ઇનસાફ આપનાર છેઉં' હવે જો બીજો અર્થ લઇએ તો તેબી ખરો છે. આપણે જાણીએ છીએ કે માણસોને પોતાની કરણી મુજબ તેની કજા બાદ ઇનસાફ મલવાનોજ છે.

'મઇન્યુશચ અહ્મિ' યાને 'હું મીનો છેઉં' તે સાહેબ ગેબીઓમાં ગેબી છે. એવું આપણે જાણીએ છીયે. આપણી નામ સેતાયશની બંદગીમાં નીચલા બોલ "અંદરચ મીનોઆન મીનો"— યાને ગેબીઓમાં

ગેબી' આવે છે. પીરો પેગામબરો ફિલસુફો પંડીતો સર્વ એકમતે કહે છે કે તે સાહેબ ગેબીઓનો ગેબી છે, અને તેનો ભરમભેદ તે એખલોજ જાણે છે. તે વિષે આપણે સર્વ વિચારી થાકયા છઇએ. તે સાહેબ 'સ્પેનામીનો' યાને ગેબી વૃદ્ધિ કરનાર ખોદા છે. 'આથ્રવ નામ અહમી' યાને 'અથોરનામ નામવાળો હું છઉં,' એટલે કે તે સાહેબ સારો ઇનસારી સારો રસ્તો દેખાડનાર અને સારી રાહનુમાએ કરનાર છે. જે પ્રમાણે એક અથોરનાન પોતાની સારી વર્તણુકને લીધે વખણાય છે તેજ પ્રમાણે તે સર્વ શક્તિવાન સાહેબ પણ પોતાના સારા ખવાસોને લીધે વખણાયલો છે.

'નેમો આબ્યો હોઇશ્રાબ્યો યાઓ અહુરહે મજદાઓ' યાને— 'આએ આંખો કે જે હોરમજદની તેને નમાજ હોજો' એટલે ખોરશેદની તથા મહાતાબની આંખો તે તેની આંખો એમ સાબેત થાય છે. મહાન કવિ Milton પોતાની 'Morning Hymn' માં નીચે મુજબ કહે છે

"Thou Sun of the great World both eye and soul
Acknowledge Him thy greater ; sound His praise
In thy eternal course."

જગતમાં કુદરતના સઘળા કાયદાઓ તરફ ફીલસુફીની નજરે જોતાં એવું માલમ પડે છે કે જે સંખ્યાબંધ ચીજોની કરામતથી આ રંગીન કુદરતનો મહિમા બની રહ્યો છે તે સઘળી ચીજોમાં અને દુનિયાનું ચકકર ચાલે છે તે રીતોમાં આખી જગતના માલેક પાક દાદાર હોરમજદ કે જે 'મીનોઆંન મીનો' યાને ગેબીઓમાં ગેબી છે તેની બુલંદ મોતાઇ તથા મહાભારત શક્તિ સીવાય બીજું કંઇ નજરે આવતું નથી.

"Thou God whom neither tongue of man
Nor angel can express,
Thy seat O God is everywhere
Thy power all powers transcend
Thy Wisdom connot measured be
For that it hath no end."

આ એક મહાન કવિના અસરકારક બોલો છે. દુનિયામાં જે જે કામ માટે જે જે ચીજો સરજત પામી છે તેમાં તે સરજાવનારનું અનંત ડહાપણ વ્યાપી રહેલું દેખાય છે. એ ઉપરાંત માણસ જાતના સુખને સારૂં જે જે ગોઠવણો કરવામાં આવેલી છે તેમાં પણ સરજનાર સાહેબની બેહદ કીર્તી તથા ભલાઇ જોવામાં આવે છે. પાક ખોદાતાલા-

નું ડહાપણુ આખી જગતમાં સુખ આબાદી અને સમતોલપણું સાચવવાની નેમ ધરાવનારૂંજ માલમ પડે છે. આ દુનિયાની સઘળી ચીજોની ગોઠવણુમાં ખોદાઇ ડહાપણુ સમાયલું છે, એટલુંજ નહીં પણ દુરમાં દુર ગોળાઓ આફતાબ, મહાતાબ, ગ્રહમંડળ, તારાઓ તેમજ આકાશ મીનોઇ જેહાન અને સઘળી સૃષ્ટીની રચનામાં એ ખોદાઇ કારીગરની હેરત કરનારી મોટાઇ અને ચતુરાઇ માલમ પડી આવે છે. કુદરતની રચનાઓમાં ગ્રહોના મોટાં મોટાં કદ, તેમની વચ્ચેનો અતિ મોટો તફાવત, તેમનો ઉપયોગ, તેમનું ગોળ ચક્રમાં ફરવું તથા આ દુનિયામાં દિવસ પાછળ રાતનું નિયમીત આવ્યા કરવું એ બધું શું દેખાડે છે? સુરજનું ગ્રહમંડળના મધ્યભાગમાંજ રહેવાનું કાર્ય ઠર્યું છે તેનું કારણુ એ કે બધા ગ્રહો ઉપર સુરજની ગરમી અને રોશણી બરાબર પંથરાઇ શકે. બધા ગ્રહોને સુરજ તરફથી ગતી, રોશણી, ગરમી અને જીવવાની શકિત મલે છે. જો સુરજ ન હોય તો આખી જગતનું ઉજડપણું, થંડી, અંધારૂં, મંદપણું અને નાશ હમેશ પંથરાયલાં રહે. ખોરશેદ નીયાએશ માં કહે છે કે 'કારણુ કે અગરજો ખોરશેદ નહીં ઉગે તો આએ હફતેકશ્વરમાં જે તમામ ચીજો છે તેઓને દેવો મારી નાંખે અથવા નાશ કરે...'

વળી સુરજને પૃથ્વીની નવ કરોડ પીસતાલીસ લાખ માઇલને તફાવતે રાખવામાં બી તે પાક કિરતારના ડહાપણુની સાબેતી મલે છે. જો સુરજ પોતાનો હાલનો તફાવત છોડી દઇને આપણી દુનિયાની ઘણી નજદીક આવી જાય તો પુષ્કળ ગરમીથી આ દુનિયાની સપાટી ભુંજાઇ જઇને ઉજડ બની જાય, દુનિયાનું સઘળું પાણી વરાળરૂપે ઉડી જાય, નદી, તળાવ, ઝરા, સમુદ્ર સર્વ સુકાઇને અલોપ થઇ જાય. ઝાડપાન નાશ પામે અને માણસો અને પ્રાણીઓ મરી જાય. એથી ઉલટું જો સુરજ હાલના તફાવતથી ઘણો દુર જાય તો શું થાય? સખ્ત થંડી પડે જેથી પૃથ્વિની આસપાસ બરફનું મોટું પદ બંધાઇ જઇ ફરી વલે, અને સઘળું ઉજ્જડ થઇ જાય. દાદાર હોરમજદે પોતાનાં અનંત ડહાપણુથી દુનિયાને હસ્તી આપી અને પોતાના ખોદાઇ જ્ઞાનથી મીનોઇ આલમ લંબાવી. જો દુનિયાં પોતાની ધરીપર ચોવીસ કલાકમાં એક આંટો ફરતે નહીં તો શું થતે? દુનિયાની જે બાજુ સુરજ ભણી રહે તેજ બાજુ ઉપર દહાડો થયા કરતે અને બીજી બાજુએ સદાકાળ અંધારૂં રહેતે. દુનિયામાં જે જુદા જુદા રંગો જોવામાં આવે છે તે રોશણીની અસરથી પેદા થાય છે. રોશણી નહીં હતે તો આપણું શું થતે? આપણે એકબીજાને જોઇ કેમ શકતે? આપણે જે જગા ઉપર રહીએ છીએ ત્યાં જો હમેશ સુધી

રોશણી પડતે ને દીવસજ રહેતે અને રાત નહીં પડતે તો રાતની ઠંડક અને દીવસની થાક ઉતારવાનો આરામ આપણે કયાંથી મેલવતે? વળી આખો વખત અંધારૂંજ રહેતે તો ગરમી મલતેજ કયાંથી? આખો વખત ગરમીજ તથા થંડીજ હતે અને દીવસ તથા રાત અનુક્રમે નહીંજ હતે તો ભરતી તથા ઓટ કેમ થતે? હવા પવનની હીલચાલો કયાંથી થતે? વરસાદ કયાંથી વરસતે? અને ડવ કેમ પડતે? આપણાં સુખ ને સગવડમાં કેવી હરકત પડતે? દુનિયાની રચનામાં પણ સઘળે સુંદરતા, સમતોલપણું અને કારીગીરી જોવામાં આવે છે. જો ખલકની કારીગીરી એવી સુખદાયક છે તો આપણે એકાંત વિચાર કરવો જોઇએ કે તે ખાલેકનો મેલાપ કેવો આનંદ આપનાર હોવો જોઇએ. તે કિરતારને પીછાનવો અને તેને શોધી કાઢવો એનાં જેવી ખુશાલી અને એનાં જેવું સુખ બીજું શું હોય. જો પૃથ્વિ સુરજની આસપાસ એક વરસમાં ફરી નહીં રહેતે તો દુનિયામાં રૂતુઓ કેમ થતે. ખોદાએ આ આખી દુનિયાની જમીન એવી રીતે બનાવી છે કે તે દરેક રીતે સગવડભરેલી થઇ પડે. જો જમીન ઘણીજ કઠણ હતે તો ખોડાઇ શકાતે નહીં, પછી અનાજ કેમ પાકતે. જો અનાજ નહીં પાકતે તો માણસ ખાતે શું. જો જમીન ઘણીજ પોચી અને નરમ હતે તો આપણે ચાલતાં ને હાલતાં અંદર ગરક થઇ જતે, ત્યારે ઘરો કેમ બંધાતે અને ઘરો નહીં બંધાતે તો માણસો રહેતે ક્યાં, અને વળી ગાડી ઘોડા કેમ દોડતે? જો પૃથ્વિ ઉપર પહાડ નહીં હોતે તો શું થતે? નદી. ઝરા અને ફુવારા જેવું બની શકતે નહીં, કારણકે પાણી હમેશ ઉંચી સપાટી ઉપરથી નીચાંણમાં થઇ બીજી ખુલ્લી જગાએ પાછું ઉપર આવે છે. એજ કુદરતી કાયદા પ્રમાણે ઉંચી સપાટીપર આવેલાં વીહાર તથા તાનસાના તળાવોનું પાણી આપણા મુંબઇ મધે લાવવામાં આવે છે. જો દુનિયામાં પહાડો હતે નહીં તો સમુદ્રનું પાણી જમીનની સપાટીપર ધસી આવી ઘણે ઠેકાણે પંથરાઇ જવાની ધાસ્તી રહેતે. પહાડના પેટાંખાનાંની પેદા થતી ધાતુઓ, ઝવેરાતો અને ખનીજ પદાર્થો આપણને મલતે નહીં, તથા પહાડ ઉપર ઉગતા, થંડીમાં ઉછરતા રોપાઓ તથા ઝાડો પેદા થતે નહીં. ઉંચાં ઝાડનાં મઠાળાં બરફથી ઢંકાએલાં રહે છે. તે ઉનાળામાં સુકાઇ જતાં નદી નાળાંને તાજાં અને વહેતાં રાખવામાં મદદ આપે છે. ખોદાએ આ દોરંગી દુનિયાની જુદી જુદી વસ્તુઓને રંગબેરંગી બનાવી છે તેમાં કેવી ખુબી? જો દુનિયાની સઘળી ચીજો રંગ વગરની હતે અથવા તો એકજ જાતનો રંગ બધામાં હોતે તો એક ચીજથી બીજી ચીજ ઓળખવી ઘણી મુશ્કેલ પડતે. જો આપણે પ્રાણીઓ

તરફ નજર પહોંચાડશું તો તેમાં પણ તે કુદરતના કર્તાનું અપાર દહાપણ અને ચતુરાઇ નજર આવે છે. પાણીથી તો માણસ, પ્રાણી અને ઝાડો જીવે છે. જો દુનિયામાં પાણીના મોટા સમુદ્ર નહીં હોતે તો વહાણનો વહેવાર અને વેપાર નહીં ચાલતે તથા શેહેરનો તમામ કચરો તથા ગટરોના ઘણાજ ખરાબ વાસો સાફ થઇ શકતે નહીં. પાણીના બાફ વગર વરસાદ કેમ વરસતે. વરાળ યંત્ર ને સાંચાકામ ચાલી શકતે નહીં. પાણી "હાઇદરોજન" અને "ઓક્સીજન" ના હવાઇ તત્વોનું બનેલું છે. પાણીની વરાળ હવા કરતાં હલકી છે તેથી તે હવામાં ઉંચે જાય છે. એમ જો નહીં હતે તો વાદળ રૂપે તે ઉંચે રહી શકતે નહીં. હવામાં પણ તે કિરતારની કેટલી કરામત જણાઇ આવે છે. જમીન નજદીક દર ચોરસ ઇંચે પંદર રતલનું દબાણ યાને Pressure હવા કરે છે. હવા પૃથ્વિ ઉપર પીસતાલીસ માઇલની ઉંચાઇ સુધી પથરાયલી છે. જો હવામાં દબાણ નહીં હતે તો આપણા દીલમાંની પ્રવાહીઓ આપણી નસ અને રગોમાંથી બહાર નીકળવાને દબાણ ચલાવતે, જેથી કરી આપણું શરીર ફાટી જતે. જો દબાણ નહીં હતે તો દુનિયાપરનું સઘળું પાણી ઉડી જઇ તેની વરાળ બની જતે. હવા 'ઓકસીજન' અને 'નાઇત્રોજન' તેમજ બીજી ગેસથી બની છે. હવામાંની 'ઓકસીજન' ગેસથી માણસ તથા પ્રાણીઓ જીવે છે. જો 'ઓકસીજન' નહીં હતે તો બળતું તો કોઇ દિવસ પણ બળતે નહીં, ને દીવો પણ સલગતે નહીં. માણસ અને પ્રાણીઓ જીવી શકતે નહીં. જો 'નાઇત્રોજન' નહીં હતે તો તો માણસને એટલો તો ઝડપથી દમ લેવો પડતે, અને વળી દીલમાં લોહીનું ફરવું એટલું બધું વધી જતે કે આપણે મરી જતે. હવામાં ૧૦૦ ભાગે ૨૧ ભાગ 'ઓકસીજન' અને ૭૯ ભાગ 'નાઇત્રોજન' છે. જો 'ઓકસીજન' ના જથાનું પ્રમાણ વધારે હોતે તો આપણી હાલત ઉશકેરાયલી હોતે. આ ઉપરથી સિદ્ધ માલમ પડે છે કે જે મહેરબાન અને મહાજ્ઞાની સાહેબે જગતની સુંદર રચના રચી છે તેમાં તેની બુદ્ધી અને કારીગરી કેવી ઉત્તમ અને બુલંદ છે. જો દાદાર હોરમજદની મરજી થાય અને એક ઘડીમાં હવામાનું 'નાઇત્રોજન' કહાડી લે તો આપણી કેવી હાલત થાય? આપણી જીંદગીનો સઘળો આધાર તે પરમકૃપાળુ પેદા કરનાર તથા સર્વ શકિતવાન ઉપરજ છે. નીચલું કહેવું ખોટું નહીં કહેવાસે કે તે સાહેબથીજ આપણે જીવીએ છીએ, તેની મરજીથીજ આપણે હીલચાલ કરીએ છીએ ને તેના હાથમાંજ આપણો દમ તથા જીવનશકિત રહેલી છે. હવામાં રોશણી પાછી ફેંકવાનો ગુણ જો નહીં હતે

તો ચોક્કસ ઠેકાણેજ સુરજ પ્રકાશતે અને ચોક્કસ ઠેકાણે અંધારૂં રહેતે. જો હવા નહીં હતે તો આપણને એકબીજાનો અવાજ સંભલાતેજ નહીં. જો રોશનીને આડી લીટીમાં પંથરાવી નાંખવાનો ગુણ યાને 'Refractive Power' હવામાં નહીં હતે તો સહવાર થતાંજ અંધારી રાત ઉપરથી એકદમ મધ્યમ બપોર જેવો દેખાવ થઇ જતે, તથા મધ્ય બપોરપરથી એકદમ મધરાત થઇ ગયલી લાગતે, અને એ રીતે ગભરાટ અને ગુચવણમાં માણસ પડયા કરતે તેથી કરીને નીચલી લીટીઓ પુરતી રીતે સાબેત કરી આપે છે કે

"In Him we live and move and have our being, and that in His hand is the soul of every living thing, and the breath of all mankind."

જગતમાં વિવિધ આકાર, દેખાવ અને રંગની અસંખ્ય વસ્તુઓ તે પરવરદેગારની અપાર શકિતનો કાંઇક ખ્યાલ આપે છે. ઝાડપાન જુવો તો તેમાં પણ જાતજાતના કદ તથા જાતજાતના આકાર અને બનાવટ, તરેહતરેહના ફુલ ફળો અને તરેહતરેહના તેના ગુણો, કોઇ રોપા ખાવાને કામના તો કોઇ કાતેલ ઝેરવાળા. મોટાં કે નાનાં, ચઢતાં કે ઉતરતાં દરેક જાતનાં પ્રાણીને તેની સ્થિતિને અનુસરતાં શરીર બંધારણ સાથે સરજયું છે. માણસને ફકત બે પગ છે. કેટલાંક જીવજંતુઓને ખોદાએ ૧૦૦ પગો આપ્યા છે. કેટલાંક જાનવરને આઠ આંખ તો કેટલાંકને ૧૦૦ આંખ. દરેક ગોકલગાય ૧૫૦ હાર દાંતની ધરાવે છે. જો માણસનું શરીર જોશો તો તેમાં પણ ૨૪૬ હાડકાં ને ૪૪૬ માસના લોચાઓ છે. એ ઉપરાંત સંખ્યાબંધ નસો ને રગો છે જે જુદાં જુદાં કામો બજાવે છે. આ ઉપરથી આપણને માલમ પડે છે કે ખોદાના ડહાપણનો કંઇ પાર નથી. તે ડહાપણ આપણી ખાકી આંખ ને ઇંદ્રીઓથી પરખાઇ શકાતું નથી. આ ઉપરથી દરેક ઇનસાનને સજાવાર છે કે દમેદમ તે કિરતારની અજાએબ કારીગરી નીહાળીને તેની શુક્રગુજારી તથા સ્તુતી કરવી જોઇએ.

અવરતા—યથા તૂ ઇ અહુરા મજદા મેંગહાચા વઓચસચા દાઓસચા વરેશચા યા વોહૂ અથા તોઇ દદેમહી અથા ચીષ્મહી અથા થ્વા આઇશ્ચ યજમઇદે અથા નેમખ્યામહિ અથા ઇષૂઇદ્યામહી થ્વા મજદા અહુરા.

અર્થ—આએ અહુરમજદ! કારણ કે તેં જે વમાસ્યું છે, કહ્યું છે, આપ્યું છે અને કીધું છે તે ભલું છે તેજ પ્રમાણે હમો તુને ગણીએ છીએ. તેમજ તારી ખુબી પીછાણીએ છીએ તેમજ તુને હમો યાદ કરીએ છીએ. એ પ્રમાણે તુંને હમો નમીએ છીએ એ પ્રમાણે હમો તારા હેશાનમંદ છીએ. (યજશને હા. ૩૯ ફ. ૪).

આ અવસ્તાના કલામો ખુદાઈ કામોને સારા અને સંપૂર્ણ કરીજ કબુલ કરવા જણાવે છે અને તે બરહક છે. જો ખોદા પોતે નેક પાક સંપૂર્ણ ખુબીવાળો છે તો તેના કામોબી તેવાજ નેક, પાક, સંપૂર્ણ ખુબીવાળા હોવા જોઇએ. ખોદાએ જગતને ફેરફારને આધીન કીધી છે. કોઇબી ચીજ એકજ હાલતમાં રહેતી નથી. દીવસ પછી રાત, ઉનાળો પછી શિયાળો, જુવાની પછી બુઢાપો, કોઇ સુખી તો કોઇ દુ:ખી, કોઇ તવંગર તો કોઈ ગરીબ એવી હાલતો જોવામાં આવે છે. કેટલાકો એ હાલતો માટે ખોદાને ઠપકો દે છે પણ તે તેઓની ભુલ છે. એમાં ખુદાનું ડહાપણ સમાયલું છે એમ વિચાર કરતાં માલમ પડે છે. જો રૂતુઓ બદલાએ નહીં તો જાતજાતના પાકો થાએ નહીં. જો વરસાદ નહીં પડે તો દુકાળ પડે. જો ઘણોજ પડે તો લીલો દુકાળ પડે. ત્યારે જો કુદરતમાં ફેરફાર હોયજ નહીં તો આપણને પોતાને પણ ગમતું નથી. જો દુ:ખ નહીં હોય તો સુખની કદર કોઇ પીછાને નહીં, કડવાંની અનુભવથીજ મીઠાંની ખુબી પીછાની શકાય છે. તંગી પછી જયારે ફરાબી થાય છે ત્યારેજ દહાપણથી વહીવત કરવાની યાદ રહે છે. જો માણસોમાં ઉંચ અને નીચ સ્થિતિઓ હતે નહીં તો દુન્યાનો કારોબાર બરાબર ચાલી શકતે નહીં. જરથોસ્તી ધર્મ આપણને શીખવે છે કે બનતાં સુધી હારેમન યાને તમામ ખરાબીઓને ટાળવી દુર કરવી તથા અશોઇને આગળ અને આગળ ફેલાવતા રહેવું. દુ:ખ, અગવડ, રંજ એ સૌ આપણા ભલાંને માટે સરજેલાં છે. કહેવત છે કે માઠું થાય તે સારાંને કાજે, તેમ ઘણીક વેળા ખોદાતાલા માઠાંમાંથી સારાં પરીણામો નીપજાવે છે. ઘણીકવાર દુ:ખ કાંઇ નવું ફાયદાકારક શોધી કહાડવાનું કારણ થઇ પડે છે, જેને મલતી કહેતી છે કે Necessity is the mother of invention યાને જરૂરીયાત નવા શોધની માતા છે. ખોદાતાલાના કામો અતિ વખાણને લાયક છે. તેના ઉપકારો બેશુમાર છે. આપણી તકસીરો માટે માફી માંગવાની કેવળ જરૂર છે, માટે ખુદાની ભકિત તે વાજબી ફરજ છે. ખુદાતાલા આપણા સર્વનો મોટો રક્ષણ કરનાર અને જગતનો રાજકર્તા છે, તેથી તેની તરફ ખરાં અંત:કરણથી સર નમાવી તેની કીર્ત્તિ, ગાઇને તેની તરફ વફાદારી બતલાવવાની આપણી ફરજ છે. જો આપણે તેને શરણ નહીં થઇએ જો આપણે તેની મદદ મેલવવાની પ્રાથના નહીં કરીએ તો આપણી નબળી અને નાચારી હાલતને ફાયદો કરે તેવું બીજું શું કરવાના હતા. માટે તેની બંદગી કરવી એ ખાસ આપણી ફરજ છે. તેનીસન મહાન કવિ કહે છે કે

જો આપણે તે સાહેબની બંદગી નહીં કરીએ તો આપણે મેંઢાં બકરાં કરતાં બેતર નહીં કહેવાય. તે કહે છે

For what are men better than sheep or goats
That nourish a blind life within the brain,
If, knowing God, they lift not hands of prayer
Both for themselves and those who call them friend?

ખરી બંદગી આપણા દીલની ઇચ્છા બહાર પાડે છે. ખાલી ફોકત સમજ વગરનું બબડી જવું એ કારગત ગણાય નહીં. તે બોલીને યા બોલ્યા વગર પણ થઇ શકે. તે નીચલી રીતે થઇ શકે.

The upward glancing of the eye
When none but God is near.

જ્યારેબી આપણને કાંઇ ખરાબ કામ કરવાની લાલચ થાય ત્યારે આપણા તે ખુદાનો હાથ પકડવો અને બોલવું "ઓ ખોદા તું મને ઉંચે ધર અને હું સલામત રહીશ." જ્યારે આપણે કાંઈ કામ માટે શકમંદ હોઇએ ત્યારે આપણે તેની રેહેબરી માંગવી જોઇએ. જ્યારે મરતી વેળા આ આંખો બંધ થાય ત્યારે આપણે આપણી છેલ્લી બંદગી કરીએ કે "ઓ મારા બાપ, મારો આત્મા મેલવ." તેનીસન બંદગી કરવા ખાસ ભલામણ કરે છે. તે કહે છે

Speak to Him thou, for he hears and spirit with
spirit can meet,
Closer is He than breathing, and nearer than
hands and feet.

જોકે કોશેશ વગર માણસ કાંઇ કરી શકે નહીં અને મહેનત વગર મુરાદ બર આવે નહીં તોપણ માણસને ઘણાએક કામોમાં ફકત કોશેશ પુરતી હોતી નથી. કોશેશ સાથ બંધબેસતા સંજોગોબી જોઇએ છીએ, નહીં તો તેવી કોશેશ ફોકત જાય છે. માણસ પોતા ઉપર પડતી ઘણી આફતોથી બેવિશ્વાસુ બને છે. માણસને ઘણીવાર કોશેશ કીધા આગમજ કે તે કર્યા પછી પોતાના કામમાં ફતેહ મલશે કે નહીં તેનો અંદેશો રહે છે, તેથી ઘણાઓ પહેલેથીજ કોશેશ કરતા નથી, ને કેટલાકો કોશેશ કીધા પછી તે છોડી દે છે. હવે એમ નહીં થવા માટે બંદગીની જરૂર છે. કોશેશ કીધા પછી ખુદા ઉપર ભરોસો રાખવો જોઇએ. આપણે તો કુછ બીસાદમાં નહીં ને સઘળી ચીજોને પાર પાડનાર તે એકલોજ સાહેબ છે એમ તેનીપર ભરોસો રાખી આપણે બેસવું જોઇએ. જે ખોદા ઉપર

ભરોસો રાખે છે તે કદી શકમંદ થતો નથી. જે ખુદાની ભક્તિ કરે છે તેને ખોટું કામ કરવાની કુદરતી રીતે શરમ લાગે છે. ઘણીવાર ખોદા ઉપર ઇતબાર રાખવાથી મુશ્કેલી આસાન થઈ આપણું કામ સફલ થાય છે. આપણી સવારની બંદગીમાં નીચલા વિચારો વિચારવા જોઇએ.

Direct, control, suggest, this day
All I design or do or say;
That all my powers, with all their might
In Thy soul glory may unite.

જેમ દરરોજ નાહવાથી શરીરપરનો મેલ ધોવાઇને સાફ થાય છે તેમ બંદગીથી આપણું મન અને તેની અંદરના ઉસ્કેરાતા બુરા જુસ્સાઓનો મેલ ધોવાઇને આપણું દીલ સાફ થાય છે અને તેના અંધારાને રોશણી મલે છે. હોરમજદ યસ્તમાં કહે છે કે "ઓ જરથોસ્ત અગર જો તું ચાહે કે આએ ખરાબીઓ જે દેવોની, ખરાબ માણસોની, જાદુગરોની, જુલમાટની, કીકોની, કરપોની, અને દુશ્મનોની તે ખરાબીઓને તું તોડનારો થાય, તો તું રાત દહાડો મને યાદ કરનારો થા, કે જેથી કરીને હું જે હોરમજદ તે તારી મદદ અને રામશનીને માટે પહોંચું એક ફારસી રેવાયતમાં લખે છે.

બંદગી કુન બંદગી કુન બંદગી
ઝેન્દગી બી બંદગી શરમન્દગી.

એક અંગ્રેજ વિદ્વાન કહે છે કે

God is great dispenser of all good; best of all best, and wise of all wise, father of justice and of equality. The Lord of nature not to be bribed by gifts nor mocked by false prayers. Beginning of all ends and end of all beginnings througout the whole eternity, Originator without origin.

મીસર દેશનો રાજા ફેરાઉન વિષે એવું કહેવાએલું છે કે તે ઇશ્વરની હસ્તી માનતો ન હતો. મુસા પેગમ્બરે ખોદા હૈયાત છે અને સઘળું તેનાથીજ થાય છે એવું આ રાજાને સમજાવવાને માટે ઘણી એક કોશેશ કીધી પણ તેના મનમાં કોઇ વાત ઉતરી નહીં ત્યારે રાજાની ખાતરી કરવા મુસાએ એક મેહલ જંગલમાં છુપી રીતે બંધાવ્યો, હવે એક દીવસે રાજા તે તરફ શિકાર કરવા ગયો તો પેલો સુંદર મેહેલ તેની નજરે પડ્યો. આવાં બીઆબાનમાં આ મેહેલ કોણે બંધાવ્યો હશે તે વિષે

પોતાના સાથીઓને પૂછતાં તેઓએ અજાણપણું બતાવ્યું. પછી રાજાએ મુસાપેગામ્બરને પૂછતાં તેણે કહ્યું કે આ મેહેલ પોતાની મેળે બંધાયો હશે. પાદશાહ અજાયબીથી હસીને બોલ્યો કે મુસા જેવો કાબેલ શખ્સ એમ કહે કે એક મેહેલ હુન્નરની મદદ વગર પોતાની મેળે બંધાયો છે. એ ઘણું અજાયબી જેવું છે. તરતજ તે ઉપરથી મુસાપેગામ્બરે જવાબ આપ્યો કે તમો ખોદાવંદ એમ માનો છો કે હાથની મદદ વગર આ મહેલ બંધાયો એમ માનવું મૂર્ખાઇ ભરેલું છે. તેમ છતાં તમો નામવર એમ માનો છો કે દુનિયા પોતાની મેળેજ ઉત્પન્ન થઇ છે. આ મેહેલ જે આખી દુનિયા સાથે સરખાવતાં રજકણ સમાન છે તે પોતાની મેળે ઉત્પન્ન થઇ શકે નહીં, તો આ દુનિયા જે આટલી નિયમિત, આટલી બહોળી અને જેના દરેક ભાગો આટલા બધાં તાજુબો ભરેલા છે તે પોતાની મેલેજ પેદા થઇ છે, તેમાં સર્વ શકિતવાન ઇશ્વરનું કાર્ય નથી એમ કહેવું કેટલું બધું બેવકુફીભરેલું છે? આ ઉપરથી તે રાજાની ખાતરી થઇ અને ત્યાર પછી તે ખોદાનો ભકત બન્યો.

આપણે જાણીએ છીએ કે જગતનો બનાવનાર એક મહા બળવાન સાહેબ છે. જેણે કુલ જગત પોતાની શકિતથી બનાવી, જે આકાશ ઉપરના ગ્રહોને નિયમસર ગતિમાં રાખી ચલાવે છે, જે દરીયામાં થતા તોફાની મોજાઓ તથા હવામાં થતા વંટોલ્યા ઉપર કાબુ રાખે છે, જેણે તરેહવાર વનસ્પતિ બનાવી, જેણે તરેહવાર ચરંદાપરંદા જનાવરો ઉત્પન્ન કરી તેની ઉપર માણસને સરદાર બનાવ્યું છે, જેણે જગત ચલાવવા સારૂં ચોક્કસ કાયદાઓ બાંધેલા છે, જે પોતાની સર્વ ઠેકાણે હાજર રહેલી આંખો વડે બધું જોય છે. તેવા મોટા સાહેબની આરાધના અને બંદગી કરવી આપણને સજાવાર છે. તે અહુરમજ્દની આરાધના કરવાનું ફરમાન અવસ્તા, પહેલવી, પાજંદ અને ફારસી કેતાબોમાં મલી આવે છે.

શાયર શીરદાસીના આ યાદગાર સખુનો છે:—

સેતાયશ કુનમ્ યઝ્દે પાક રા,
કે ગુયા વ બીના કુનદ્ ખાક રા.
બ મુરી દેહદ માલશે નરૂરે શીર,
કુનદ પશે બરપીલે જંગી દલીર.

અર્થ. "પાક ખોદાતાલાની હું સેતાયશ કરૂં છું કે જેણે આ બોલતી અને જોતી દુનિયાને પેદા કીધી, જે એક કીડી જેવાં પ્રાણીને વાઘ ઉપર તેમજ મચ્છરને હાથી ઉપર દલીર બનાવે છે." આવા જગતને પેદા કરનાર ધણીની આરાધના કરવી, તેની અપાર શકિત કબુલ રાખવી

એ આપણને સબવાર છે. આપણી હાજતો માટે તે સાહેબ પાસે માંગણી કરી જોઈતી બક્ષીશો ચાહવી તથા જે ગુનાહો આપણાંથી થયા હોય તે માટે પસ્તાવો કરવો એ તેની આરાધના કરવાના જુદા જુદા સબબો છે. ખોદા પાસે કેવી રીતની બક્ષીશ માંગવી તે વિષે એક લખનાર કહે છે કે

નગુયમ્ ખોદાયા જરમ્ બખ્શો સીમ્
ગુનાહમ બે બખ્શા કે હસ્તમ અસીમ્
જે આજો નીઆજો જે બોખ્લો હસદ
નેગેહદારો મગજાર મરા જેહદ
બગેતી તનો જાનમ આબાદ દાર
બમીનો રવાંને મરા શાદ દાર
બજોજતો નદાનમ કસીરા બેકસ
કસે બીકસાંનીઓ ફરીયાદ રસ.

અર્થ—અએ ખોદા હું એમ નથી કહેતો કે તું મને સોનું અને રૂપું આપ (યાને પૈસો આપ). હું તારાથી એટલુંજ ચાહવું છું કે મારો ગુનાહ તું માફ કર કારણકે હું ગુનેહગાર છું. લોભ લાલચથી, બેહદ હાજતથી, બખીલીથી તથા અદેખાઈથી તું અમને નેગાહ રાખ, તથા અમને હદથી વધારે જવા ના દે (યાને કાંઈબી કામની હદ ઓળંગી જતાં અમને બચાવ). આએ દુનિયામાં મારાં શરીર તથા જાનને આબાદ રાખ (ગુનાહ વગરનો રાખ) તથા મીનોઈ જહાનમાં મારાં રવાંનને ખુશાલ રાખ. તારા સિવાય હું બીજો કોઈ મદદગાર જાણતો નથી, કારણકે તું (મદદ વગરના) લોકોનો ફરીયાદ પહોંચનાર છે.

# આરોગ્યતાનું ઉંચું શિક્ષણ મેળવવા એક જરથોશ્તીની ખાસ ફરજ.

આ દુનિયામાં માણસને કાંઈબી અગત્યની બાબદપર ધ્યાન આપવાનું હોય તો તે તેની તનદરોસ્તી છે. તનદરોસ્તી વગર કાંઈબી જાતનું સુખ મલતું નથી. એક તનદરોસ્તી હઝાર ન્યામત બરાબર છે. અવસ્તા બોલ 'હઉર્વતાત' યાને સુખાકારી પુરતાપણું એ બોલમાં તમામ જાતનું સુખ સમાએલું છે, અને જે કોઈ એ 'હઉર્વતાત' મેળવે છે તેજ 'અમેરેતાત' ની અમર્ગી યા લાંબી જીંદગી ભોગવવાને ભાગ્યશાળી થાય

છે. ખોરદાદ યસ્તમાં દાદાર અહુરમજદ અશો જરથોસ્તને કહે છે કે "અશો માણસોને માટેની મદદ, ખુશાલી, સુખાકારી તથા મોજ ખોરદાદ (અમશાસ્પંદ) માંથી મેં પેદા કીધી છે. વળી ગાથાના ૩૧ મા હાના ૬ ઠા ફકરામાં કહે છે કે "જે વિદ્વાન મરદ (યાને જરથોસ્ત) ને સુખાકારી, રાસ્તી તથા અમરપણાનાં માંથ્ર કહે તેને સૌથી સારૂં સુખ (the best happiness) હોજો. "વળી ૪૫ માં હામાં અશો જરથોસ્ત કહે છે કે જેઓ મારી તરફ તાબેદારી અને ધ્યાન આપશે તેઓને તનદરોસ્તી તથા અમરપણું યા લાંબી જીંદગી હાંસેલ થશે." વળી ૫૧ મા હાના ૭ મા ફકરામાં અશો જરથોસ્ત કહે છે કે અએ ઘણાજ આબાદી કરનાર મીનો હોરમજદ! તેં કે જેણે જાનવર, પાણી તથા ઝાડપાન પેદા કીધાં છે તે તું મારી નેક મનશ્નીને લીધે તનદરોસ્તી તથા અમરપણું, શકિત જોર તથા ધર્મબોધ મને આપ."

વળી ઇજશનીના હા ૫૮—૭ મા ફકરામાં કહે છે કે "ઓ મહાન મીનો હોરમજદ! હમારી મદદ તથા ખુશાલીને માટે હમને તનદરોસ્તી અને લાંબી જીંદગી આપો." તનદરોસ્તીની અગત્યતા એટલી બધી છે કે મેહેર યસ્તમાં તેમજ, સરોશ યસ્તમાં ભણનાર શખ્સ 'દ્રવતાતેમ તનુઅો' હમેશ માગે છે, કે જેનો અર્થ તનની દરોસ્તી યા મજબુતાઇ થાય છે. વળી અહમાઈ રએસચના ફકરામાં રોજ એક ભણનાર શખ્સ તનની મજબુતાઇ, તનનું સુખ અને તનની ફતેહ હમેશ ઇચ્છે છે. તનદરોસ્તી ફકત શરીરનીજ નહીં પણ મનની પણ ઇચ્છવામાં આવે છે. જુદા જુદા મહાન લખનારાઓ કહે છે તેમ

"Even from the body's purity the mind
Receives a secret sympathetic aid."

વંદીદાદમાં કહે છે કે, "ઓ જરથોસ્ત જન્મવા પછી માણસ માટે પવિત્રાઇ સર્વથી ઉત્તમ છે. તે પવિત્રાઇ તે માજદયસ્ની દીન છે. હરેક શખ્સ નેક વિચાર, નેક સખુન અને નેક કામોથી પોતાની જીંદગીને પવિત્રાઈ આપી શકે છે." એ પવિત્રાઇ બોલમાં આબાદી, તનદરોસ્તી, શરીરની સુખાકારી અને સુખશાંતી ઉદ્યોગ, રાસ્તી જ્ઞાન સર્વ સમાઈ જાય છે, જ્યાં પવિત્રાઇ, સુઘડાઇ, સફાઇ હોય ત્યાં આબાદી, આરોગ્યતા તથા દોલતનું ઉતરવું થાય છે. તનદરોસ્તી જાળવવાના મોતેબર ફરમાનો આપણી દીનમાં મુખ્ય કરી વંદીદાદમાં આપેલાં છે, અને તે ફરમાનો મુજબ ચાલવાથી તમામ દુનિયાની જાહેર તનદરોસ્તી (public health) જળવાય છે. પ્રો. દારમેસ્ટેટે પવિત્રાઈ માટે કહે છે કે—

'Dans le Zoroastrisme *cleanliness* est une forme même de *Godliness*' યાને કે જરથોસ્તી ધર્મમાં પવિત્રાઇ સ્વચ્છતાઈ, એ 'Godliness' નું બીજું રૂપ છે. સ્વચ્છતાઈ, પવિત્રાઇ એ ખોદાતાલાનું ઘણા નામોમાંનું એક નામ છે. અહુરમજદ યશ્તમાં દાદાર અહુરમજદ કહે છે કે "તુઇરય અશ વહીસ્ત" મારૂં ચોથું નામ "સર્વથી સરસ અશોઇ" છે. ઇજશનીના ૩૩ મા હાના ૧૦ મા ફકરામાં અશો જરથોસ્ત કહે છે કે "જીંદગીની તમામ સુખી હાલતો જે માણસોથી અગાઉ ભોગવવામાં આવતી હતી તથા જે હાલમાં ભોગવવામાં આવે છે તથા હવે પછી ભોગવવામાં આવશે તે, ઓ હોરમજદ! તારી મોહોબતમાં બગીત તું મને આપ, વળી નેક મનશ્ની, રાસ્તી, કૌવત, તથા આબાદીથી ઓ હોરમજદ! મારાં તનને તું મજબુત કર." ઉસ્તવદ ગાથામાં અશો જરથોસ્ત અહુરમજદ પાસ લાંબી જીંદગી માંગે છે કે જે હજુરસુધી કોઈબી શખ્સે એ પ્રમાણે ખોદા પાસેથી મેળવી નથી. આ સઘળા ફકરાઓ ઉપરથી સાબેત થાય છે કે વંદીદાદ યજશની, વીસ્પરદ અને યશ્તોમાં જગેજગ તનદરોસ્તી અને લાંબી જીંદગી ઇચ્છવામાં આવે છે. અસલ જે ધંધો ઇરાનમાં ચાલુ હતો તે ખેતીવાડીનો ધંધો હતો. ખેતીવાડી આત્માને જીવાડનાર, આબાદી લાવનાર અને સુખી કરનાર ચીજ ગણાતી હતી. દુનિયાને આબાદ કરવાનું, માણસોને ચઢતી હાલતમાં લાવવાનું મુખ્ય સાધન ખેતીવાડી છે. ખેતીવાડીને લગતાં પુષ્કળ ફરમાનો આપણને વંદીદાદમાં મળી આવે છે. ત્યાં કહે છે કે જે કોઈ અનાજને વાવે છે તે ગોયા લક્ષ્મી અને પવિત્રાઇને વાવે છે. તે ગોયા મજદયસ્ની દીનની વૃદ્ધીમાં વધારો કરે છે. વળી આતશ જાળવી રાખવાથી તનદરોસ્તી જાળવી શકાએ છે, જે ઠેકાણે આતશ બળતો હોય છે તે ઠેકાણે મેલેરીઆ તેમજ બીજી ઝેરી હવાઓ પોતાનો વાસો કરતી નથી અને તેથીજ આપણા ધર્મમાં લોબાન ધુપાવવાનું ફરમાન છે, જેથી ગલીચ હવા દુર થાય છે અને ચોખ્ખી હવા ઘરમાં દાખલ થાય છે, જેથી તનદરોસ્તી સારી રહે છે. વળી જમીનને પાક રાખવાથી પણ તનદરોસ્તી સારી રહે છે. વંદીદાદમાં જમીનને તમામ નસા, ગલીચી અને રીમનીથી ઘટતી રીતે પાક તથા ખેતીવાડી તથા ઝાડપાનો વગેરે આબાદ રાખવાની તાકીદ કીધી છે. જમીનમાં મુડદાં દાટવાં નહીં એ આપણું ધર્મનું ફરમાન છે. જમીનમાં મુડદાં દાટવાથી અંદર કોહવાટ, બદબો વગેરે ફેલાએ છે, કે જેથી આજુબાજુનાં હવાપાણી વગેરે ઝેરી બને છે. જ્યારે સુર્યનાં કીરણો અને તાપ અને

ગરમી હોતી નથી ત્યારે તે ગલીચ્ચીભરેલી ઝેરી હવા ઘણુંજ જોરથી ફેલાય છે. વળી પાણીને પણ સ્વચ્છ રાખવાનું ફરમાન વંદીદાદમાં છે. પાણીમાં કાંઇબી નસો પડયો હોય તો તેને સાફ કરી નાખવાની તાકીદો કીધી છે. હીરોડોટસ કહે છે કે ઇરાનીઓ કદીબી પોતાના શરીરમાંથી નીકલતી અપવિત્રાઇથી પાણીને અસ્વચ્છ કરતા હતા નહીં. વળી તનદરોસ્તી જાળવવા માટે હવા પણ ઘણી અગત્યની છે. લોક આરોગ્યતા માટે ખોરાક, પાણી, હવા ને પોશાક એ ચાર ચીજો અગત્યની છે. વળી નાશકારક જાનવરોને મારવા માટે તથા ઘરો, મોહલ્લા, ગામો તથા દેશોને લગતી જમીનો સાફ રાખવા રસ્તાઓ, પુલો અને ધર્મશાળાઓ સ્થાપી તેઓને સાફ રાખવાની ખાસ ફરજ વંદીદાદમાં જણાવી છે. આજથી ૫૦ વરસની વાત ઉપર Ignorance is bliss અજ્ઞાનતા એક જાતની સુખાકારી છે, એમ માનવામાં આવતું હતું. આપણા બાપદાદાઓને રેલ્વે, ટ્રામો, પેટ્રોલથી ચાલતી મોટરો, વીજળી પંખા, વીજળી રોશની, મોટર સાઇકલ વગેરેનો મુદ્દલ ખ્યાલ પણ નહતો. આજે તે સર્વે ચીજો આપણે ડગલે ને પગલે જોઇએ છીએ. એ ઉપરથી દીસે છે કે વિદ્વાન માણસોએ કેટલો બધો વધારો કીધો છે. આજે આપણે એવા સંજોગો વચ્ચે વસીએ છીએ કે વારંવાર આપણે અકસ્માતના ભોગમાં આવી પડીએ છીએ અને તનદરોસ્તી લથડી પડવાના ભયમાં રહીએ છીએ. રેલ્વેને લીધે આપણે એક દેશથી બીજે દેશ સહેલાઇથી જઇ શકીએ છીએ, એક બીજાને મલી આપણે દીલની મુરાદો પાર પાડી શકીએ છીએ, વિચારોનો આવજોમાવજો કરીએ છીએ. જોકે એ બધું સુખ અને સવળતા આપણે આપણાં ન્યાગાનો કરતાં વધારે ભોગવીએ છીએ ખરાં તોપણ તેઓના જેવા સંતોષી અને દરેક રીતે તનદરોસ્ત અને સુખી તો આપણે નથીજ. તેઓ ૮૦ વરસના ઘરડા થઇ તેટલી ઉમરમાં આંગળીએ પણ દુ:ખ જોતા હતા નહીં, ખેતીવાડી કરી આબરૂ ઇજતથી પોતાની જીંદગી હસીખુશી સાથ પસાર કરતા હતા. એપેનદીસાઇતીસ, ત્યુમર, કેનસર, દાંતના ભયંકર દરદો, ન્યુમોનીયા વગેરે દુ:ખો તેઓમાં હતાં નહીં, કારણકે તે જીંદગી મહેનતુ, ખંતીલી અને ચપલ હતી. પૈસા સાથે દુ:ખ દરદો વધ્યાં, આજે તો માલમતા સાથ દુ:ખો વધ્યાં, તાઇફોઇડ, મરકી, ઉડતા રોગો, કોલેરા ઇનફ્લુએનઝા વગેરે દરદોએ સહેલાઇથી આપણામાં પોતાનો પગપેસારો કીધો. 'ઓપરેશન' યાને વહાડકાપ આજે તો પારસીઓમાં જરાજરામાં હવે તો સાધારણ થઇ પડયું છે. ત્યુબરકયુલોસીસ, ખહી વગેરે રોગો પારસીઓમાં સાધારણ થઇ પડયાં છે. શું આ સર્વ દરદો તનદરોસ્તીની ખાનાખરાબી નથી

દેખાડતાં ? બેશક તે દેખાડે છે અને એ સર્વ રોગો મોજમજાહ ફીસીયારી અને ઉડાઉપણાને લીધે આપણામાં વધારે સહેલાઇથી આવવા પામ્યાં છે, ને વધારે સહેલાઇથી ફેલાયા છે. વળી આપણી જીંદગી આપણા બાપદાદાઓ કરતાં વધારે ફીકરચીંતાવાળી હોવાથી આપણે શારીરિક અને માનસિક તનદરોસ્તી ભોગવી શકતા નથી. ઘણાકો પોતાના શરીરની બનાવટ બીલકુલ સમજતા નથી, તેમાં શું શું અવયવો છે, તેઓ શું શું કાર્ય કરે છે, તે વિષે આપણામાંથી ઘણાકો કેવળ અજ્ઞાન છે. એ વિષેનું જ્ઞાન દરેક જણે લેવું જોઇએ. એ શિક્ષણ First Aid ની મારફતે સારી રીતે મેળવી શકાય છે. આપણી નામદાર સરકાર પણ એ માટે પુરતી સંભાળ લે છે અને એ કેળવણી દરેક જણને મળે એવી આતુરતા ધરાવે છે, જે માટે વેલાતમાં St. John's Ambulance Association ઉભું કરવામાં આવ્યું છે. આપણી આસપાસ સંજોગોજ એવા છે કે આપણે વારંવાર અકસ્માતના ભયમાં આવી પડીએ છીએ. અકસ્માત કાંઇ ચેતાવીને આવતા નથી. શ્રીમંતોને ત્યાં કે ગરીબોની ઝુંપડીમાં તે અવારનવાર બને છે માટે એવી વખતે તનદરોસ્તી જાળવવા દરેક જણે એ બાબદનું વહેવારૂ જ્ઞાન જાણવાની ફરજ છે. આપણી દીન આપણને શીખવે છે કે આપણે બીજાઓને મદદ કરવી જોઇએ અને હંમેશાં તે માટે તત્પર રહેવું જોઇએ. પણ આપણે ઘણીક વખત કેવળ અજ્ઞાનતાને લીધે ગભરાટમાં મદદ કરવામાં સુખને બદલે દુઃખ ઉત્પન્ન કરીએ છીએ. ધારો કે એક માણસ બેશુધ પડેલો રસ્તામાં મળી આવે, તો ઘણાક જણ તેની આગળ દોડી જશે અને તેને બેસાડવાની યા શુદ્ધિમાં લાવવાની કોશેષ કરશે પણ જો તેઓ First Aid થી અજાણ્યા હશે તો તેને બેસાડવાથી તેઓ ફાયદાને બદલે નુકશાન કરશે, કારણ કે તેની બેશુદ્ધિમાં જો તેનો ચહેરો ફીકકો હોય તો તેનું માથું આપણે નીચું રાખવું જોઇએ, તેને બદલે આપણે તેનામાં લોહીનો પ્રવાહ ઓછો કરીશું અને તેથી તેનું ભેજું કામ કરતું અટકી જશે. બીજો દાખલો લેવો જો કોઇ માણસ કુવામાં યા દરીયામાં ડુબી ગયો હોય તો તમોએ તેને ઝટ બહાર કાઢી ચટોપાટ સુવાડી અને તેના પેટ ઉપર દબાણ કરી તેમાંથી પાણી કાઢી નાંખવાની કોશેશ કરવી જોઇએ યાતો તેને પેહેલાં એક બાજુએ સુવાડી તેની જીભ બહાર કહાડીને ખેંચી રાખવી ને મોં નાક સાફ કરી પાછો તેને ચતો સુવાદી શ્વાસોશ્વાસ (respiration) ચલાવવું જોઇએ. ત્રીજો દાખલો લેવો જો કોઇએ અફીણ ખાધું

હશે તેને જો પાસેર ઘી પાઇ દેશો તો ઉલટું નુકશાન થશે. તેને થોડીક કુટેલી રાઇ તથા કુકું પાણી પાઇ તેને ઉલટી કરાવવાની કોશેશ કરવી જોઇએ. ઘી ખાવાથી ઉલટું નુકશાન થશે કારણ કે પાછળથી ડાકટર તેને ઉલટીની દવા આપશે ત્યારે તેનાથી ઉલટી થશે નહીં ને તેની હોજરી ધોઇ સાફ કરવામાં ડાકટરને મહેનત પડશે. એક બીજો દાખલો લેવો. જો કોઇ દાઝી ગયું હશે તો કોઇ તેને શાહી લગાડવા મંડી જશે, તો કોઇ તે ભાગ ઉપર ઠંડું પાણીજ નાંખવા મંડી જશે, કે જેથી તેને ઠંડક મળે. પણ આમ કરવાથી આપણે તેને ફાયદાને બદલે ગેરફાયદો કરીશું. તેને ટાઢનું લખલખું વધારે જલદીથી ભરાઇ આવશે ને તે નહીં મરતું મરી જશે. ખરૂં પુછાવો તો તે બળી ગયલા ભાગ ઉપર ધાનું કપડું લઇ તે ઉપર મીઠું તેલ, સાલીટ તેલ નાંખીને તે ભાગ ઉપર હવા દાખલ નહીં થાય તેવી રીતે મુકવું. જો ફોફઇયા થાય તો તે ફોડવા નહીં, નહીં તો વધારે નુકસાન થશે. આવા આવા બીજા અનેક દાખલાઓ ટાંકી બતલાવવામાં આવે પણ તે સર્વ અત્રે લખવાનું દરૂસ્ત ધારતો નથી. તોપણ આ સર્વ દાખલાઓ ઉપરથી સિદ્ધ થાય છે કે અકસ્માત અને તેના તાત્કાળીક ઉપાયનું જ્ઞાન જાણવાની દરેક જણને ખાસ અગત છે, જેથી તનદરોસ્તી સારી રીતે રહી શકે. વળી દરેક જણે સારવાર કેમ કરવી તે પેણ જાણવાની ખાસ અગત છે. સારી રીતે માવજત થવાથી ઘણાક ભયંકર દુઃખો દવા કરતાં પણ વધારે ફાયદો કરે છે, એ પણ જાણવાની ખાસ અગત છે. જો આપણે આપણા વ્હાલાંઓની સારવાર આપણે પોતેજ કર્યે તો આપણને કેટલી બધી રાહત, કેટલું બધું સુખ અને આરામ થાય તેનો વાંચનારે વિચાર કરવો જોઇએ. એક દરદીને આરામ આપવો, તનદરોસ્તી સાચવવી અને દરદીની માવજત બરાબર કરવી એ કાંઇ હલકી ચીજો નથી, અને એ બાબેનું જ્ઞાન જીંદગી જોગવવાની રીતીઓમાં અગતનો ભાગ ભજી બતાવે છે. એ કામ ઘણુંખરૂં બાનુઓને ભાગેજ આવે છે તેથીજ તેણીને Ministering angel કરી કહે છે. વળી જે ઓરડામાં દર્દી સુતો હોય ત્યાં બનતાં સુધી તાજી હવા આવવા દેવી. ખરાબ હવાને ઓરડાની બાહેર નીકળી જવાને સહેલાઇ કરવી અને દર્દીનાં અંગ ઉપર હવા સીધી કુકે નહીં તેની ગોઠવણ કરવી, એવી એવી બાબદો જાણવાની આપણે ખાસ અગત છે. દરેક હમદીન નેક જરથોસ્તી ભાઇ તેમજ બહેનને આવું આરોગ્યતાનું ઉંચું શિક્ષણ મેળવવાની અગત્યતા તથા અકસ્માત અને તાત્કાળીક ઉપાયનું તથા એનેટામી યાને

શરીરની રચના વિષેનું જ્ઞાન મેળવવાની ઘણી અગત છે, વળી માંદગીમાં સારી સારવાર (nursing) ની ખાસ અગત છે. ભયંકર માંદગીના કેસો આપણા કાબેલમાં કાબેલ ડાકટરોની સારી દવાઇઓ ઉપરાંત શીખેલી અને અનુભવી યુરોપીયન અને દેશી નર્સોની મદદથી સારાં થઇ શકે છે, ત્યારે નરસનો ધંધો એક ઘણોજ ઉત્તમમાં ઉત્તમ ધંધો છે. દર્દીને ઘણો તાવ હોય ત્યારે તેને કોલનવાટર અને બરફ કેમ લગાડવું, સ્પન્જ કેમ કરવું અને તેને સુતેલો અને સુતેલોજ રહેવા દઇ તેને ખોરાક કેમ આપવો, તેની ચાદર કેમ બદલવી એવી એવી નાની બાબદોબી ઘરનાંઓ-એ જાણવાની ખાસ જરૂર છે. વળી સુવાવડની વખતે પણ ઘણીવાર અજ્ઞાનતાને લીધે તે દર્દી બાઇ ક્ષય રોગ અને એવાજ બીજા રોગોને આધીન થાય છે, અને તેનું કારણ પણ સારવારની અજ્ઞાનતાને લીધેજ છે. આ સૌ ડાકતર આવી પહોંચે તેની અગાઉની બાબદ છે. માત્ર ડાકટર હાજર નહીં હોય તેવે વખતે તે આવી પહોંચવા પહેલાં તાત્કાલીક ઉપાયો શું લેવા તથા સારવાર કેમ કરવી તેજ ખાસ જાણવાની આપણી અગટ છે. એ જ્ઞાન મેલવેલું કોઇ કાળે પણ અકારત જતું નથી પણ તે જરૂર કોઇ નહીં ને કોઇ પ્રસંગે કામ આવશે, માટે દરેક જણે તે મેળવવાની ખાસ અગત છે.

# "વેહદીન" અથવા "હુદીન" અને અકદીન અથવા કુધર્મ એ બેની સરખામણી અને સમજણ.

સેતાયશમાં ભણનાર કહે છે કે સિપાસ દારમ અઝ દાદાર વેહ અફ્રૂની કે ઇર હમ ન અનીર, વેહદીન હમ ન અકદીન યાને શુક્ર ગુજારૂં છું ભલા વૃદ્ધિ કરનાર દાદારના કે હું આર્ય છું અનઆર્ય નથી; સુધર્મી છું કુધર્મી નથી.

અવસ્તા અઇર્ય અને અન અઇર્ય બોલો સરખામણી દાખલ મળે છે. આઇર્ય એટલે આર્ય આબાદી કરનાર અને અનઆઇર્ય એટલે આબાદીની સામે થનાર. અઇર્યનો બીજો અર્થ સુધરેલી, કેળાવાયલી

અને હરીહામ જીંદગી ગુજારનાર થાય છે. અવસ્તામાં અઇર્યને વખાણવામાં આવ્યા છે, અને અનઅઇર્યને ધીકકારેલા છે અને ભલી દીનને અહુરમજદની મરજી મુજબની અને બુરી દીનને તેથી ઉલટી ગણી છે. એ ઉપરથી અનુમાન થાય છે કે દરેક જરથોસ્તીએ સુધરેલા કેળવાયલા થવું જોઇએ, અને અભણ વહેમી અને જંગલી નહીં રહેવું જોઇયે. કેટલાએક જરથોસ્તીઓ ભલી દીનવાળા હોવા છતાં ખોટાં વહેમો રાખે છે, જે જરથોસ્તીપણાંથી ઉલટું છે. જેઓ ભોળાં અને અજ્ઞાન હોયછે તેઓ હાથ ચાલાકીને વહેમથી જાદુ કરી માને છે. વંદીદાદમાં ધંતરમંતર, જાદુ વગેરેને ખરાબ ગણી ધીકકારી કાઢયાં છે. વહેમો અનેક જાતના હોય છે. જેમ કે જાદુ કાતલનો વહેમ, જોશી અને બ્રાહમણોનો વહેમ, ફાળ દેખાડવાનો અને રમલ નખાવવાનો વહેમ, તાવીજ માદરીયાંનો વહેમ વગેરે. નજુમીના વરતારા કેવા ખોટા પડે છે તે વિષે એક સાધારણ ફારસી વાર્તા છે, જોકે તે વાતકી છે તો પણ તે નજુમાઓના વહેમનું ખોટાઇ ઘણી સારી રીતે દેખાડી આપે છે. તે વાત નીચલી છે. એક વખત એક પાદશાહે એક નજુમીને પુછયું કે મારી ઉમર કેટલા વરસ બાકી રહી છે. તેણે વરતારાથી કહ્યું દશ વરસ. પાદશાહ ઘણો ફીકરમંદ થયો અને બીમારની માફક બીછાને પડયો. તેનો વજીર ઘણો અકકલમંદ હતો. તેણે નજુમીને તેડાવ્યો અને પુછયું કે તારી પોતાની ઉમર કેટલાં વરસ બાકી છે તે વરતારો કાઢી કહે. તેણે તેમ કરીને કહ્યું કે વીસ વરસ. વજીરે તેજ વખત તલવાર કહાડી પાદશાહની હજુર નજુમીનું માથું કાપી નાખ્યું અને પાદશાહને દેખાડયું કે નજુમીનો વરતારો કરીને તેપરથી ભવિષ્ય કહેવાનો દાવો કેવો ખોટો છે.

કેટલાએકો સ્વપ્નાને ખરો માનવાનો વહેમ રાખે છે. તેઓ ખાઆબની તાસીર ઉપર વીશ્વાસ રાખે છે. આ જાતના વહેમે કેટલીએક ચોપડીઓને જન્મ આપ્યો છે. પાદશાહ દારયવુસ વિસ્તાસ્પનો ભાઈ અર્તબાનુશ (અર્દવાન) એક ઘણો હુશીયાર, ધીરો, ઘણોજ અનુભવી ને ઘણીએક અજમાયશવાલો હતો. તે પોતાના ભત્રીજા ક્ષાયરસા (ઝરક્ષીસ) ને પોતાની અકલમંદીથી શીખામણ આપતાં સ્વપ્ના આવવાનું કારણ એક વિધ્વાનને છાજે તેમ આપે છે. તે કહે છે કે "સ્વપ્ના વગેરે વેહેમોમાં ઇશ્વર તરફનું કાંઇ હોતું નથી, મેં તારા કરતાં ઘણા વધારે વર્ષો જોયલાં છે, તેથી માણસમાં જે સ્વપ્ના આવે છે ને જાય છે તે કાંઇ નહીં પણ એક માણસ જે દીવસે વિચાર કરે છે તેજ પાછું રાતની વખતે સ્વપ્નામાં તેને દેખાયા કરે છે." કેટલાંએક ગુજરી ગએલાં ખેશાવંદો સાથ વાત

કરતાં પોતાને ખુઆબમાં જોય છે પણ તેબા એક ખોટા વહેમ સિવાય બીજું કાંઇ કારણ નથી. જરથોસ્તી ધર્મની આ એક મોટી ખુબી છે કે તેમાં કોઇબી માણસ સુવા બાદ ભુત દાકણ થઇ શકતું નથી તથા જીવતાંઓના આંગમાં આવતું નથી. કોઇબી રૂહ માણસના અંગમાં આવે એવું કે અવસ્તામાં લખાણુ નથી. તે છતાં પણ કેટલાકો ભુતપલીતને અને મુવેલાંઓ જીવતાંનાં અંગમાં આવવાના ખોટા વહેમને માને છે એ કુધર્મીપણું છે. જે લોકો એમ માનતા હોય તેઓનું તે મત પોતાના સુધર્મથી ઉલટું સમજવું. આપણામાં દેવપરસ્તી તથા ભુતપરસ્તીને ગુનાહો ભરેલી ખરાબ દીન તરીકે ગણીને તેની મનાઇ કીધી છે અને તેને તોડવાની ખાસ તાકીદ કીધી છે. કેટલાએક વહેમો એવા છે કે જે ધર્મને નામે લોકોમાં ચાલુ રહે છે, તે વહેમો પણ ધીકકારવાજોગ છે. ધર્મ વહેમોથી માણસો ખોટા બેજા ખરચો કરે છે, ઘણીક બેજા જેહમતો ખેંચે છે, ઘણાં ઝનુનોને આધીન રહે છે. ધર્મના વહેમોથી માણસોના સુખનો પણ નાશ થાય છે. એવા વહેમોથી ધર્મની ખુબીને ધોકો પુગે. ધર્મ વહેમે ધર્મને નામે ઘણા અધર્મો કરાવ્યા છે. એ જાતના ઝનુની વહેમે ખુનખાર લડાઇઓ, ભયંકર ખુનો, આગ, લુટ, મારામારી અને ઇમારતોનો નાશ વગેરે અનેક ખરાબીઓ કરાવી છે. એ પ્રમાણે જેની હસતીજ નહીં તેઓની હસતી માનવાના અનેક તરેહના ખોટા વહેમો હજુ લગી દુનિયામાં ચાલુ છે, તેનું કારણ એ કે માણસ, પેદાયશની શરૂઆતમાં બેખબર હોવાથી તે અજ્ઞાનપણે અનેક ચીજોમાં ભલા તથા ભુંડા આત્માઓ માનીને પુજતું હતું. જેમ જેમ તેઓમાં સુધારો થતો ગયો, અને ખરા ધર્મની સમજણ તેઓમાં ખીલતી ગઇ તેમ તેઓ એક ખુદાને માનવા લાગ્યા, અને અનેક છુપી શકિતઓને માનવાના વહેમો છોડતા ગયા, તોબી કેટલાકોએ પેલા ખોટા રેવાજો માનવાનું છોડી દીધું નહીં અને તેથીજ આપણા કેટલાક માઝદયસની જરથોસ્તીઓ ભલી દીનનાં છતાં વહેમો પાલનારા કુધર્મીમાં ખપીએ છીએ. Lord Bacon જે કહે છે તે ખરૂં છે કે

The master of superstition is the people; and in all superstition wise men follow fools; and arguments are fitted to practise in a reversed order. The causes of superstition are pleasing and sensual rites and ceremonies; excess of outward and pharisaical holiness over great reverence of traditions,

which cannot but load the church, the taking an aim to divine matters by human, which cannot but breed mixture of imaginations; and lastly barbarous times especially joined with calamities and disasters.

There is a superstition in avoiding superstition, when men think to do best if they go furthest from the superstition formerly received, therefore care should be had that (as it fareth in ill purgings) the good be not taken away with the bad; which commonly is done when the people is the reformer.

# સખાવત વિષે.

## ધર્મદાનથી યા ધર્મ કોશેશથી કીધેલાં કામો.

અવસ્તા—યો નરે નેમંધ્રહન્તે નોઇત નેમો પઇતિ બરઇતિ નાવુશ નેમંધ્રહો અવઇતિ. (વંદીદાદ ૪ પરગરદ.) યાને કે જે કોઇ ફરજવાળા શખ્સની તરફ યાને જેની તરફ તે ફરજથી બંધાયલો હોય તેની તરફ ફરજ નહીં લઇ જાએ તો તે ફરજનો ચોર થાય છે.

આ ફકરામાં જે 'નેમો' બોલ વપરાયલો છે તેનો અર્થ સાધારણ રીતે 'નમવું' અથવા નમાજ થાય છે પણ ઓહોલી રીતે તેનો અર્થ 'ફરજ' થાય છે. જેઓને નમાજ ઘટતી હોય, તેઓ તરફ નમાજ જાહેર કરવી યાને તેઓને નમવું તે તેઓ તરફ ફરજ બજાવવા બરાબર છે. જો કે Charity begins at home યાને સખાવત ઘરથી શરૂ થાય છે તોબી તે ત્યાં અટકવી નહીં જોઇએ. અલબતે પહેલી ફરજ ઘરનાંઓ તરફ છે પણ પછી તે ઘરની બહાર પણ લંબાવવી જોઇએ. આપણે આજુબાજુનાં બીજાં સર્વ તરફ પર્માર્થ બતાવવો જોઇએ યા ભાઇબંધી જાળવવી જોઇએ.

The only possible scheme upon which a religion for the world could be based must be one where the broad principle of common good living stood foremost and where the good of all humanity should be the good of each man's soul.—Marian Crawford.

યાને કે આખી દુનિયા માટેનો ધર્મ જો કોઇ અમલમાં મેલી શકાય એવી યોજના ઉપર રચવામાં આવે તો તે એવી યોજના હોવી જોઇએ કે જેમાં સઘલાંઓનાં ભલાંનો ખ્યાલ હરોલમાં મેલાયો હોય અને જેમાં કુલ માણુસ જાતનાં ભલામાં દરેક ધણીનાં રવાનનું ભલું ગણાયું હોય એવો નિયમ હોવો જોઇએ. આજુબાજુનાં સર્વ સાથ કેમ વર્તવું તે બાબે આદરબાદ મારેસપંદ શીખામણ દે છે કે જે કાંઇ તારા પોતા માટે ભલું નહીં હોય તે તું બીજાઓ માટે ના કરતો.' એને મળતું બાઇબલમાં લખાણ છે કે :—

Do unto others as you would that they should do unto you યાને જો તું ઇચ્છે કે બીજાઓ તારી સાથે સારી રીતે ચાલે તો તું પણ તેઓ સાથ સારી રીતે ચાલ.

સેપાસદારી અને ઉપકાર એ સદગુણોમાંનો અગતનો સદગુણ છે. કોઇએ આપણીપર ઉપકાર કર્યો હોય તેનો ઉપકાર ફરી વાળવો એ ઉત્તમ સદગુણ છે. એક લખનાર કહે છે કે અહુરમજદનું મથક બે જગાએ છે, એક ઉંચે આકાશમાં અને બીજું એક ઉપકારી હૈડાંમાં. જે માણુસ પોતા ઉપર થએલા આભારનો ઉપકાર માને છે તે માણુસના જીગરમાં જાણે અહુરમજદ વાસો કરે છે. કોઇનો ઉપકાર નહીં માનવો અને સામો અપકાર કરવો એ અસલી ઇરાનીઓમાં મોટો દુર્ગુણ ગણાતો હતો. આદરબાદ પોતાના બેટાને શીખામણ દે છે કે "ઉપકાર માનનાર થજે જેથી તું નેકીને લાયકનો થાએ."

"No thakfulness is true unless it fills our hearts and guides our life. So far as a man is genuinely thankful he cannot be anything else but true and pure and unselfish."—Gwatkin

ઉપકાર કેમ દેખાડીયે. ૧) બોલીને, ૨) આપણા ચહેરાથી ખુશી થઇને, ૩) કામોથી, ૪) તે બક્ષીશની કીમત ગાઇને યાને તે આપનારની માયા અને મોહોબતનો વિચાર કરીને. અગાઉના થઇ ગએલા મોટા માણુસોના કામો માટે આપણે તેઓના ઉપકારી છઇએ. ૧) તેઓએ આપણી જીંદગી સહેલી કરી આપી છે, જેમકે સ્ટીમરો, રેલવે એનજીનો એ બધાંની શોધ, જેથી manual labour યાને હાથનું કામ ઓછું થયું છે. ૨) તેઓએ આપણી જીંદગી વધારે તવંગર કરી આપી છે, જેમકે મોટાં પુસ્તકખાનાંઓ, તેલીગ્રાફ અને તેલીફોનની શોધ અને Scott Tennyson Wordsworth જેવા મહાન કવિએનાં લખાણો. ૩) તેઓએ આપણને

સચ્ચાઇ દેખાડી આપી છે. જેવી કે દારવીન, હકસલી જેવા ફીલસુફોની મહાન શોધો. ૪) તેઓએ આપણી જીંદગી બેહેતર કરી આપી છે. જેમકે ગુનાહ અને દુ:ખોનું ઓછું થવું. આપણે ભુતકાળનાઓ તરફનું આપણું કરજ કેમ ફીટાડી શકીએ. ૧) આપણે તે વખતના જેઓ નેક કામો કરી ગયા હોય તેઓના નામ દઇ નમસ્કાર કરીએ અને તેઓને માન આપીએ. તેઓમાનાં ઘણાઓએ આપણે ખાતર ઘણું એ ખમ્યું અને જીવનો ભોગ પણ આપ્યો હતો. તેઓએ તેના ફાયદાઓ પોતે ચાખ્યા નહીં પણ તેઓ આપણે માટે મુકી જવા સંતોષી હતા. ૨) તેઓ જે સચ્ચાઇ આપણને આપી ગયા છે તેને આપણે તાબે થવું જોઇએ, અને તેઓ જે રોશની મુકી ગયા તેની પુઠે ચાલવું જોઇએ. કેટલાક જવાન માણસો જે કાંઇ જૂનું હોય તેને હસી કાઢે છે, પણ ખરો સુધારો ભુતકાળના પાયા ઉપરજ રચાવો જોઇએ. ૩) આપણે તે આશીરવાદો બીજાઓ માટે મુકી જવા જોઇએ. પરોપકારી અને પરગજુ માણસોનાં કામો આપણે આગળ વધારવાં જોઇએ. એ માટે પૈસા અને મદદની જરૂર છે. આપણી જીંદગીથી આપણે બીજાઓ ઉપર અસર કરી શકીએ છીએ. આપણે તેજ ભલા ગુણો જેથી બીજાઓની જીંદગીથી આપણી ઉપર અસર થઇ હોય તેજ બીજાઓને શીખી જઇએ છીએ. એ માટે કવિ Longfellow કહે છે કે

Lives of great men all remind us,
We can make our lives sublime,
And, departing, leave behind us,
Footprints on the sands of time.

આપણી કોમમાં શેઠ નવરોજી વાડીયાજીનું નામ ફકત પારસીઓનેજ નહીં પણ નામદાર સરકારને તેમજ હીંદની જુદી જુદી કોમોને જાણીતું થએલું છે. તેમના માતાજી મરહુમ નેક બાઇ મોટલાંબાઇ અને તેવણના સપુત દીકરા નવરોજીએ સાલેસાઇ નમ્રતા અને કરકસરથી નીતિમાન જીંદગી સાદાઇમાં ગુજારી કરોડોની દોલત એકઠી કીધી હતી, અને તે દોલતનો પુરતો લાભ પોતે લેવાને બદલે કાંઇબી બદલો આ દુનિયામાં મેલવવાની ઇચ્છા વગર પોતાની કોમનાં ભલા અર્થે, કુલ આદમજાતનાં ભલાંને અર્થે તે ગંજાવર દોલત માણસોના તરેહવાર જાતના સંકટો નીવારણ કરવાના કામમાં વાપરવા તે આપી દીધી. જ્યારે આપણે તેઓની આવી નેક મનશની અને નેક કુનશની ઉપર વિચાર કરીએ છીએ ત્યારે ખરેજ આપણું હૈડું સેપાસદારી અને ઉપકારની લાગણીથી ભરાઇ આવ્યા વગર રહેતું નથી. ૩૪ વરસની જુવાન વયમાં તે વખતનાં એ લક્ષાપતી બાનુએ

પોતાના ખાવીંદને ખોહયો ત્યારથી આ દુનિયાની મોજશોખ તેમણે છોડી દીધી અને પોતાની દોલતનો કેવો સારો ઉપયોગ કીધો તે સર્વ કોઇને રોશણ છે, અને પારસી તવારીખમાં સદા યાદગાર નોધાઇ રહેશે. તેઓએ નીચલા ભલા કામોમાં પોતાની સખાવતનો દસ્ત લંબાવ્યો, દરદીઓ માટે હોસ્પીતાલો, દવાખાના, ધર્મશાળાઓ, જાહેર રસ્તા બંધાવવા, રેલ અને આગથી લાચારોને મદદ કરવા, બેરોજગાર પારસીઓને મદદ આપવા, બેલજીયમ રેડક્રોસ ફંડ, બોંબે સ્કોટીશ ઓરફનેજ, સુરત વનીતા વિશ્રામ, સેંટ જોસફ ફાઉન્ડલીંગ હોમ, બોંબે સેનીટરી એસોસીએશન, હીંદ અને પુર્વના રગતપીત્યા મીશન વગેરે. એવા નેક રવાનોની યાદ કરી તેઓના રૂડાં કામો તરફ આપણી વફાદારી બતાવવી એ આપણી ફરજ છે. ઉપકારના ભલા ગુણથી હૈયાત લોકો સંતોષ પામી ખુશી થાય છે, અને તેઓના મન આદમીઓને સુખ આપવા અને મદદ કરવા વધુ અને વધુ લાગે છે. એવા ફંડોના વહીવત કરવામાં બહુજ મુશ્કેલી અને અડચણ નડવી જોઇએ પણ આપણે 'વાડીયા ચેરીટીઝ'ના ટ્રસ્ટીઓના ઘણા આભારી છીએ કે તેઓ એનો કેવો વાજબી અને દલાપબ ભર્યો ઉપયોગ કરે છે. આ ટ્રસ્ટના પરમાર્થી સ્થાપકનો ખવાસ કેવો ઉમદા હતો. તેવણે પોતાની મીલકતની આવક ન્યાત જાતના તફાવત વગર યા કાંઇબી અંતર વગર વાપરવા ફરમાવી ગયા છે, એ તેઓનો હેતુ ખુલ્લેખુલ્લો દેખાડી આપે છે, તેવણ પોતાની યા બીજી કોમ માટે સાંકડા વિચારથી વર્તયા હતા નહીં. આ દાખલો દરેકને નકલ કરવા જોગ છે. દરેકે યાદ રાખવું જોઇએ કે આપણે ફક્ત આપણે માટેજ જીવતા નથી પણ આપણે આપણેથી બને તેમ આસપાસનાઓનું ભલું કરવાને જન્મ્યા છીએ. પરોપકારી જરથોસ્તીઓના અગ્રેસર મરહુમ પહેલા સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ ગણાય છે. એ અશો રવાન હાતમ દીલ પરોપકારી નરની પરદુ:ખ ભંજન સખાવતોની નકલ કરીને તેમને શુભ પગલે ઘણા એક નામીચા જરથોસ્તી ખાનદાનો જેવાં કે દાદીશેઠ, પટેલ, પાંડે, રેડીમની, બનાજી, કામદીન, કામા, પીટીટ ઑલબ્લેસ વગેરે ચાલ્યા છે જેથી આજના જરથોસ્તી ટોળાની કીર્તિ દુનિયામાં મશહુર થઇ છે. પરોપકાર ફકત પૈસાદારથીજ થાય એમ નથી. તે અકલથી અને તનની મહેનતથીબી થઇ શકે છે જેમ કે એક વિધ્વાન કસીબી આપસ્વાર્થ વગર અજ્ઞાનોને જ્ઞાન આપે. કાઇ જાહેર હીમ્મતવાળું માણસ કોઇ જાહેર બદીની સામે કોશેશ કરીને તેનો નાશ કરે તો તેબી એક પરોપકાર છે. જાહેરના ફાયદાનાં કામોમાં ફંડ ઉધરાવવાની કોશેશ કરવી, જેને પાજંદમાં 'જાદંગુઇ' કરી કહે છે તેબી એક પરોપકારી કામ છે.

હવે આપણે સખાવત વિષે બોલીશું. સખાવત વિષે વીસપરદમાં તેમજ ગાથામાં સુંદર ફકરાઓ આવ્યા છે. મીનો ખેરદમાં એક સવાલ છે કે માણસો કેટલા માર્ગે બહેશતમાં વધારે પહોંચે છે જવાબ, ૧) સખાવતનો સવાબ, ૨) રાસ્તી, ૩) ઉપકાર, ૪) સંતોષ, ૫) ભલાંઓ સાથે નેકી કરવાની જરૂર. એમાં સખાવતનો સવાબ પહેલો ગણ્યો છે. સખાવત કરનારાઓની નજરે સખાવતના ત્રણ પ્રકાર, ૧) વિચારથી કીધેલી, ૨) વચનથી કીધેલી, ૩) કામોથી કીધેલી. સખાવત લેનારાઓની નજરે સખાવતના બે પ્રકારો ૧) સંકટ અટકાવનારી ૨) સંકટ ઉપાય કરનારી. હવે સખાવત કેવી રીતે કરવી તે આપણે જોઇએ. ૧) સખાવત તુરત કરવી, ૨) તે રાજીખુશીથી કરવી, ૩) તે ફકત નામને ખબર નહીં પણ ખરી દીલસોજીથી કરવી, ૪) તે નમનતાઇથી કરવી, ૫) તે સકમાઇની હોવી જોઇએ, ૬) તે તપાસીને અને પીછાનીને કરવી, ૭) હરામખોરોને મદદ મલે એવી રીતે કરવી નહીં જોઇએ, ૮) તે આપણી ગુન્જસ પ્રમાણે કરવી જોઇએ, એક ગરીબ માણસને માટે એક પેની એક પૈસાવાળો એક પાઉંડ આપે તેની બરાબર ગણાએ. વળી તે નિયમ અનુસાર હોવી જોઇએ. વળી તે આપતાં આપણે મન મારવું જોઇએ યાને કે બીજાઓને આપતાં આપણે આપણો વિચાર મુદલ કરવો નહીં જોઇએ. કહે છે કે It is more blessed to give than to receive.

ગાથામાં હા ૩૧–૧૪ માં કહેવામાં આવે છે કે ઓ અહુર! અશો લોકોને સખાવતના બદલામાં ઉપકાર આપવામાં આવે છે, યાને ઉપકાર જાહેર કરવામાં આવે છે તે માટે હું તુને પુછુછું.

સેકસપીયરના હેમલેતમાં પોલોનીયસે પોતાના બેટા લીયારટીસને કેટલીક શીખામણ દીધી છે તેમાં એક આ છે કે "નેક થવા કાજેના વણાક માર્ગમાંનો એક માર્ગ આ છે કે જેઓ તરફ ઉપકાર ઘટતો હોય તેઓ તરફ આપણે ઉપકાર જાહેર કરતા રહેવું. એવી ઉપકારી લાગણી આપણને વધુ અને વધુ નેક બનાવશે." ઝેનોફોન પ્રમાણે ઇરાંની ઉસ્તાદો બચપણથી એ ઉપકારનો સદગુણ ખીલવવાને અને ઉપકાર ભુલવાના દુર્ગુણને દુર રાખવા કાળજી રાખતા હતા. તે નીચે પ્રમાણે કહે છે કે,

**Whomsoever they find able to return a benefit and not returning it, they punish severely. For they think that the ungrateful are careless with regard to**

the gods, their parents, their country and their friends and upon *ingratitude seems closely to follow shamlessness* which appears to be the principal conductor of mankind in to all that is dishonourable.

ત્યારે આપરથી જણાય છે કે અપકાર સાથ બેશરમી જોડાયલી હોય છે, જે માણસોને હલકી ચીજો તરફ લઇ જવાનું સાધન છે. કોઇનું હેસાન પીછાનવું એ એક ઉત્તમ સદગુણ છે, એ વિષે એક હીંદુ દાનાવના આ શબ્દો છે કે "એક માણસ જે સર્વ નેકીઓ ભુલી ગયો હોય તે કદાચ છુટકારો પામે પણ એક આદમી જે તેના ઉપર થએલું હેસાન ભુલી જાએ તે કદી છુટકારો નહીં પામે." ઉપકાર ત્રણ રીતે વાળી શકાએ ૧) વિચારથી ૨) વચનથી ૩) કામોથી ૧ જેઓ તરફથી આપણા ઉપર ઉપકાર થયો હોય તેઓ માટે ભલા વિચાર કરવા જેમકે મરહુમ શેઠ નવરોજી અને તેવણના ભલા માતાજી મોટલાંબાઇનો વિચાર કરીએ. તેઓ તરફ આપણો ખરો ઉપકાર ઘટે છે. તેઓ માટેની ભલી દુવાઓ જેમ તેઓ માટે તેમ આપણે પોતા માટે આશીરવાદ લાવે છે, જે ભલી દુવા આપણને ભલા માર્ગોપર મેલે છે. અશો ફ્રેરોહરોબી જો આપણે તેઓને યાદ કરીએ તો એજ પ્રમાણે દુવા દેછે. ૨) શબ્દોથી ઉપકાર જો શબ્દોથી ઉપકાર માનીએ તો તેથી ઉપકાર કરનારાંઓને વધુ ઉલટ આવે તેઓ વધારે ભલાં કામો કરવાને હોંસથી આગળ વધે છે. ૩) કામોથી ઉપકાર. આ લખાણનો મુખ્ય સાર આ છે કે કોઇનો પછી તે અહુરમજદનો, અમશાસ્પંદો, ગુજર પામેલાંઓનો યા જીવતાઓનો ઉપકાર માનવા કાજે જે મુખ્ય માર્ગ છે તે આ કે તે મેહેરબાની માટે બે સ્તુતિના શબ્દો બોલવા ઉપરાંત તે મેહેરબાની આપણા તરફથી બીજાઓને પોહોંચાડવાની કોશેશ કરવી જોઇએ. જેમકે જો આપને કેળવણી માટે બીજા કોઇને આભારી હોઇએ તો તે કેળવણી લઇ બીજા ગરીબ ભાઇબંધોને તેના આશીરવાદ પોહોંચાડવામાં મદદ કરવી જોઇએ.



# પુરાતન ઇરાનનો મહાન ફીલસુફ બુજર-જ-મેહેર અને તેની નસીહતો.



શહેનશાહ અરદેશીર બાબકાનના વખતથી ઇરાનમાં એક ભલી રસમ ચાલતી હતી. જો કોઇ અસાધારણ બુદ્ધિનું માણસ જણાય તો તેને સરકારમાં ખબર આપવામાં આવતી હતી અને તેને લાયકનો ઓધ્ધો આપવામાં આવતો હતો. નોશેરવાન આદેલના વખતમાં બુખતેહ નામના ગરીબ મોબેદનો બુજર-જ-મેહેર નામનો બેટો મર્વ શહેરની એક જરથોસ્તી મદરેસામાં અભ્યાસ કરતો હતો. એક રાતે નોશેરવાને એક ખુવાબ જોયો. નોશેરવાનને ખુવાબની તાસીર માનવાનો એક વહેમ હતો તેથી તેણે તેનો ખુલાસો મેલવવાનું કામ આઝાદસર્વ નામના એક મોબેદને સોંપ્યું. તે માટે તે ઘણા એક શહેરમાં ફરયો પણ તે કોઇથી મેલવી શકયો નહીં. અંતે ફરતો ફરતો તે મર્વ શહેરની મદરેસામાં જઇ લાગો, જ્યાં પેલા છોકરા બુજર-જ-મેહેરે તેનો ખુલાસો આપવાનું માથે લીધું. એ સમજી ઉસ્તાદે તેને હરકાટી કાઢયો પણ આઝાદસર્વને તે છોકરો ઉંચા બુદ્ધિબળનો જણાયો. તેથી તેને સમજાવટથી શાહાનશાહ આગળ લઈ જવામાં આવ્યો. તેણે કીધેલા ખુલાસાના પરીણામમાં પાદશાહી મહેલમાંથી એક મોટો ગુનેહગાર પકડાઇ આવ્યો, જેને પાદશાહના હુકમથી ગરદન મારવામાં આવ્યો. બુજર-જ-મેહેરની હુશીયારી અને કાબેલીયતે પાદશાહના મનપર ઘણી મજબુત અસર કીધી, તેથી તેણે તેને પોતાની દરગાહમાં રાખવાનો વિચાર કીધો. તે ભણેલી દરબારમાં બુજર-જ-મેહેરની બાહોશી હરરોજ નવી અને અદભુત જણાવા માંડી. જેટલી તેની બુદ્ધિ તેજ તેટલીજ તેની અકલ ઉંડી હતી. વિદ્યાજ્ઞાનમાં તે ઘણો વધી ગયો અને ફીલસુફીની કે બીજી બાબદોમાં તે સહેલાઇથી મગજ કસતાં શીખ્યો. તેની મનશક્તિની અજમાએશ કરવા સારૂ તેની પોતાની દરબારના દાનાઓની સાત વાર બેઠકો કરાવીને તેની પરીક્ષા કીધી. બુજર-જ-મેહેર તે મીજલસોમાં ઘણો પ્રકાશી નીકળ્યો તેથી પાદશાહે તેને ચાર લાખ દેરમની મોટી રકમનું નાણું ઇનામમાં આપવા સાથે એક મોટો ઓધ્ધો આપીને પોતાની દરબારમાં રાખ્યો. રફતે રફતે

તે પોતાની બાહોશી અને કાબેલીયતથી વડા વજીરને દરજ્જે પુગો. કહે છે કે જ્યારે એણે વડા વજીરનો ઓધો ધારણ કીધો ત્યારેજ જે અંધેર રાજ ચાલતું હતું તેમાં સુધારો થયો હતો, અને સર્વેને ખરો ઇનસાફ મલ્યો હતો. નોશેરવાન પોતે આદેલનો એલકાબ મેળવવામાં બુજર–જ–મેહેરનો આભારી થયો હતો. ફીર્દોસી તુસી કહે છે કે પાદશાહ નોશેરવાન ફીલસુફોનો મુરબ્બી હતો. તેણે ઘણાએક ફીલસુફોને પોતાની દરગાહમાં રાખ્યા હતા. તે વખતે શેતરંજની રમત ઇરાનમાં કોઇને જણાયલી નહીં હતી. તે રમત પહેલવહેલાં હીંદુસ્તાનના એક રાજાએ નોશેરવાનને ત્યાં મોકલીને તેમાંના દરેક મોહરાનું નામ તેમની જગ્યા, તેમની ચાલનો ખુલાસો મંગાવ્યો હતો. નોશેરવાનના કોઇબી દરબારીથી તે ખુલાસો થઇ શકયો નહીં પણ બુજર–જ–મેહેરે તેમાંના દરેક મહોરાનું નામ તેની ગોઠવણ, તેઓની ચાલ વગેરે બધું પારખી આપ્યું. પેલો રાજા નોશેરવાનને ખંડણી આપતો હતો અને જો નોશેરવાન તરફથી તેને પુરેપુરો ખુલાસો મલતે નહીં તો તેથી કદાચ તેને હલકું લાગતે. પણ બુજર–જ–મેહેરથી તેની નોક રહી. પંચોપાખ્યાન નામનું વીશણુશર્મા પંડીતે બનાવેલું નીતિશાસ્ત્રનું સંસ્કૃત પુસ્તક નોશેરવાનના વખતમાં હીંદુસ્તાનથી ઇરાન ગયું હતું. કેટલાકો કહે છે કે બુજર–જ–મેહેરે તેનો પહેલવીમાં તરજુમો કીધો હતો.

ચંચલાઇ, બુદ્ધિબળ અને જાતી મેહેનતથી ગમે તેવું ગરીબ અને અદના હાલતનું માણસ બુલંદમાં બુલંદ દરજ્જો કેવી રીતે મેળવી શકે છે, તેનો બુજર–જ–મેહેરની હકીકતપરથી એક ચલકતો દાખલો મલે છે, તેણે આ દુનિયામાં પાયાદાર દોલત કઇ અને નાપાયાદાર કઇ તેની સમજણ આપવા સારૂં એક નસીહતનામું બનાવ્યું. તેણે તે મુજબનું એક પંદનામું પહેલવીમાં બનાવ્યું છે. આ મહાન પુરૂષની ભલી ખાસીયત અને આચારવિચાર કેવા ઉંચા સદગુણી અને ધાર્મિક હતા. તે તેણે પોતાના પંદનામામાં પોતા વિષે જે નીચે મુજબ ટુંકમાં કહ્યું છે તે ઉપરથી માલમ પડે છે. 'મારી મુરાદ ભલાઇ અખત્યાર કરવામાં કોશેશ કરવાની અને ગુનાહથી પરહેજ રહેવાની છે. દીન, આત્મા, બેહેસ્ત દોજખ, મોત પછીની ત્રીજી રાતે કામોનો હીસાબ આપવો, રસ્તાખેજ યાને ગુજરેલાંઓનું ઉઠવું અને 'તનેપસીન' વિષે શક વગરનો છું.' બુજર–જ–મેહેરની નસીહતો અને દાનાઇના સખુનો મજકુર પંદનામામાં તથા શાહનામાં વગેરે બીજી અનેક કેતાઓમાં નોધાયલા છે. બાકી દોલતની નાપાયદારી અને નેકીની પાયદારી વિષે બુજર–જ–મેહેર કહે છે

કે "આ દુનિયાની તમામ લક્ષ્મીને જતું રહેવું, ઉથલપાથલ થવું અને ફેરફાર થવું સરજેલું છે. યજદાંએ જે કોઇને તે આપવી હોય છે તેને હાથે તે આપે છે અને રંજ વગરની કોશેશે તે તેની યારીએ આવે છે તેથી તે મોટો ખજાનો જમા કરે છે, ઘણાં મોટાં કામ તથા પાદશાહીને પોંહચે છે, ઘણો ચહડતો દરજ્જો લીએ છે, ઘણું બુજરગ નામ મેલવવા ચાહે છે, અને પોતાના રહેવાનાં ઘરને દીપાવે છે. તેથી ઉમરદરાજી અને ફરજંદની તથા સીલસીલાની વૃધી અને નેક સખાવત નામની પાયદારી અને પાદશાહીનું કામ અને તમામ આ જહાનની આસાની બની આવે છે.

એકસો વરસની મુદતમાં તો તન આખરી અને પાદશાહી નાબુદીને પહોંચે છે. ત્રણસો વરસની દરાજીમાં ખાનદાન ઉથલપાથલ ને નામ ફરામોશીને, રહેવાનું ઘર વેરાની તથા આલુદગીને, ઓલાદ અને સીલસીલો નીચાઇને, કોશેશ નીશફળતાને, રંજ અને ભાર ખાલીપણાને અને પાદશાહી જમાનાના બીજા સરદારોને પહોંચે છે અને લક્ષ્મી રહેતી નથી. નેક બખ્તીના વખતમાં જે આકેબતની ચીજ યાને નેકી કીધી હોય તેજ માત્ર કાયમ રહે છે અને ખરાબ થતી નથી. ભલાઇની કેહણી અને આકેબતની નામદારી અને નેકકરણી કોઇ શખ્સથી લુટી શકાતી નથી."

ફારસીપરથી જણાય છે કે બુજર-જ-મેહેર એક ઓલમા દાનાવ હતા જેણે ઇરાનની રૈયતને નસીયત દીધી છે, જે નસીહતો ગંજે શાયગાન નામે ઓળખાય છે. એના કલામો આપણે ટુંકમાં તપાસીશું.

ફારસીમાં ને પહેલવીમાં જે મોટામાં મોટું નસીહતનામું છે તે વઝીર બુજર-જ-મેહેરનું છે. તે પછી દસ્તુરઆદરબાદનું બીજે નંબરે આવે છે. નોશીરવાનના અમલની રૂમી, અરબ, સીરીઅન વગેરે લખનારાઓ ઘણી તારીફ લખી જાય છે, અને તેને માટે શેખ શાદી જેવાઓ વાતો લખી ગયા છે, તેનું કારણ આ છે કે તેના રાજ્યમાં બુજર-જ-મેહેર વજીર હતા. તવારીખપરથી જણાય છે કે રાજા પાદશાહોના અમલમાં જો તેઓ દાનાવ દુરઅંદેશ હોય છે તો તેના વજીરો ને ઉમરાવો પણ તેવાજ નીવડે છે. અકબર કે અલરશીદ કે મામુન કે યુરોપના બીજા તેવા રાજાઓના વજીરો પણ તેવાજ બાહોશ થઇ ગયા છે. સાધારણ દાખલો લેવો. જેમ એક માણસ તુવંગર હશે પૈસે પુર હશે પણ તેનામાં જો અક્કલ હશે નહીં તો તેની આસપાસનું મિત્રમંડળ તેવુંજ રહી ખુશામંદી જણાશે પણ એક માણસ દાનાવ ને દુરઅંદેશ હશે તો તેની આસપાસનું મીત્રમંડળ પણ તેવુંજ દાનાવ ને બાહોશ નીવડશે. એવી રીતે નોશીરવાન પાદશાહની આસપાસ દાના વજીર ઉમરાવોનું મિત્રમંડળ હતું. જે સઘળામાં બુજર-જ-મેહેર એક સુર્ય મીસાલ હતો. તેની દરબારમાં ફીલસુફો પંડીતો

વગેરે આવતા હતા, તેના વખતમાં પાઠશાળા સ્થપાઇ હતી, ગ્રીક ને સંસ્કીતનો પેહેલવીમાં તરજુમો થતો હતો, આ સઘળામાં બુજર–જ–મેહેર મોટી સરદારી ભોગવતો હતો, તે પોતાની નસીહતો સવાલ જવાબના આકારમાં દે છે. તે એક સવાલ પુછે છે જેનો તે પોતેજ જવાબ દે છે. એમ તે અનેક સવાલ જવાબો કરે છે. તે પોતાના પુસ્તકની શરૂઆતમાં સવાલ કરે છે કે:—"ખરો ભાગ્યશાળી તે કોણ ?"

આનો જવાબ આપણામાંના ઘણાકો જુદી જુદી મતી પ્રમાણે દેશે. એક માણસ જેને પૈસાટકાની હાડમારી હશે, ભુખથી પીડાતો હશે, કુટુંબનો ખરચ કરવાનું મુસ્કેલ લાગતું હશે અને તેને તેવો કડવો અનુભવ થયો હશે તો તે માણસ કહેશે કે 'જેને પૈસાટકાની ફીકર નહીં હોય તે ખરો ભાગ્યશાળી' વળી બીજે ઠેકાણે જ્યાં પૈસાટકાની રેલછેલ હશે પણ ભવિષ્યમાં પોતાના કુટુંબની યાદ રાખવા જેને એક પણ ફરજન ન હશે તે કહેશે કે 'જેને ફરજન છે તે ખરો ભાગ્યશાળી છે.' એમ દરેકજણ પોતપોતાની અંગત હાજત હશે તેનો તવલાટ દુર કરવા તે તે ચીજને ભાગ્યશાળી ગણશે કે તે હોય તો તે પોતે ભાગ્યશાળી ખરો. પણ વજીર બુજર–જ–મેહેર કહે છે કે:—"માણસ જીંદગી ગુજારી આ જગતમાંથી જવા પામે છે." ભાગ્યશાળી તે માણસ જે પાપ વિનાની હાલતમાં અહીંથી જવા પામ્યો છે."

આ પછી વજીર વધુ રસ્તો દેખાડે છે તે આ જવાબને પાછો સવાલમાં મુકી કહે છે કે "પાપ વિનાની હાલત તે કેમ આવવા પામે ?" જવાબ મળે છે કે "અહુરમઝદની રાહે ચાલી દેવોની મરજી તોડે તે પાપ વિનાની હાલતમાં આવે છે. વળી સવાલ થાય છે કે "દેવોની મરજી તોડનાર કોણ ?" જવાબ મળે છે કે "જે સદગુણી છે ને દુર્ગુણને તજનારો છે." પાછો સવાલ થાય છે કે "સદગુણ શું ને દુર્ગુણ શું તે કયાંથી આવે છે ?" વજીર જવાબ દે છે કે "હુમત હુખત ને હુવરસ્તથી અશોઇ પેદા થાય છે અને દુશમત દુજુખ્ત ને દુજ-વરસ્તથી દુર્ગુણ પેદા થાય છે. આવી રીતે સૌથી વધુ નસીઅતો એવા આકારમાં મળી આવે છે આ પછી આપણે વધારે અગત્યની જ્ઞાન ને કેળવણીની બાબત જોઇશું. જેમ શાપુરના વખતમાં જ્ઞાન ને કેળ-વણીની તલબગારી થાય છે તેટલીજ અને તેથી વધુ તલબ નોશીરવાનના વખતમાં થાય છે. વજીર જણાવે છે કે:–"માણસની સમજદારીની ઉમર "૧૫ વરસની છે. તેટલા અરસામાં માબાપની ફરજ છે કે તેના ફરજનને

"જ્ઞાન કેળવણી આપવાની કોશેશ કરવી. તેમાં તેઓ પછાત પડે, તે "ફરજ ન બજાવે અને પાછળથી તે ફરજન ખરાબ ચાલના નીવડે તો "તે માટે તેઓ જવાબદાર છે." પહેલવીના સદદર ને અરદાવીરાફ જેવાં લખાણોપરથી જણાય છે કે એક જોડું એકબીજા માટે જવાબદાર છે. ત્યાં જણાવે છે કે એક જોડું આ જગતથી જવા પામ્યું ત્યારે ધણી બેહસ્તમાં જવા પામે છે. પણ ત્યાં જવા અગાઉ બંન્ને ચીનવદ પુલપર મળે છે ત્યાં તે બૈરી ધણીને સવાલ કરે છે કે "તે જગતમાં આપણે એક સાથે રહેતાં હતાં, એકજ છાપડા નીચે જીંદગી ગુજારતાં હતાં, એકમેકના સાથી હતાં, સુખ દુઃખના ભાગ્યણ હતાં. તમે નેક હતા અને સારી જીંદગી ગુજારતા ત્યારે મને કાંય નહીં તમોએ નેક જીંદગી ગુજારતાં શીખવ્યું ? ખરાબ કામથી મને કાંય નહીં વારી, મને કાંય નહીં સદગુણી બનાવી." ધણીને તે વેળા શરમીંદગી પહોંચે છે ને તે માટે તે જવાબદાર ઠરે છે. માતા જો ફરજનને કેળવવામાં બેદરકાર રહે તો તે માટે પરવર-દેગારની સન્મુખ તે જવાબદાર ઠરે છે. પરવરદેગારે દરેક માણસને કામો કરવા માટે વખત આપ્યા છે. આરામને આશાયશ લેવા ને સુવાને માટે માણસને દીવસનો ત્રીજો ભાગ મળેલો છે. આપણે સાધારણ રીતે કહીએ છીએ કે એક તંદુરસ્ત માણસ માટે ૭ કલાકની ઉંઘ પુરતી છે પણ મોટા માણસો એથી થોડાથી પણ સંતોષ મેળવે છે. જાણીતો એડીસન કહે છે કે તે પોતે બે કલાકથી વધુ ઉંઘાતો ન હતો. જોકે આપણે જાણીએ છીએ કે તનદરોસ્તી માટે આ સારૂં નથી. પણ અહીં વજીર કહેવા માંગે છે તે એજ કે મરઘા બોલ્યા પછી બુષ્યાંસ્પ દેવની બગલગીરીમાં પડી રહી મોડા ઉઠવું એ સારૂં નથી, એવી કવખતની ઉંઘ તે બુષ્યાંસ્પ દેવ યાને આલસાઇના દેવ તરફથી આવે છે, માટે તેને મારી હઠાવવી. વળી દીવસનો બીજો ભાગ યાને આઠ કલાક ધંધો રોજગાર કે ખેતી-વાડીમાં રોકવો અને બાકીના આઠ કલાક સારાની દોસ્તીમાં, સારા વાંચનમાં, સારી સંગતમાં અને અભ્યાસ કામમાં રોકવા. એમાં જ્ઞાન વાંચીને, મેળવીને, સાંભળીને અને હર કોઇ રવેસે મેળવવાની કોશેષ કરવી, જેથી જીંદગીનો ફેરો સફળ થાય. આ જરથોસ્તી સીધાંતો છે તે દરેક જરથોસ્તીને ઉદયોગી રહેવાનુંજ કહે છે. અઇયાસીપણું એ એક જાતનો દુર્ગુણ છે. દરેક જરથોસ્તીને તે દુર કરવાની ફરજ છે. વજીર કહે છે કે "દરેક માણસે પોતાનું કામ બજાવવાનું છે. જો તે ઉદ્યોગી ન થાય અને કામ ન કરે તો તે નિષ્ફળ નીવડે છે અને બીજાની વચ્ચે બોજા સમાન થઇ પડે છે." આવી અનેક શીખામણ આપ્યા પછી તે વજીર કહે

છે કે:—'આ જગતમાં સમજદારીમાં આવ્યા પછી દરેકે સવાલ કરવાનો છે કે "તે ક્યાંથી અને કોણથી આવ્યો છે? તેના આવવાનો હેતુ શું? તેના "**Ideals** ઉંચ ખ્યાલ શું છે." તે દેશ માટે શું કરી શકે તેમ છે તેવી રીતે જીંદગી ગુજારવાની છે. તે વધુ કહે છે કે "દોલતને મગરૂરી રાખતા ના. કારણ એક વખત આવશે જ્યારે તમો આ સઘળું છોડી જશો, જેમ એક ઝાડ આપણે રોપીએ, તે ખીલે મોટું થાય અને તે પછી તે મરી જાય, તેમાંથી આપણે લાકડાં કાપીએ, તે બાળીએ અને તેની રાખ થઇ જાય અને તે રાખમાંથી તે ઝાડ ઓળખી શકાતું નથી, તેમ માણસ ખાકી છે ને જ્યારે ખાકનું પુતલું પડી જઇ, રાખ થશે ત્યારે ભુલાઇ જશે. ગમે તેવું નામાઙકિત ખાનદાન છતાં તે એક કે બે સદીમાં જમાનાની ગીરદેશમાં આવી જશે. માટે દરેકે પોતાના ઉંચ ખ્યાલ વચ્ચે, શુભ હેતુથી એક વારસા ત્રસ્ટ તરીકે જીંદગી ગુજારવી જોઇએ."

વજીર બુજર–જ–મેહેરના સંબંધમાં બીજા લખનારાઓ દાનાઇના દાખલા લખી જાય છે. હાલના ઇરાનના શાહના બાપાવાના બાવા નસીરૂદીનનું રાજ્ય હાલના જેવું પરાગંદે ન હતું. તે ઘણી મુસાફરી કરતો, તેણે ઘણાં લખાણો લખ્યાં હતાં. તે એક નામીચો શાહ હતો, જેનું ૧૮૯૪ માં ખુન થયું હતું. એ શાહ માટે કહે છે તે પોતાના ઉમરાવો સાથે "નોશીરવાનની આરામગાહ" જોવા ગયો. ત્યાં દરગાહ આગળ આવ્યા પછી તે પોતાના ઉમરાવોને પુછે છે કે "આ નોશીરવાનની દરગાહ છે, તે આદેલ હતો એમ લોકો કહે છે. હું તમને પુછું છું કે નોશીરવાન વધારે ઇનસાફી હતો કે હું છું તે તમો ખરેખરૂં કહી દેવો." આ સવાલથી અમીરો ગભરાયા. જો તેઓ એમ કહે કે શાહ વધારે ઇન્સાફી છે તો તેઓ મતલબીઆ ને ખુશામતીઆ ઠરે અને જો સાચું કહી દે તો તે શાહ હોવાથી ગુસ્સે થાય. એમ ધારી તેઓ નીચું જોઇ ઉભા રહ્યા. થોડી મીનીટ પછી શાહે કહ્યું, "તમે જવાબ નથી આપતા તો હું આપું છું. હું કહું છું, તે હું માનું છું કે હું નોશીરવાન કરતાં વધારે ઇન્સાફી છું." તરત બધા બોલી ઉઠયા કે "હા બરાબર છે." વળી શાહે તાણો મારતાં જણાવ્યું કે "હુંજ વધારે ઇન્સાફી કાંય તે તમે જાણતા નથી, છતાં હા કહો છો તે સરિયામ નાદાની છે. હું ઇન્સાફી વધારે છું તેનું કારણ આ કે નોશીરવાન ઇન્સાફી હતો કારણ તેની પાસે બુજર–જ–મેહેર જેવો વજીર હતો. શાહ કંઇ ભુલ કરતો તો તરત તે વજીર સુધારતો. મારા બાબમાં તેમ નથી. મારા ઉમરાવો તેવા નથી. મારે તો બધું એકલે હાથેજ કરવું પડે છે અને તે હું ફતેહમંદ રીતે કરૂં

ણુ." આવી અનેક વાતો છે. આ પછી સાહીત્યપર નજર કરતાં રાજ્ય જવા પછી આવા નામાં પહેલવીમાં મળતાં નથી. પણ ફારસીમાં કોઇ રવેસે પાદશાહ હોશંગનું નામું મળે છે, જાવેદાની ખેરદમાં તેના મોઢામાં નસીહતો મુકેલી જણાય છે. આપણે દુવા ગુજારીશું કે આપણી જીંદગીના ગુજારા દરમીયાન જે પંદનામાં થઇ ગયા છે અને જેમ નસીરૂદીન કહે છે કે નોશીરવાન જે ભુલ કરતો હતો તે બુજર–જ–મેહેર સુધારતો હતો, તેમ આ પંદનામા ચાનકરૂપી ને આપણા રાહબર સમાન થઇ પડે, કે જેથી આ જીંદગીનો ફેરો સફળ થાય અને જેટલો વખત અહીં રહીએ તેટલો બધો વખત તેની રૂએ પવીત્ર ફરજ અદા કરી શકીએ.

# મરણને લગતી ક્રિયાઓ અને તેની રીગવેદ મં. ૧૦ સુ. ૧૪ સાથ સરખામણી.

મોત એ માણસના રવાનની હાલતનો ફેરફારનો એક તબકકો છે. એક લખનાર કહે છે ' There is nothing like perfect death ' What appears to be death is a change in life. મોત એ કાંઇ નહીં પણ ફકત મીનોઇ અને ખાકી તન વચ્ચેનો ફરક છે. મરણની ક્રિયાઓ બે પ્રકારની છે, ૧) તનની ૨) રવાનની, તનની ક્રિયાની મતલબ બનતાં સુધી સ્વચ્છતાઇ, પાકીજગી, અને પરહેજગારી જાળવવાની છે. વળી તે સાદી અને સુતરી છે, જે દેખાડે છે જેમ શેખ શાદી કહે છે તેમ, કે જ્યારે મોત આવે ત્યારે તખ્તપર બેસી મરવું યા જમીનની સપાટીપર મરવું એ બંને સરખું છે. આપણા ધર્મમાં તનની સ્વચ્છતાનો જે કાનુન છે તે ફરમાવે છે કે નાશ પામતી ચીજથી દૂર રહેવું. નહીં તો કે તે નાશ આપણી ઊપર ગલબો કરી નુકસાન કરશે આપણા પુસ્તક પ્રમાણે " નસા " થી પરહેજ રહેવું. લાશ મેલવાની જગ્યા સાફ કરવી, મરનારને નહવાડવું, મરનારના તનપર સફેદ કપડાં પુહેરાવવાં, મરનારની ક્રિયામાં જોડ પકડવી, મરનાર આગલ અશેમના કલામ ભણવા, મરણની અગાઉ ખરાં દીલથી કાઘેલી એક અશેમ વોહુની

કિંમત અવસ્તામાં આખા ખનીરથબામી તેના ગાય ઢોર તથા માણસ સુધા જણાવી છે. લાશને જમીનપર પથરપર મેલવી તથા મોઢું દક્ષીણ દીશાએ રાખવું અને ત્રણ કશ કરી લેવા. લાશને લઇ જનારાઓનો પોશાક તેઓએ હાથ ધાંકેલાં વસ્ત્ર ('દસ્તાને') થી રાખવા ધર્મનું ફરમાન છે કે લાશને ઉચકનારાઓએ સરોષની બાજનું ભણતર ભણી પોતાના કામમાં રોકાવું. હમેશ લાશ બે જણાઓએજ લઇ જવી. 'માચીશ બરો અએવો યત ઇરીસતેમ, યાને એખલાએ લાશ લઇ જવી નહીં. સગદીદ યાને કુતરો દેખાડવો. ગેહસારણું યાને ગાથા ગાવા મરણના અવસર માટે એ ગંભીર ભણુતર છે. મરણની મીજલશ અને આપણા વિચારો. પાયદસ બોલનો અર્થ ફા. પાદાશ એટલે સાથી. બીજો અર્થ ફા. પાદાશ એટલે બદલો. માણસનો આત્મા ત્રણ દીવસ અત્રે રહે છે. ઉશતવઇતી ગાથા ભણતું તેના માથા આગલ તે રવાન ભમ્યા કરે છે. બામદાદમાં ચાર બાજ કરવામાં આવે છે. ગુજરેલાં અને જીવતાં વચ્ચે સંબંધ તેઓના ફરોહર મારફતે છે તેના ખાસ અવસરો. ગેહસારણા વિષે વંદીદાદ ૧૦-૧૨ ફ. માં અશો જરથોસ્ત અહુરમજદને સવાલ કરે છે કે હાડમંદ દુન્યાના ઓ અહુરમજદ! દરૂજ જે મુવેલાંપરથી જીવતાંપર દોડે છે તેની સામે હમો કેમ થઇએ, નસો કે જે મુવેલાંપરથી જીવતાપર ચેપી રોગ ફેલાવે છે તેની સામે હમો કેમ થઇએ. ત્યારે અહુરમજદે જવાબ આપ્યો કે ગાથામાં જે બે વાર ભણવામાં આવે છે તે તું ભણ યાને કે અહુનવઇતી ગાથાનો અહિયા યાસા નેમંઘહા...... ભણ. હા. ૩૧-૪ ફકરો ભણવા પછી બેઉ મોબેદો ફરી જાય છે ત્યારે નસેસાલારો તે લાશને ગેહાનમાં મુકે છે. વળી જે ઘરમાં રવાંન થયું હોય ત્યાં ખોરાક પકાવવામાં આવતો નથી, પણ તે ગુજરેલાંઓનાં સગાંઓ ખોરાક રાંધી તે જીવતાંઓપર મોકલે છે. આ રેવાજ બહારગામમાં ચાલુ છે, જોકે મુંબાઇમાં તે એટલો બધો દીસતો નથી. મોત વિષે મીનોખેરદમાં એક સુંદર ફકરો છે, જે નીચે મુજબ છે:—

સવાબનો સંગ્રહ કરવામાં અએ માનવી! તું ઉધ્યોગી થા, કે મીનોઇમાં તારા તે સવાબના કામો તુને પહોંચે. દુનિયાની ઉમદી ખુશીપર તું મગરૂર ના થા, કારણકે દુન્યાની ખુશી વરસાદના વાદળ મીસાલ છે. દુનિયા પરસ્ત ઘણો ના થા કારણકે દુન્યા પરસ્ત આદમી મીનોઇ ફના કરનાર છે. ઘણી દોલત અને પુંજીથી મગરૂર ના થા, કારણ સેવટનું તે બધું છોડી જવું પડશે. બાદશાહી મલી હોય તો તે ઉપર મગરૂર ના થા, કારણકે એક વખત એવોબી આવશે કે તુંને પાદશાહ વગરનું થવું પડશે. ઇજત અને બુર્જોરગીથી મગરૂર ના થા કારણ કે મીનોઇમાં બુર્જોરગી

કામ નથી લાગવાની. ઉંચી સગાઇ અને વંશપર મગરૂર ના થા, કારણ કે આંકેબત તારો આધાર તો તારા પોતીકા કામો ઉપરજ છે. જીંદગીપર મગરૂર ના થા, કારણ કે આંકેબત તુંને મોત પહોંચશે અને મુરદાંને કુતરાં અને પક્ષીઓ ભક્ષ કરશે અને હાડકાં જમીનપર પડી ખાક થશે.

સગદીદ એટલે કે કુતરો ગુજરેલાંને દેખાડવો તે કુતરો ચાર આંખ-વાળો હોવો જોઇએ (ચશ્રુ ચશ્રમેમ) યાને બે આંખ ઉપર બે ડાગા હોય એવો કુતરો. દર ગેહે ગેહે સગદીદ કરવામાં આવે છે અને ગેહાનપર મુકવા આગમજ પણ કરવામાં આવે છે. રીગવેદના ૧૦ મંડલમાં એ ચાર આંખવાળા કુતરા વિષેનું બ્યાન આવે છે, કે જેઓ યમ જે મોતનો દેવ તથા ગુજરેલાંની આત્માનો રાજા છે તેના ઘર તરફના રસ્તાની સંભાલ લે છે.

अति द्रव सारमेयौ श्वानौ चतुः अक्षौ शबलौ साधुना यथा अथ पितृन् सुर्विदत्रान् उप इहि यमेन ये सधमादम् मदन्ति.

યાને દોડ, સારમાના બે કુતરા રંગબેરંગી તથા ચાર આંખવાલા તેઓની આગલ ઓ! લાસ તુ થઇ જા તેઓથી દુર નાસ, એ પ્રમાણે તું તે મેહેરબાની ભર્યા બાપો તરફ આવી પહોંચશે કે જે યમ દેવતા સાથ ખુશાલીમાં જીવે છે.

આ મુજબ તે મુવેલાંનાં કાલબુટને રીગવેદનો ૧૦ મંડલને ૧૪ સુક્તાનો કર્તા જેનું નામ જણાયું નથી તે કહે છે, એ પ્રમાણે કુતરો મરણ પછીની ક્રિયાઓમાં ઘણીક પ્રજાઓમાં અગતનો ભાગ ભજવે છે. West Indies ના લોકોમાં પણ ગુજરેલાંઓની સાથ જતા કુતરાઓનો ખ્યાલ જણાવેલો છે. કવી પોપ એ કુતરા વિષે નીચે મુજબ લખે છે.

Even the poor Indian whose untutored mind
Sees God in clouds or hears him in the wind

... ... ... ... ... ...

Thinks admitted to yon equal sky
His faithful dog shall bear him company.

અસલી રોમન લોકોમાં ગુજરી ગએલાં અશો માણસોના "લેરસ" ચીત્રની અંદર તેઓના પગો આગલ એક બાંધેલા કુતરા સાથ દેખાડવામાં આવેલા છે. તે એવું દેખાડવા ખાતર કે જેમ કુતરાઓ

પોતાના ધણીના દરવાજા આગળ નીમકહલાલીથી ચોકી કરે છે તેમ પેલા "લેરસ" જે કુટુંબને લગતા તેઓ હોય તેઓના લાભો સાચવે છે.

ચાર આંખવાલા કુતરાની સમજણ (૧) તેઓની ટીકી ટીકીને જોવાની નજર કે જીવ ગયો છે કે નહીં. (૨) તેઓની આંખમાં કાંઇ ખેંચાણકારક શકિત. (૩) કુતરાંની વફાદારીપરથી આપણે ગુજરેલાં તરફ વફાદાર રહેવું એવું સુચવવાની નિશાની. (૪) કુતરો આપણા જુસ્સાઓને દાબી નાખનાર છે. મોત આપણામાંના બધા નીતિમાન જુસ્સાઓનો છેડો લાવે છે તેથી મુવેલાંની લાસ આગળ એક કુતરાની હાજરી તે ખ્યાલ મજબુતીથી રજુ કરે છે. Daute ની Divine comedy માં greyhound ને ઇતલીનો બચાવનાર કહેલો છે કે જે બુરા જુસ્સાઓને દાબી નાખનારી એક નિશાની છે.

ખોદાયાર દસ્તુર શેહરીયાર બી. એ. સીંધની દયારામ કોલેજના ફારસીનાં એસીસટંટ પ્રોફેસર છે, તેવણ પોતાનું એક લખાણ જે મદરેસા જુબીલી વોલ્યુમમાં છપાયું છે, તેમાં તેવણ મુખ્ય કરી કેટલીક ક્રિયાઓ જે હાલ ઇરાનમાં કેમ પલાય છે અને જે માટે હીંદુસ્તાનના પારસીઓ તદન અજ્ઞાન છે તે વિષે લંબાણથી સમજાવે છે. એવણ ઇરાનમાંજ જન્મેલા અને ઉછરેલા હોવાથી કાંઇબી ઇરાંની બાબદ વિષે લખે તો તે આપણે સતાસમાન માની શકીએ. ગુજરેલાંની ક્રિયા વિષે બોલતાં એવણ બે ક્રિયા વિષે બોલે છે. ૧) તનની ૨) રવાનની. પહેલી બાબદમાં જે આપણું ખાસ ધ્યાન ખેંચે છે તે પએવન્દ જે નસેસાલારો પકડે છે તે સાધારણ દોરીનો નહીં પણ કુસ્તીનો હોય છે ૨) તે મરનારની છાતીપર કાતર મુકવામાં આવે છે. શા કારણસર એમ કરવામાં આવે છે તે લખનાર સમજાવતા નથી. કદાચ વિદ્વાન મિત્ર ડા. જીવનજી મોદી જણાવે છે તેમ આપણ જીવતાંઓને ચીનવત પુલની તીક્ષણ ધારનો ખ્યાલ આપવા માટે હોય. એ પુલ ઉપરથી સર્વ રવાનોને જવાનું છે. અશો માણસોના રવાનો જવાથી તે પુલ પોહળો થઇ જાય છે, જયારે પાપી રવાનોના જવાથી તે છરીની ધાર જેવો સાંકડો થઇ જાય છે. ૩) શરૂઆતની મરણ પછીની ક્રિયાઓ એક ચોકસ જગા જેને "ઝાદો મરગ" કરી કહેતા હતા ત્યાં કરવામાં આવતી હતી. તે એક જગા છે કે જેનાં બે દરવાજા દરેક શહેર યા ગામમાં જુદા રાખવામાં આવેલા હોય છે જેમાંથી એક દરવાજેથી ગુજરેલાંને અંદર લઇ જવામાં આવે છે, જ્યારે બીજે દરવાજેથી તેને બહાર કાઢવામાં આવે છે. ઝાદો મરગ એટલે જન્મ અને મરણ એનો અર્થ એવો થાય છે કે જેઓ જન્મેલા છે તેઓને એક

દીવસ મરવું છે. બે દરવાજા એવું બતાવે છે કે એક દરવાજેથી આપણને આ દુનિયામાં આવવું છે ને બીજે દરવાજેથી જવાનું છે ૪) ધોળ તાસા અને ગાયણ સાથે તે ગુજરેલાંને લઇ જવામાં આવે છે. એ આપણને ઘણું નવાઇ જેવું લાગશે. ગીતાર તંબુરા અને ચંગથી તેઓ ગાતા અને તે અવાજને 'જાવન' કરી કહેતા હતા, એમ મરહુમ તેહમુરસ્પ અંકલેસરીયા પોતાની મોટી બુનદહેશનમાં કહે છે. ૫) ઝાદો મરગ તરફ જતાં બધરાંઓ પણ સરઘસમાં જોડાતાં હતા અને તેઓ તે ગુજરેલાંનો પોશાક લઇ જતા અને તે આજુબાજુ ફેરવતાં હતાં. જેમ હાલ કોઇ મોટું માણસ ગુજરી જાય છે ત્યારે તેની પાયદસ પાછલ તેનો માનીતો ઘોડો તલવાર વગેરે લઇ જવામાં આવે છે તે મીસાલ એ હોય એમ દીસે છે. આપણે શાહનામાંપરથી જાણીએ છીએ કે તેહમીનાએ સોરાબના મરણ બાદ તેના ઘોડા તેમજ તેના પોશાકને ગમગીની દાખલ ચુંબન કીધું હતું. ૬) નસેસાલારોને રોટી દારૂ અને અરક નામનું પીણું આપવામાં આવતું. જુદા જુદા ગામોથી દખમા ૯—૨૧ માઇલ દુર લઇ જવાનું હોવાથી ખોરાકની ખાસ અગત હતી. ૭) પાયદસે જાય યા નહીં તોબી દરેક જણ બાજ લેતા કે જે રેવાજ અહિંઆં દસ્તુરો સિવાય બેહેદીનોમાં જોવામાં આવતો નથી. ૮) જેઓ પાયદસે ન જાય તેઓ પોતાના આંગલાં જમીનથી ઉચ્યા કરતા હતા જે રેવાજને 'જમીન સુજારવી' કરી કહે છે. તે એક જાતનું ઓવારવું હશે જેથી મોત તેઓ ઉપર ગલબો કરે નહીં. ૯) દલગીરીની નિશાની દાખલ મરનારનો છોકરો પહેલા ત્રણ દીવસ રૂમાલથી પોતાનો જમનો હાથ બાંધતો હતો. જેમ યુરોપીયનો હાથપર કારૂં કપડું બાંધે છે તેમ, જેમ હીંદુસ્તાનમાં ત્રીજે દીવસે છોકરો. ફરજ લેછે તેમ કદાચ ચોકસ ક્રિયાઓ કરવાની તે દસ્તુર પાસ ફરજ લે છે. ૯) દખમાંઓ ઘણા દુર હોવાથી ત્યાં ખાણું પણ લેવામાં આવતું હતું. તેઓ ખચ્ચરપર યા ઘોડાપર સ્વાર થઇ 'દખમાં સુધી જતા હતા. ૧૦) મરણ પછી ત્રણ દીવસ સુધી સઘળા સગાંઓ સરોષ યસ્ત રાતની વડી ભણવા જતા હતા. રવાનની ક્રિયામાં નીચલી બાબદો આપણું ધ્યાન ખેંચે છે. ૧) એક વધુ "યસ્તે શબગીરે" યાને સરોષની યજશની ભણવામાં આવતી હતી. તે અહિંઆં નથી ભણવામાં આવતી. ૨) ત્રીજા દીવસની ઉઠમણાની ક્રિયા ફારસીમાં એ ક્રિયાને 'સીયુમ' યાને ત્રીજા દીવસની ક્રિયા કરી કહે છે. કેટલાકો ધારે છે તેમ બપોરની ક્રિયા તેના ગુજરાતી બોલ ઉઠમણાંને લીધે તે આપણે હીંદુસ્તાનમાં દાખલ કીધી હતી પણ એવું કાંઇ નથી. ૩) ક્રિયામાં અરપણ કરવાની ચીજોમાં

'સીર વ શીદાબ' આપવામાં આવતું જેની જગા હાલ શરબત લે છે. ૪) જેમ હાલ કેટલેક ઠેકાણે ગામોમાં રેવાજ ચાલુ છે તેમ ખાતી વખત કુતરાને ગુક નાંખવામાં આવતો. ૫) ત્રીજા દીવસની બપોરના બે સરોષ બાજ ઇરાનમાં ભણવામાં આવે છે. આપણી તરફ ખોરશેદ અને મહેર નીયાએશ ભણવામાં આવે છે. ૬) ગુજરેલાંની પછવાડે તેના જીવતાંઓએ ત્રીસ વરસ સુધી તેની બાજ કરવાનો ઇરાની રેવાજ છે. આપણે પણ એ કાનુન યાદ રાખવો અને જો મરજી હોય તો તેમ કરવું. ૭) સગદીદની બાબદમાં પ્રો. શેહેરીયાર વિદ્વાન મરહુમ મી૰ તીલક ચોપડીપરથી ચીનવદ પુલને Milky Way (આકાશ ગંગા) ગણે છે અને તેના નક્ષેત્રમાં બે કુતરા જે આકાશ ગંગા સંભાલે છે, તે Canis major and Canis minor નામના છે.

જેમ આપણામાં આત્માને ચિનવદ પુલ પસાર કરી જવો પડે છે તેમ એક બીજી જાતમાં તેને વહાણમાં બેસીને મહાસાગર પસાર કરવો પડે છે, અને બીજાઓના જણાવ્યા પ્રમાણે આત્માને બીજી જહાનમાં જવા માટે એક નદી પસાર કરી જવી પડે છે. મી૰ તીલક ઘણી કાબેલીયતથી ચિનવદ પુલ માહાસાગર અને બીજી પ્રજાઓમાં જણાવેલું વહાણ યા નદી બધું એકજ ગણે છે. પુનરજન્મ અને અવતાર જેવું રીગવેદમાં તો આપણે જોતા નથી એ વિષે પ્રો. મેકસમુલર પણ કહે છે કે There is in the Vedas no trace of metempsychosis or trans-, migration of souls from heaven to animal bodies instead of that we find a belief in immortality.

પાછલા જમાનામાં એ પુનરજન્મનો વિચાર હીંદુઓમાં દાખલ થયો હતો અને રીગવેદના ૧૦ મ. ૧૬ સુ. જયારે કહે છે કે ઓ લાસ! તારા નસીબમાં હોય તો તું પાણીમાં જા ને ત્યાં સઘળા અવયવો સાથે ઘર બનાવ. વિશ્નુસ્મૃતિમાં એ વિષે વધુ વીવેચણ આવે છે. જ્યાં કહે છે કે પાપી માણસો પોતાના પાપના પ્રમાણમાં પુનરજન્મ લે છે. જેઓ મહા પાપી હોય છે તેઓ ઝાડપાન તરીકે જન્મ લે છે. બીજાઓ ઓછા પાપ પ્રમાણે કીદા, પક્ષી, જાનવર વગેરેના અવતાર લે છે. અનાજ ચોરનાર ઉંડર, ગોસ્ત ચોરી ખાનાર ગીધ, ફળ ચોરનાર વાંદરો વગેરે. આ જન્મ ધારણ કીધા પછી તે પાપી શખ્શ માણસ રૂપે જન્મ લે છે પણ કાંઇબી ખોડખાપણ યા દુઃખદરદ તે સાથે લેતો આવે છે. જેમકે જેણે ગાય ચોરી હોય તે આંધળો બને છે, જેને અનાજ ચોરયું હોય તે બદહજમીથી પીડાય છે, જેને વચન તોડયું હોય તેમી તાલકીપર બાલ હોતા નથી વગેરે. કહે છે કે જ્યારે પાપીઓ દુનિયામાં વધતા જાય તો

પુનરજન્મમાં પણ વધારો થતો જાય, તેથી હીંદુઓમાં એક નવો ખ્યાલ દાખલ થયો કે ચોકસ વખતે ખુદ દેવ પોતે માણસ તરીકે અવતરે છે, ને આ દુનિયામાં પાપ ઓછાં કરવાનું શીક્ષણ આપે છે. ભગવત ગીતામાં નીચલા શ્લોકો આવે છે—

यदा यदा हि धर्मस्य ग्लानिर् भवति भारत
अभ्युत्थामधर्मस्य तदात्मानं सृजाम्यहं
परित्राणाय साधुनां विनाशाय च दुष्कृतां
धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे

યાને કે ઓ ભારત! જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે, જ્યારે જ્યારે અધર્મ ઉત્પન્ન થાય છે, ત્યારે ત્યારે હું પોતે જન્મ લઉં છું. સારા લોકોના રક્ષણ માટે, દુષ્ટ કામો કરનારાઓના નાશ માટે, ધર્મની સંસ્થાપના કરવા અનેક જમાનાઓમાં હું જન્મ લઉં છું.

પારસી ધર્મમાં પુનર જન્મ વિષે કશું લખાણ મલતું નથી અને હીંદુઓમાં પણ એ વિચાર જ્યારે પારસીઓ સાથે વસતા હતા ત્યારે તો હતોજ નહીં પણ પછવાડેથી દાખલ થયો હતો, એવું આપણે ઉપર જોઇ ગયા છઇએ. વેદમાં યમને વીવસવતનો છોકરો કહેલો છે, તે દુનિયામાં સૌથી પેહલો માણસ હતો ને તે સૌથી પહેલે ગુજર્યો હતો અને તેથી તેને પેલી દુનિયામાં ગુજરેલાંઓનો વડો ગણ્યો છે. એનું આકાશી રહેઠાણ "યમસાદનામ" છે જે સુખ અને આશીરવાદનું રહેઠાણ હતું અને તે દુઃખોથી નીરાલું હતું. યમ ને પ્રો. વેસ્તર ગાર્ડ કહે છે તેમ અવસ્તા વંદીદાદમાં એક માણસ તરીકે જણાવેલો છે, જ્યારે વેદમાં એક ખોદા તરીકે જણાવેલો છે. અવસ્તા અને વેદના વખતમાં જેઓ જરથોસ્તની આગમજ થઇ ગયલા સોષ્યન્તો હતા તેઓને ભલા ચીતારેલા છે, પણ પાછળથી વેદવાળાઓએ તેઓને ખોદા તરીકે પીછાણ્યા. જેમકે જમશેદ, અવસ્તા યમ. સં. यम ફ્રીદુન અ. થ્રએતઓન સં. त्रैतन થ્રીત અ. થ્રીત સં. त्रीत આતબીન અ. આથવ્ય સં. आपत्य.

વેદવાળાઓએ એ લોકને પછવાડેથી ખોદા તરીકે જણાવ્યા છે તેનું કારણ એ કે તેઓ તેઓના વડવાઓ હતા.

હીંદુઓમાં એક રેવાજ જાએજ હતો કે જેવો પારસીઓમાં પણ અગાઉ હતો કે અઢારમની બામદાદે પાછલી રાતના ઉઠમણા વખતે એક ગોસપંદ યા બકરૂં કપાવવું અને તેની ચરબી ગુજરેલાંઓનાં પુન્ય માટે આતશ ઉપર બાળવી. એ રેવાજ પેલા આતશની નીઆએશમાં આવતી

"દાઇત્યો પિથ્વી બુયાઓ" યાને ઓ આતશ! તું ખોરાકમાં લાયક થજે પરથી નીકલ્યો હતો. પિથ્વીનો અર્થ ખોરાક થાય છે પણ તે કાંઇજ નહીં પણ લાકડાંનો છે. પણ તેને ભુલથી કેટલાકો ચરબી અર્થ કરી આતશપર ચરબી મુકવાનો રેવાજ સાબેત કરતા હતા, પણ તે ગલત હોવાથી તે રેવાજ બી ખોટો થર્યો છે. હીંદુઓમાં એક રેવાજ એને મલતો છે. રીગવેદ ૧૦–૧૬–૪, ૧૦–૧૬–૭ પરથી માલમ પડે છે કે વેદીક હીંદુઓ એક બકરૂં કાપીને તેના ગોસ્તને મરણ પામેલા શખ્શનાં બદનની આસપાસ બાંધતા હતા, અને પછી તેને અગ્ની સંસ્કાર કરવામાં આવતો હતો, યાને કે તેના બદનને આતશથી બાળી નાખવામાં આવતું હતું. અથર્વવેદ ૧૨–૨–૪૮ પરથી જણાય છે કે બકરાંને બદલે એક ભારબરદાર બલદને મારી નાંખી મુવેલાં બદનની સાથે અગ્નિમાં નાખવામાં આવતો હતો. આમ કરવાનો ખુલાસો એ હતો કે તે વખતે વેદીક લોકોમાં એવો એતેકાદ હતો કે આ બલદ અથવા બકરાંની પીઠપર બેસીને ગુજરનારનો આત્મા વૈકુંઠ અથવા બેહેસ્તમાં જાએ. જેમ આપણાં ધર્મ પ્રમાણે પેલી જહાનમાં જવા પહેલાં રવાનને ચિનવદ પુલ ઓલંગી જવો પડતો હતો તેમ હીંદુઓમાં "વૈતરણી" નામે નદી પસાર કરવી પડતી હતી. એ નદીપર જવાના બે રસ્તા હતા, કે જેને દેવયાન Road of the Gods અને પિતયાન Road of the Fathers કહેતા હતા. હવે આ દેવયાન નામના રસ્તા માટે કહે છે કે તે વરખ રાશી Taurus તથા મેશ રાશી Aries ની ઉતરે હતો, અને તે રસ્તો બીજો કોઇ નહીં પણ જેને ઇંગ્રેજીમાં Milky Way કહે છે તે હતો. એવું મારા એક ભલા અને ભણેલા મિત્ર તથા સંસકૃત ભાશાના ઉસ્તાદ અને પરીક્ષક મી૦ હોડીવાલા કહે છે. ઉપલી વૈતરણ નદી તે Milky Way નો એક ભાગ હતી. આ ઉપરથી એમ દીસે છે કે મરનારનો આત્મા આ આકાશી બલદ Taurus અથવા બકરાં Aries તરફ જતો હતો અને તે તારારૂપી જાનવર ઉપર બેસી તે આત્મા Milky Way ઓલંગી બહેશતમાં જતો હતો. વળી હીંદુઓમાં એક બીજો ખ્યાલ છે કે દેવતાઓને જે અરપણ કરવામાં આવે તે લઇ જનાર આતશ દેવતો છે. આ અગ્નિ દેવતો મુવેલાંના આત્માનેબી પેલી જહાંનમાં લઇ જતો હતો. આ અગ્નિ દેવતાને મહેનત પડે નહીં તેથી પેલા આત્માને સ્વારી કરવા સારૂ બકરાં ને બળદને અરપણ કરવામાં આવતું હતું, પણ વેદની પાછલ આવતા હીંદુઓએ જોયું કે આ ક્રિયા નકામી છે તેથી આજે જ્યારે કોઇ ગુજરી જાએજ ત્યારે બલદને મારી અગ્નિમાં નાખવાને બદલે ગાય બળદને છરી તલેથી છોડવી તેનો જીવ

ઉગારવામાં પુન્યનું કામ સમજવામાં આવે છે. આપણે પણ કોઇ ગુજરી જાએ છે તો પહેલા ત્રણ દીવસ ગોસ ખાતા નથી, અને જેમ બકરાં કાપવાનું કામ આપણાંમાંથી હાલ બંધ પડયું છે તેમ તેની ચરબી આતશપર મુકવાનું પણ બંધ પડયું છે. મી૰ શાપુરજી કા. હોડીવાળા સર જમશેદજી જી. જરથોસ્તી મદરેસાના જુબીલી મેમોરીયલ વોલ્યુમનાં એક પેપરમાં કહે છે કે યમને વેદમાં એક માણસ તરીકે ચીતારેલો છે. અવસ્તાના 'યીમ' માફક તેનું 'યમ' સાથ મલતાપણું છે, અને જો કે વેદમાં ઘણીક જગોએ તેને એક દેવતા તરીકે ચીતારેલો છે, તોપણ યીમને તેવી રીતે ચીતારેલો આપણે અવસ્તામાં જોતા નથી. તેવણ પો. મેક્સમુલર કે જેવણ યમને વેદમાં દેવતા તરીકે જણાવે છે તેને મી૰ હોડીવાળા તેવણથી જુદા પડી માણસ તરીકે જણાવે છે. તેવણ રીગોદના ૧૦-૧૩-૪ ફકરાને યસ્ન હા ૩૨-૮ સાથ સરખાવે છે જેનો તરજુમો નીચે મુજબ છે :—

Yima (Jamshid) in order to please us men reviled the Lord of the Earth.

આ ફકરો દેખાડે છે કે જમશેદ પાદશાહે કાંઇ ખોદાઇ દાવો કીધો હતો નહીં, પણ તેની રૈયતે તેને ખોદા તરીકે પીછાનવા માંગ્યો અને તેણે તેઓને ખુશી રાખવા તે દરજ્જો કબુલ રાખ્યો. આ દંતકથા રીગવેદ સાથ સરખી દીસે છે. લોકોએ ઋષી યીમ કે જે પરહેજગાર સેતાયશ કરનાર હતો તેને બેહેસ્તપતિ બનાવ્યો અને તેણે તે ઓધ્ધો કબુલ રાખ્યો તેથી તે કે જે અમર હતો તે મોતને લાયક થઇ પડયો. વળી આપણે જોઇએ છીએ કે આગળા વખતની તવારીખ દંતકથાના ભેલથી અને વધુ માન પામવાથી દેવતાઇ વાર્તામાં ફેરવાઇ જાય છે. જેમ કે ગ્રીસ અને રોમના હીરેકલીસ, પર્સીયસ હરકયુલીસ, સેમ્યુલસ વગેરે મોટા ભાગ ભજવી ગએલાં માણસો જમાનાઓ વહી જવાથી દેવતાઇ પુરૂષો તરીકે ગણાઇ ગયા છે. બનવાજોગ છે કે તવારીખ અને દંતકથાની ભેલ-સેલથી ઘણા છબરડા થાય, તેજ પ્રમાણે વેદ જો પાછલા વખતમાં લખાયો હોય તો બનવા જોગ છે કે આગલા વખતના કયાની અને પીશદાદીયન મહાન પુરૂષોને વેદમાં દેવતાઇ સ્વરૂપ આપેલું હોય અને તેમજ છે. જેમકે જમશેદ અને કયાની વંશનો કૈખશરૂ તે વેદના દેવતા યમદેવ અને સુશ્રવસદેવ છે. સ્કોલરોના જણાવ્યા પ્રમાણે ઋગ્વેદ, સામવેદ, અજુર્વેદ અને અથર્વવેદ એ ચાર વેદો ઇ. સ. પુર્વે ૩૦૦૦ થી ૫૦૦૦ સુધીમાં લખાયા હોય. હવે પાછલા અવસ્તા જેવાકે વંદીદાદ અને ફર-વરદીન યસ્ત કે જેમાં એક નાઇખ્યાઓંધો ગઓતેમહેનું એક ધર્મગુરૂ સાથની તકરારનું ખંડન આવે છે, કે જે નામને દસ્તુર દારબજી સંજાણા

ૠગવેદના એક કર્તા ગોતમના છોકરા નોધસ સાથ સરખાવે છે. જો એ ફ્રરવરદીન યસ્ત ૠગવેદની લગભગ નજદીકના જમાનાની હોય તો અશો જરથોસ્તનો જમાનો ઇ. સ. પુ. ૫૦૦૦ વર્ષથી પણ અગાઉનો મુકી શકાએ.

જોન મારશેલ, ડા. સ્પુનર અને ડા. સ્તાઇન જેવા મહાન શોધકોએ ઉતર હીંદ અને મધ્ય એશીઆમાં તક્ષીલા પાતલીપુત્ર, ખોતન વગેરેના ખોદકામપરથી સીધ કર્યું છે કે પારસી ધર્મનો પ્રસાર હીંદુ, જઇન અને બુધિસ્ટ વગેરેની ઉપર કાંઇક વર્ષો ઉપર થતો આવ્યો છે. ડા. સ્પુનર તો રોયલ એશીઆતીક જરનલમાં પુરવાર કરે છે કે ચંદ્ર ગુપ્ત અશોક, ગોતમ બુદ્ધ વગેરે જરથોસ્તી આચારવિચારના હતા. તે કહે છે કે માહાભારતમાં અસુર માયાના મેહેલો તેજ પાતલી પુત્રના ખોદી કાઢેલા મેહેલો છે કે જે ચંદ્ર ગુપ્તે બંધાવેલો છે અને તે પરસીપોલીસની નકલ છે.

હવે આપણે આપણી ક્રિયાઓમાં ચાલુ રહેલા વહેમ વગીલા વિષે થોડુંક બોલીશું.

અખીયાનાં—એક બુતપરસ્તી ક્રિયા જે મરણને પહેલે દીવસે કરવામા આવે છે અને જે અખીયાનાં નામે ઓલખાએ છે તે બેહેદીનોને ઘર ચાલુ છે. મારી જાણ પ્રમાણે અથોરનાન કુટુંબમાં એ ક્રિયા થતી નથી.

પંચકના ઢીંગલાં—જો ખેશીનું મરણ પંચકમાં થયું હોય અને જો લાસને પંચકના ઢીંગલાં વગર અવલમંજલ પુગાડી હોય તો પંચકના જેટલા દીવસ બાકી હોય તેટલાં બીજાં મરણ કુટુંબમાં થવાંજ જોઇએ. તેનો અટકાવ કરવા માટે લાસ સાથ ઢીંગલાંનો ભોગ આપવાનો કમકમાટભર્યો રેવાજ મોબેદ અને બેહદીન વર્ગની સુધરેલી બાનુઓમાં ચાલુ છે.

તનદરોસ્તી ભણાવવાનો રેવાજ—લાસની તનદરોસ્તી એટલે શું?

લોબાન મુકી ફ્રરજ આપવાનો રેવાજ—એવા રેવાજોથી મોબેદી તોલો નીરાલો છે. લાસ આગળ ભણતર—આગલા વખતમાં ગુજરાતમાં જયાં જયાં જરથોસ્તી વસ્તી હતી ત્યાં ખેશાવંદોજ લાસને સાચવતાં હતાં, અને આતશ રોશણ રાખતાં. હાલમાં અથોરનાન તોલામાં એ અસલી રેવાજ ચાલુ છે. લાસને અવલમંજલ પુગાડયા પછી કોઇપણ મોબેદ બોંય આગળ ભણતર કરતો નથી. કેટલેક ઘરે બે મોબેદ બેસાડે છે સેહેનશાહી બેહેદીન ગુજર્યું હોય તો વસવસાથી કદમી મોબેદ ત્રણ બેસાડે છે. નવાં કપડાં અને નવી ગેહાન. દખમું પહેરેજવાનો ખોટો રેવાજ.

રસ્તાનું ગેહસારણું—બેહેદીન સાહેબોમાં આખે રસ્તે બે મોબેદો પાસે ગેહ સારવાની ક્રિયા કરાવવામાં આવે છે. અથોરનાનોમાં એ રેવાજ નથી. સરોષની નેયતે ઇજશને લાસને અવલમંજલ પુગાડવા પછીજ

કરવાનો ભલો અને દુરઅંદેશ રેવાજ છે. ઉઠમણું ઉજીરન ગેહમાં કરવાનો આપણા ન્યાગાનોનો રેવાજ છે. કેટલાક સાહેબોએ હાદોખ્ત નુસ્કની બીજી પરગરદમાં ચહારમની બામદાદે રવાન વિષે અલંકારીક લખાણ આવેલું છે તેને આધારે થોડાક વર્ષની વાતપર એવું મત જાહેર કીધું કે ઉશહેન ગેહમાં રવાનના છુટકારાની વખતે તેના ખેશાવંદો એકઠા મલે, એ ઉજીરન ગેહ કરતાં વધારે વાજબી છે. બેહેદીન સાહેબોમાં એ માન્યતા વધારે ને વધારે કબુલાઇ અને તેના પરીણામમાં ઉજીરન તથા ઉશહેન ગેહમાં બન્નેમાં ઉઠમણાની ક્રિયા કરવાનું ઠરાવ્યું, કારણકે વસવસાથી લોકોના દીલ રંજીદાં થયાં. એ ક્રિયા બેહેદીનોમાં બહુ માનીતી થઇ પડી તેનું કારણ એ કે આપણે જેબી કાંઇ ક્રિયાકામો છુટકારા વખતે કરીશું, તે રવાનની બહેતરી માટે કામ લાગશે એવી માન્યતાને આધારે બન્ને ગેહમાં ગેરવાજબી ખર્ચ ચાલુ થયો. દસ્તુર પેશોતનજીએ પોતાના માતાની ઉઠમણાની ક્રિયા ઉજીરન ગેહમાંજ કીધી હતી. મીઠાઇ મેવા અને જાતજાતનાં મીસ્તાનોં અશો ફરોહરોની યાદમાં કરવાનો વિચાર તદન ભુલભરેલો અને ખોટે માર્ગે લઇ જનારો છે. એક સવાબની પુઠે એક પાદશાહ એક ખજાનાનો ખરચ કરે અને તેજ સવાબને માટે એક ગરીબ ફકીર એક પૈસો ખરચ કરે તો હકતાલાની દરગાહમાં બન્નેનો સવાબ તથા દરજ્જો એકસરખો છે.

સર ઓલીવર લોડજ કહે છે કે જરથોસ્તી ધર્મ બેહદ બુલંદ છે. એ ધર્મ સાર્વજનીક (universal) છે. દરેક માણસને મુવાફક આવે તેવો એ ધર્મ છે. તે ખાસ કે આમને એક સરખો ફાયદાકારક છે કારણ કે તેની મોટામાં મોટી ખુબી સાદાઇ છે. આપણો ધર્મ જેમ કેટલાંકો સમજાવવા નીકળ્યાજ તેમ ભેદભરમ અને ગુચવાડાથી ભરેલો મુશકેલ ધર્મ નથી, પણ તેના ધર્મના સીદ્ધાંતો અને ક્રિયાઓ સાદાં અને સહેલ છે કે કોઈ સાધારણ અકકલવાળું માણસ પણ નેક નિષ્ટાથી અને પાકીજગીથી તેની સાધારણ અગતજોગી સમજ મેલવવા માંગે તો મેલવી શકે, અમલમાં મુકી શકે અને તેના ફાયદા મેલવી શકે. આપણા બુલંદ જરથોસ્તી ધર્મની નેમ ઉમદામાં ઉમદા છે, અને તે એકે તે મજહબ મારફતે માણસ ખુદાની ખુબી તેની નેકી અને તેની ખલકતને પોતાની નજર આગલ હમેંશાં રાખે, તેને મલતા સબકો મનમાં ગોખે, તે પ્રમાણે ચાલવાની હમેશ કોશેશ કરે અને તેમ કરી પોતાના ને પોતાની આસપાસના ભલામાં હમેશાં ગુતાયલો રહે. "આપણી ક્રિયાઓમાં કાંઇ વહેમ વસીલા ભર્યું તત્વ નથી. આપણી ક્રિયાઓ કાંઇ અદભુત અને ચમત્કારીક બનાવો બતાવ-

વાના સાંધણો મેલવવા માટે નથી, આપણી ક્રિયાઓ કાંઇ ખ્યાલી હવાઇ કૂતવાઓ માટે નથી, આપણી ક્રિયાઓ કાંઇ માનતા માટે નથી. આપણી ક્રિયાઓ કાંઈ લહાવો ખાઇ જવા માટે નથી, કાંઈ દેવ દેહેરાં પુજવા, દરીએ કીનારે ફુલ, ખાંડ, સાકર, લાડવા, પોલી, જલેબી, ઘી યા તેલ ચઢાવવા માટેનો ભોગ આપવા માટે નથી. આપણી ક્રિયાઓ બ્રાહમણો જોશીઓ વગેરે હુતમ ઢાંતમ કરનારાઓના લાગવગથી કોઇ પુજાપાત્રી કરવા કહેતી નથી, કાંઇ પંચક ક્રિયા, બાધા કરવી યા ગુજરેલાના કાલબુદ સાથ ઢીંગલા ઢીંગલી બનાવી દખમે ચઢાવા આપણી ક્રિયા કહેતી નથી, પણ તે આપણની અકલને અનુસરતી, માણસની નેક ખાસીયતને ઉશકેરનારી છે, માટે તેની તરફ દરેક જરથોસ્તીએ માનથી જોવું જોઇએ." આપણા લોકો ક્રિયાઓ વખતે શાંતીથી મન લગાડતા નથી તે વેળા વાતચીત હસવું બોલવું કરે છે. યુરોપીયનોમાં તેથી ઉલટીજ રસમ છે. તેઓ ક્રિયાઓ મુકરર વખતેજ શરૂ કરે છે, અને લોકો પુર ગંભીરતા અને શાંતીથી તેમાં સામેલ રહી તે પૂરી થયા પછીથી વીખરાઇ જાય છે.

કહે છે કે અસલમાં માણસજાત ફક્ત ખોદાતાળાની યાદમાં ક્રિયાઓ કરતો અને તેમ કરી બંદગી કરતો. ક્રિયાઓ સિવાય વચનની બંદગી પહેલે નહીં હતી. પ્રો. મેકસમુલર કહે છે તે એથી ઉલટુંજ છે. તે કહે છે કે પહેલવહેલો આદમી ખોદાને ફક્ત બંદગીથી યાદ કરતો, પછી તે બંદગીને મજબુતી આપવા ક્રિયાઓ સામેલ કીધી અને પછી વચનની બંદગી છોડી દઇ ફક્ત ક્રિયાઓને બંદગી ગણવા લાગ્યા.

આ અનુમાન બુધીસ્તોના બંદગીના ચક્રો હારદી વગેરેના દાખલા-પરથી ખરૂં હોય એમ દીસે છે. એક લખનાર કહે છે કે જેમ એક કોટલામાં એક રીતે મહાસાગર સમાયલો હોય છે તેમ ક્રિયાનું કોટલું જો બરાબર માણસ સમજે અને તે ઉપરથી ધડો લે તો તે ઉપયોગી છે. એક ક્રિયામાં વપરાતી ચીજોમાં નિશાની તરીકે જેમ છુપો ભેદ તેમ જાહેર થએલી બશારત હોય છે. ક્રિયાઓ અને રીવાજો ભકિતભાવ ચાલુ રાખે છે. ક્રિયાઓ ધર્મનાં મૂળ તત્વો મન ઉપર મજબુટાથી ઠસાવે છે. ક્રિયા વગરનો કોઈ ધર્મ નથી પણ તે કદાચ હોઈ શકે પણ ધર્મ વગરની ક્રિયા નહીં હોય. ધર્મ પહેલો અને ક્રિયા પછી. જે ક્રિયા ક્રિયા કરનારને વધારે પવિત્ર બનાવે તેજ ક્રિયા બરહક છે નહીં તો ફોકટ. એક લખનાર કહે છે કે Sacrifice is that which makes the sacrifier sacred.

Stanhope says 'The secret sense of God's goodness is by no means enough, men should make solemn and outward expression of it when they receive His creatures for their support, a service and homage not only due to Him but profitable to themselves.

# પ્રમાણિકપણું અને ચોખવટ.



પારકી મિલકત તરફ વાજબી અને પ્રમાણિક નજરે જોવું અને પોતાના કામકાજમાં હલકા અને સ્વાર્થી ઘાટ ઘડવાથી દૂર રહેવું તેને પ્રમાણિકપણું યા ચોખવટ કહે છે. જો પ્રમાણિકપણું ન હોય તો સંસાર અવ્યવસ્થામાં આવી પડે, વેપારરોજગાર અને ધંધોધાપો બંધ પડે અને સુધરેલા પ્રદેશ પણ ચોર અને ખૂનીઓનું રહેઠાણ થઇ પડે. જે માણસે જે કાંઇ ચીજ ચોખવત રીતે મેળવી હોય તે મિલકત તેની ગણાએ અને કોઇબી માણસને તે લઇ લેવાનો હક નથી. જો તમારી પાસ રૂપીઓ હોય તો તે કોઇ માણસ ચોરી લે તે તમને ગમતું નથી. જો તે રસ્તે પડી જાએ અને જો કોઇ છોકરો તેને જોય તો તમો એવું ઇચ્છશો કે તમને તે પાછો લાવી આપે અને પોતા માટે રાખે નહી. જો આપણે ઇચ્છીએ કે બીજાઓ આપણી સાથ સારી રીતે ચાલે તો આપણે પણ તેઓ સાથ તેમ ચાલવું જોઇએ. કહેવત છે કે પ્રમાણિકપણું એ એક સૌથી સરસ રીત છે. Honesty is the best policy, તેનો અર્થ એ કે ચોખવત અને પ્રમાણિકપણું એ સૌથી સરસ આચાર છે. ઉઘાડી લુટફાત અને જુલમથીજ ચોખવટનું ઉલંઘન થાય છે, એટલુંજ નહીં પણ દરેક રીતની ઠગાઇ અને છેતરવાથી પણ તેનું ઉલંઘન થાય છે. વાલી નહીં શકાએ એવું દેવું કરવાથી, આપણા નોકરચાકરની વાજબી રોજીમાં કે સરકારી નોકરોના પગારમાં ભુલથાપ દેવાથી, પાછું નહીં આપવાને ઇરાદે ઉછીનું લેવાથી, અને બીજાનો માલ ઓછે પડાવી લેવાની કોશેશ કરવાથી પ્રમાણિકપણાનું ઉલંઘન થાય છે. જો આપણે ઇનસાફી રીતે ચાલીશું તો આપણે છેવટ સુધી પણ સારી રીતે ચાલી શકીશું. અપ્રમાણિક માણસ એક મુર્ખો માણસ છે. એક દુકાનદાર ખોટાં વજનો વાપરી થોડો વખત વધુ પૈસા મેળવશે, વળી વાજબી કરતાં વધુ કીંમત લઇ પૈસાદાર થવાની ઇચ્છા રાખશે યા તો હલકો માલ વેચી પૈસા પેદા કરશે, પણ ખરીદનારાઓ જલદીથી જોઇ શકશે કે તેઓ ઠગાયા છે, અને બીજીવાર તેની તરફથી માલ લેશે નહીં. અતિ લોભી સ્વભાવ, ઉડાઉપણું, સ્વછંદ, એદીપણું અને સુધર્યા વગરની સમજશકિત એ અપ્રમાણિક થવાના કારણો છે. આ દુનિયામાં માણસને ઘણીવાર લાલચો ખરો માર્ગ છોડવાને લલચાવે છે. તેઓ બે તરેહથી માણસોને ફસાવવાનું કરે છે, કાંઇ મેલવવાની ઉમેદ આપીને, અથવા કાંઇ ખોવાની ધાસ્તી દેખાડીને. પૈસાની,

હવસની, હકુમત અને અખત્યારની, અથવા પરપોટા સમાન થોડાવારની પ્રખ્યાતિ મેળવવાની અને એ વગેરે બીજી તરેહવાર લાલચોથી માણસના મનની મજબુતીની પરીક્ષા થાય છે. તેમાંથી ઘણાં થોડા ફતેહમંદીથી પાર પડે છે. બાકીનો મોટો ભાગ તો કોઇ નહીં ને કોઇ લાલચને તાબે થઇને પોતાનાં બન્ને ભવના સુખનો નાશ કરે છે. જેઓ તેને તાબે નહીં થાય તેઓને ધન્ય છે. જેઓ તેની સામે મજબુત રહે અને ચોખવટ સાચવે તેઓને આફ્રીન છે. કારણકે ઘણાં સાધારણ માણસોજ નહીં પણ ચઢતી પંકિતના માણસોબી તેના ફરેબમાં ફસીઆં છે અને ફસે છે. એવા સઘળાઓની આબરૂ ઉપર હમેશની કાળી ટીલી રહી જાય છે. લૉર્ડ બેકન જેવો નામાકીત ફીલસુફ પોતાના ન્યાયધીશના ઓહ્દા ઉપરથી લોભ લેવાની લાલચને વશ થયો તેથી તેની તમામ કીર્તિને હમેશની ઝાંખ લાગી છે. સેંકડો આદમીઓ એજ રીતે બુરા હવસની લાલચમાં ફસીને ખુવાર થઇ ગયા છે. અપ્રમાણિકપણાથી અલગ રહેવું હોય તો બીજાનાં ચઢિયાતાં સુખસંપત તરફ અદેખાઇ કર્યા સીવાએ જોવાની ટેવ પાડવી. આપણી આશાને આપણા સાધનથી બહાર જતી અટકાવવી, આપણાં ધંધારોજગારમાં મહેનતથી મચ્યા રહેવું, અને અદેખાઇનો દુર્ગુણ નીચ અને હલકો છે એવું આપણા મનમાં નિરંતર સમજી રાખવું. વાજબી દેવું વાલવાની પોતામાં તાકાદ નથી એવું જાણવાથી પ્રમાણિક માણસને સૌથી વધારે લાગે છે, એ માટે કોઇવાર કરજની આપદામાં આવી પડવાની ફરજ ન પડે, એને માટે લાંબી નજરથી સારીપેઠે મહેનત લેવી. આપણા મોજશોખને માટે ઉધારઉછીકું કરવા કરતાં દુઃખ વેઠવું એ વધારે સારૂં છે. ઉધારઉછીનું કરવાની કદાચ આપણને ખાસ જરૂર પડે તો તે પાછું વાલવાને પેહલી તક શોધવી અને તે પાછું વળતાં સુધી આપણો ખરચ કમી કરવો જોઇએ. પુરાતન ઇરાંનીઓમાં કરજ કરવાનો ઘણો અભાવ હતો કારણ કે હીરોદોતસ કહે છે કે તેઓ માનતા હતા કે તેથી કેટલીકવાર જુઠું બોલવાની ફરજ પડે છે દસ્તુર આદરબાદ મારેસ્પંદ પોતાના છોકરાને નસીહત દે છે કે "બદખાસીયતના અને બદતોખમના મરદથી કાંઈ કરજે લેતોબી મા અને આપતોબી મા કેમકે ભારી વ્યાજ આપવું પડશે, અને હરવખત તારે બારણે તે ઉભો રહેશે અને હમેશ ઉઘરાણી કરનાર તારે બારણે મોકલશે, તેથી તુને ઘણું નુકસાન થશે." કરજ કરવાથી આપણે મન મારવાની તથા સંતોષ રાખવાની નીતિથી ઉલટી ચાલ ચલાવીએ છીએ, તે પાછું આપવાને ખરાખોટા વાયદા કરવા પડે છે, અને જો વાયદા ખોટા પડે તો જુઠું

બોલવાનો ગુનાહ લાગે છે તથા આપણી આંટ તથા આબરૂ જાય છે. કરજ કરવું અને ગુલામ થવું બરાબર છે. અંગ્રેજીમાં કહેવત છે કે "બીજે દહાડે કરજદાર ઉઠવા કરતાં ખાધા વગર સુવું ભલું. ઘણાઓ ચોરી કરે છે તે એવી ધારણાથી કે કદી પકડાઇ આવશે નહીં અને તેની સજા તેને ખમવી પડશે નહીં, પણ એમ ધારવામાં તેઓ મોટી ભુલ કરે છે. રોજ એવા ગુનાહો શોધી કાઢવામાં આવે છે કે જે કદી આપણે મનમાં ધાર્યા પણ ન હોય. અપ્રમાણિક માણસને કોઇ દીવસ શાંતી હોતી નથી. જ્યારેબી કોઇ સીપાઇને તેની નજદીક આવતો તે જોય છે ત્યારે તે ધારે છે કે તે તેને પકડવા આવ્યો છે. પણ તે આ દુન્યામાં પકડાએ યા નહીં તોબી દાદાર અહુરમજદ તો તેની ચાલ જોય છે,. અને તેને પાછળથી તેના કામ મુજબ સજા કરશે. આપણે યાદ રાખવું જોઇએ કે પ્રમાણિક થવાની રીત આ છે કે જ્યારેબી ઠગવાનું મન થાએ ત્યારે તેની સામે મજબુત ઉભા રહીએ અથવા તો કોઇની ચીજ લેવાનું મન થાએ ત્યારે મનને મારીએ. જે પૈસા તમારી સંભાળ હેઠળ રાખવા કોઇએ આપ્યા હોય તે આપણા ફાયદા માટે કદી વાપરવા નહીં, એક કલાક પણ તે લેવા તે લુચાઇ છે એમ ધારવું. અપ્રમાણિકપણું એજ રીતે શરૂ થાય છે. પહેલે રકમ જે લીધી હોય તે નાની છે અને તે જલદી આપી દઇશું એવો વિચાર આવે છે. પણ પછીથી તે રકમ આપણે વધારતાજ જઇએ છીએ અને તે અદા કરવાનો વખત પણ લંબાવતા જઇએ છીએ, પછીથી શોધખોળ થાય છે અને તેનું પરીણામ સજા છે. એથી ઉલટું ઘણા માણસોએ જ્યારે તેઓ જુવાન હતા ત્યારે અપ્રમાણિકપણાંની સામે થઇ અને લાલચને દાબી નાખી ફતેહ મેલવી છે તેથી તેને એક ભલાં અંતઃકરણનું સુખ હોય છે, અને તે સાહેબની પસંદગી તેની ઉપર ઉતરે છે કે જે બાઇબલ પ્રમાણે નીચે મુજબ છે. "That which is altogether just shalt thou follow." આપણે પ્રમાણિક થવું જોઇએ, ફકત તે એક સર્વથી સારી રીત છે તે કારણસરજ નહીં, પણ તે ખરી અને સાચી છે. મનુના કોદમાં નીચલી લીટી મલે છે:—

Not even here on earth are blest
Unrighteous men who thrive by wrong
And guileful arts; who bold and strong,
With cruel spite the weak molest.

Though goodness only bring distress,
Let none that hallowed path forsake

Mark what reverses overtake
The wicked after brief success.

દરેક માણસને પોતાની આબરૂ વ્હાલી હોય છે. જો એક શીક્ષકને પોતાના છોકરાંઓ માટે પુછવામાં આવે તો તે દરેકને માટે તેની ચાલ-ચલણ કહી આપશે કે ફલાનો ઉદ્યોગી છે, ફલાનો સાચ્ચો છે, ફલાનો ચોરી કરે છે, ફલાનો જુઠું બોલે છે વગેરે. મહાન કવિના બોલો ગોખી રાખવા જોગ છે જે કહે છે કે—

Good name in man or woman, dear my lord
Is the immediate jewel of their souls;
Who steals my purse steals trash; 'tis something, nothing.
'T was mine,' tis his and has been slave to thousands;
But he that filches from me my good name
Robs me of that which not enriches him
And makes me poor indeed.

જ્યારે આપણને એક ચીજ આપવામાં આવે છે અથવા આપણે ખરીદીએ છીએ ત્યારે તેના માલેક થવાથી આપણને ખુશાલી લાગે છે. પણ જો તે અપ્રમાણિકપણે આપણે મેલવેલી હોય છે તો તે આપણને ગમતી નથી. એક છોકરો જો લુચ્ચાઇ કરીને ઇનામ મેલવે છે તો તેનો તેને વિચાર કરવા ગમતો નથી, અને જ્યારે તે માટે બોલવામાં આવે છે ત્યારે તેને શરમંદીથી નીચું જોવું પડે છે. અપ્રમાણિકપણાંના કારણો મુખ્ય કરી ત્રણ હોય છે. ૧) આળસાઇ. જે માણસ રોટી મેળવવા ચોરી કરે છે, અને ઉદ્યોગ કર્યા વિના જીંદગી ગુજારવા માંગે છે તે તેના પડોશીના પૈસા ચોરે છે. આળસાઇ છોકરાંઓમાં અપ્રમાણિક ટેવ લાવે છે. ૨) ઉડાઉપણું. પૈસાની બેદરકારી જેઓ ઉદાઉ હોય છે તેઓ કરજ-માં દતાએલા રહે છે. ઘણાઓને બહારનો ભપકો પસંદ પડે છે અને લખલુટ ખરચ કરી લોકોને આંજી નાખવા માંગે છે. ૩) અદેખાઇ. આપણે બીજાઓના માલ માટે અદેખા થઇએ છીએ પણ બાઇબલમાં કહ્યું છે કે Thon shalt not covet. જો આપણે તે માલ ઇચ્છીશું નહીં તો આપણે ચોરી કરીશું નહીં. આપણે આપણી મીલકત ઉપર સંતોષ પકડવો જોઇએ અને તેમાં મોજ મેલવવી જોઇએ. એક સારી

કીર્તિનો શબ્દ કે જે આપણે આપણી મહેનતથી મેલવ્યો હોય તે એક મોટું ઇનામ અપ્રમાણિકપણે મેલવ્યું હોય તેના કરતાં વધારે સુંદર છે. બેહદ લોભથી આપણે જેમ જેમ વધારે મેળવતાં જઇશું તેમ તેમ તેના ફાંદામાં વધારે અને વધારે ફસતાં જઇશું. અંગ્રેજીમાં કહેવત છે કે, પૈસાનો પ્યાર તમામ બદીનું મળ છે. યાદ રાખવું કે માણસની જીંદગી કાંઇ પૈસા મેળવવાનેજ માટે નથી, તેણે બીજાં ઘણાંએક ઉમદા કામો કરવાનાં છે. માટે જો માત્ર પૈસા મેળવવામાંજ તે બરબાદ થાય તો તે ઘણું અફસોસકારક છે. અફલાતુન હકીમ કહે છે કે બેહદ લોભથી દૂર રહે તો તું સુખી થશે. સોકરાત હકીમ કહે છે કે મોહટા લોભીની દોલત અસ્ત પામેલા સૂર્ય જેવી છે જે કાઇને ખુશી કરતી નથી. તે માણસ ખરેખરો પ્રમાણિક અને ચોખો હોય છે કે જે પોતાના અંતઃકરણના અવાજને જાહેરમાં તેમજ બાતેનમાં પોતાના ચાલચલણના નિકટ નિયમ દાખલ ગણે છે. તે માણસ અપ્રમાણિક અને લુચ્ચો છે કે જે આ છુપા અવાજને સાંભળવાને ના પાડે છે કે જે અવાજ જ્યારે આપણે ખરાબ કામ કરીએ છીએ ત્યારે આપણને ઠપકો દે છે, અને જ્યારે આપણે સારૂં કામ કરીએ છીએ ત્યારે આપણને શાબાશી આપે છે. આમાનાં પહેલા વર્ગના માણસો હમેશ ખોદાની ખુશાળી અને પ્રસન્નતા પામેલા ગણાશે, જ્યારે બીજા વર્ગના માણસો અપ્રીતિજનક અને ધીક્કાર પામેલા ગણાશે. પહેલા વર્ગના, તે ઉપરાંત હમેશાં વિશ્વાસ પામેલા માણસોથી ચહવાએલા અને માન પામેલા થશે. જ્યારે બીજા વર્ગના હમેશાં ધીક્કાર અને તિરસ્કાર પામેલા અને મરકી માફક ફીણાયલા થશે અને વારંવાર રાજ્યને તેમજ સંસાર મંડળને ધાસ્તીભરેલા તરીકે દેશનિકાલ થએલા ગણાશે. જ્યારે સુખ આપણા આત્માની અંદરની હાલત ઉપર આધાર રાખે છે, તેથી તે માણસ ખરેખરો સુખી છે કે જે પોતાના અંતઃકરણને માન આપી ચાલે છે અને તે માણસ ખરેખરો દુઃખી છે કે જે તેની સામે તેના હોકમો અને ચેતવણીને તુચ્છકારી કાઢે છે, અને એક લખનાર કહે છે તેમ

"This internal moral and intellectual enjoyment of a pure conscience-unsullied by sin, is only a foretaste given to us by God of the still higher spiritual and supernatural enjoyment that awaits us in the life to come, should we in all things confirm to His Will-come what may.

આપણે પ્રાણીઓ માટે પેદા થયા નથી આપણને તે ખોદાતાળાને માટે પેદા કરવામાં આવ્યા છે અને એક પ્રમાણિક અને નીતિવાળી જીંદગી એકજ છે કે જે તે સાહેબ તરફ આપણને લઇ જશે.

"Oh happiness! our being's end and aim!
Know then this truth, enough for men to know
Virtue alone is happiness below"—Pope.

પ્રમાણિકપણું સચ્ચાઇની માતા છે કારણકે તે બીજાઓની માલમતા માટે આપણે પોતાને સાચ્ચા થવાને ઉશકેરે છે, કે જેઓના હક તેઓની માલમતા અને સારા નામને માન આપવાને આપણને હોકમ કરે છે. Burns નામનો કવિ કહે છે કે,

"Princes and Lords are but the breath cf Kings
An honest man's the noblest work of God"
The honest man though e'er so poor
Is King o'man for a' that.—(Burns.)

પ્રમાણિકપણાં વિષે એક ફારસી વાર્તા છે. એક વેળા એક દોસ્તે બીજા દોસ્તને ત્યાં પોતાની લોઢાંની મિલકત અનામત મુકી અને પછી મુસાફરીએ ગયો. આવ્યા પછી પોતાની મિલકત પાછી માંગી. પેલા દોસ્તે અપ્રમાણિકપણે તે મિલકતનો ઉપયોગ કીધેલો હોવાથી કહ્યું કે મેં તમારૂં લોઢું ઘરના ખુણામાં મુક્યું હતું પણ ઉંદરો તે તમામ ખાઇ ગયા. તે દોસ્ત અજબ થયો અને કંઇ બોલ્યો નહીં. બીજે દીવસે તે પાછો આવ્યો અને કહ્યું કે હું બહારગામ જાઉ છું અને બીજો માલ તમને સોંપવા માગું છું. પેલા લુચ્ચા અને અપ્રમાણિક માણસે તેની ઘણી વખાણ ગાઇ અને કહ્યું કે હું તેની મારી જીવથી સંભાળ લઇશ. પછી તેણે તેને મેજબાની આપી અને પોતાના છોકરાઓને તેની આગળ હાજર કીધા. પેલા દોસ્તે ખાણું ખાધું અને છેવટે તેનાં નાના છોકરાને ગુપચુપ ઉચકી ગયો. પેલો દોસ્ત ગભરાયો, ઘણીબી શોધ રાતદીન પોતાના છોકરાની કીધી પણ તે મલ્યો નહીં. આખરે તેણે તેની આગળ જઇ ફરીયાદ કીધી. પેલાએ કહ્યું કે હા જયારે હું તારે ઘરેથી પાછો ફર્યો ત્યારે એક સમડી પક્ષીને મોહલામાં એક છોકરાને લઇ ઉડતાં જોયું હતું. પેલાએ કહ્યું શું તમે ઘેલા છો, એક પક્ષી કેમ એક છોકરાને ઉંચકી લઇ શકે. પેલા દોસ્તે કહ્યું કે મુગા રહો જયારે ઉંદર લોખંડ ખાઇ શકે ત્યારે એક પક્ષી પણ એક છોકરાને લઇ ઉડી શકે. પેલા અપ્રમાણિક દોસ્તે કહ્યું ફકર ના કરો, તમારૂં લોખંડ ઉંડરો ખાઇ ગયા નથી. પેલાએ કહ્યું

કે તમો પણ ફકર ના કરો તમારા છોકરાને સમડી નથી ઉચકી ગયું. ટુંકમાં તેણે તેનું લોખંડ આપી દીધું અને છોકરો મેળવ્યો. આ ઉપરથી નીતિ શીખવાની મલે છે કે લુચ્ચા અને અપ્રમાણિક માણસ સાથ તેનેથી થતું નુકશાન દૂર કરવા ઠગાઇ કરવી વાજબી છે, અને નહીં કે તેથી કાંઇ ફાયદો મેળવવા માટે. દુનિયામાં દરેક માણસથી હુસિયાર અને સાવધ રહો. ગોલાબની જગામાં ગોલાબ જેવા થાઓ અને કાંટાની જગામાં કાંટા જેવા થાઓ.

# પુનર્જન્મ અને પારસીઓ.

કેટલુંક ઉપર પારસીઓમાં કેટલાક જાણીતા થીયોસોફીસ્ટો અવતારની ફીલ્સુફી માનવા મનાવવા બહાર નીકળી પડયા હતા, અને કહેવા નીકળ્યા હતા કે એ ફીલ્સુફી માન્યા વિના ખોદાની ઇન્સાફની વાતો કરવી એ મહાલ છે; કેટલાકો એમ માનતા હતા કે, માણસ આ દુનિયામાં અવતાર લઇ નવે જન્મે આવે છે અને તેઓ એ સિદ્ધાંત મારીકુટીને જરથોસ્તી ધર્મમાંથી પુરવાર કરાવવા માગતા હતા. આજના થીયોસોફીસ્ટો સાહીત્યનો વધારે અભ્યાસ કરે છે અને તેની મારફતે ધર્મની બાબદો સમજાવવાની કોશેશ કરે છે, જ્યારે બીજાઓ અવસ્તાવાણીનો અભ્યાસ કરે છે અને તેની મારફતે જે ખુલ્લું દેખાય છે તે સમજાવવાની કોશેશ કરે છે. આપણા અવતારની ફીલ્સુફી માનનારા જરથોસ્તીઓ જ્યારે ત્યારે એકજ દાખલો રજુ કરે છે અને તેઓનો મુખ્ય ટેકો મીસીસ એની બીઝેંટનો છે, કે જેવણે પણ દાખલો આપતાં એમજ કહ્યું હતું, કે એકજ ખાનદાનમાં એક બાળક હસ્તું રમતું, ફરબે, તનદુરસ્ત અને બધી રીતે સુખી કાંય, જ્યારે બીજું બાળક રડતું, કાસતું દુબળું, નાતવાન અને રોગીષ્ટ કાંય ? બન્ને નિર્દોષ બચ્ચાં છે, તેઓ દુનિયાની માયાથી કેવળ અજાણ છે, તેઓ કોઇબી ગુનાહથી બેખબર છે, ત્યારે આ વચ્ચે ખુદાએ તફાવત કેમ રાખ્યો ? શું ખોદા અન્યાયી છે; એકપર તે મહેરબાન છે અને બીજા ઉપર ના મહેરબાન ? નહીં. એમ તો નથીજ. ત્યારે આપણા થીયોસોફીસ્ટ પારસીઓ આપણને સમજાવી લેવા માગે છે કે આ તફાવતનું મુખ્ય કારણ જોશો તો તે કાંઇજ નહીં પણ કરણી છે. આગળા જન્મ વેળા જે માણસ ખરાબ અને હલકો હતો તેને કરણીના

કાયદા મુજબ નવો જન્મ લેવાની ફરજ પડી ત્યારે તે જન્મતી વખતે નબળો, રોગીષ્ટ, નાતવાન, રડતો અને દુબળો જન્મે છે, પણ પેલો તનદુરસ્ત આગલા ભવમાં ખરાબ નહીં હતો તો પણ તેનો આત્મા જેવો જોઇયે તેવો શુદ્ધ હતો નહીં તેથી તેનેબી તેવો જન્મ તો લેવો પડે છે. આ અને એવીજ બીજી સમજણો કોઇબી અક્કલમંદ માણસ અવતારની સચ્ચાઇ બાબે ખાત્રીથી માનવાને કબુલ રાખશે એવું હું દરૂસ્ત ધારતો નથી. જાણીતી વિદ્યાઓ પણ એવી સમજણ કબુલ રાખતી નથી. એક બાળક રોગી જન્મે કે નીરોગી જન્મે તેનો આધાર કાંઇ તેની આગલી કરણી ઉપરજ રહેતો નથી, પણ વૈદકશાસ્ત્ર મુજબ તેના માતપિતા, બપઇ બપાવા, મમાઇ મમાવા કે એવાજ બીજા નજદીકના ખેશીઓની શારીરીક હાલત ઉપર રહે છે. માણસના લોહીમાં પેવશ થયલા રોગનાં જંતુઓ તેને તેના ઉપલા ખેશીઓથી વારસામાં મળે છે, અને બાળક જો દુઃખી હોય તો તેનો દોષ તેના આગલા ભવની કલ્પીત કહાણીને માથે નહીં, પણ તેના માતપિતા યા તેવાજ અતલગના ખેશીઓની ખામીભરેલી હાલતને લીધે લાગુ પડી શકે છે. આગળા ભવની કરણી કે જે વિષે એક નિર્દોષ બચ્ચાંને કશીબી ખબર હોતી નથી અને મોટપણે પણ તે બાબેની કશી યાદ ધરાવી શકતો નથી, તે કરણીની સજા આ દુનિયામાં આવી તે ભોગવે એ વિચાર મને તો જરા પણ અક્કલપસંદ દેખાતો નથી અને સમજમાં ઉતરતો નથી. એ વિષે George Canbe કહે છે કે,

"If we are informed that a man has suffered the loss of an intelligent and amiable son in the bloom of life we conclude either that the boy has inherited a feeble constitution from his parents, or that the treatment of his bodily system in infancy and youth has been in some way or other at variance with the organic laws and that his death has followed as a natural consequence which his father's piety could not avert.

પુનર્જન્મનું સિધ્ધાંત માનનારા પારસીઓએ આ મારી બાબદ હસી કાઢવી નહીં હું સારી પેઠે જાણું છું કે ઘણા થીઓસોફીસ્ત પારસીઓ આ બાબદ હસી કાઢશે પણ મેં જે લખાણ કર્યું છે તે ફક્ત અવસ્તાને આધારેજ કર્યું છે અને હું હીંમતથી કહું છું કે હાદોખ્ત નુસ્ક કે જ્યાં મરણ બાદ આપણું રવાન પેલી જહાનમાં જતી વેળા

તેનું શું થાય છે તેની વીગત આપી છે ત્યાં જરા પણ એનો ઇસારો વતીક નથી, તેથી આ લખાણ ફકત અવસ્તાને આધારેજ લખાયલું છે એમ ગણવું.

માણસને પરવરદેગારે સૌને એકસરખાં બનાવ્યાં છે, અને સૌને મરજીનું છુટાપણું ભોગવવાનો એકસરખો હક બક્ષ્યો છે. માણસ દુનિયાની પેદાયશમાં સૌથી સંપુર્ણ અને ચઢતું છે. તે વિચાર અને બુદ્ધિ ધરાવી શકે છે અને એનેજ લીધે ખોદાતાળાએ તેને એક ગોલામ જેવી હાલતે નહીં પણ સ્વતંત્ર પેદા કર્યો છે. એ બાબત ઉપર પોતાની મરજી મુજબ કામ કરવાની તેને મુખત્યારી તેણે બક્ષેલી છે. હવે આપણે પુનર્જન્મના સિધ્ધાંત વિરૂધ દલીલો તપાસીએ. (૧) સર ઑલફ્રેડ રસલ વૉલેસ કે જે દુનિયાનો એક અગ્રેસર છે અને માનીતો વિદ્વાન છે. તે કહે છે કે, પુનર્જન્મનો આખો વિચારજ મને તો એક ડરામણા સ્વપ્ના જેવો દીસે છે. એ કલ્પનાની ઉત્પત્તી ભેદભરમના અને વહેમના જમનાઓમાંજ થઇ શકે. સુભાગ્યે ઇલમની રોશની એ કલ્પનાને નાપાયદાર પુરવાર કરે છે, અને સેવટે તે 'ભાર મુકીને' આ કલ્પના માનવા ના પાડે છે. (૨) યુરોપ અને અમેરીકા આ સવાલને આંખ વીચામણા કરે છે. (૩) જે રીતે થીઓસોફીમાં મનાય છે તેમ હીંદુ શાસ્ત્રો ઉપનીસદ વગેરેમાંથી એવાંજ સિધ્ધાંત મલતાં નથી. (૪) આપણે એક ખોદાને માનીએ છીએ ત્યારે એવા એક બેહદ મોહબ્બત તથા તુરમંદ પરવરદેગારની સર્વજ્ઞાની નજરમાં અને તેની સંપુર્ણ પવિત્રતા આગલ નાચીજ આદમીના તુચ્છ પાપ અને તેટલા તુચ્છ પુણ્ય શા હીસાબમાં કે તેનો તોલ કરી બદલો માંગવા નીકળે. (૫) દોલતની રેલછેલમાં મોજશોખ વધારે હોય એ શું પુનર્જન્મનો બદલો કે? સાધારણ અનુભવ શું દેખાડે છે. આપણને સારી રીતે જણાય છે કે ગરીબીમાં જેટલા સદગુણો ખીળવવાનો સંભવ છે તેટલા દોલતની રેલછેલમાં નથી. (૬) શું ખ્રીસ્તી ધર્મના ક્રાઇસ્ટ પેગમબર, પારસીઓના પેગમબર અશો જરથોસ્ત, તથા હઝરત બાબ મહમદ અને બીજા પેગમ્બરોએ દુનિયામાં જે મહાન દુઃખો ખમ્યાં તે તેઓના ગયા ભવેના પાપી કામોને માટેજ હતાં કે? (૭) એ સિદ્ધાંત તો એક working hypothesis યાને કામ ચલાઉ કલ્પના છે. આ ગુચવાડાઓ ફકત એક પગલું આગળ લઇ જાય છે. યાને કે આપણે પાછા જ્યાંના ત્યાંજ, રહીએ છીએ. આપણી પાક જરથોસ્તી દીન પ્રમાણે આપણે ફકત ખોદાના સંપુર્ણ પ્યારનો, તેની અગમ બુદ્ધિનો તેમજ તેની મરજીનો ભરૂસો કરી દુનિયાદારી ચલાવવી

જોઇએ. મારા મિત્ર અને સંસ્કૃતના ખાં મી૦ શા. કા. હોડીવાળા પણ એક ઠેકાણે કહે છે કે, પારસી ધર્મમાં પુનર્જન્મ જેવું કશું મળતું નથી અને રીગ-વેદના પાછલા જમાનામાં પુનર્જન્મના વિચારના ઇસારા મળે છે. આ ઉપરથી જણાય છે કે, જ્યારે પુરાતનકાળમાં પારસીઓ અને હિંદુઓ સાથે વસ્તા હતા ત્યારે પુનર્જન્મ યા અવતારના વિચારો તેઓમાં દાખલ થયા હતા નહીં, પણ તેઓના છુટા થયા પછી આ ખ્યાલો ઉત્પન્ન થયા અને વખતના વહેવા સાથે તે મજબુત બનતા ગયા, પણ પારસીઓને આ વિચારો સુઝ પડયા નહીં. આપણી વીલ્સન કૉલેજના જાણીતા પ્રીન્સીપલ ડા૦ મેકીકને પુનર્જન્મ બાબે એક વેળા સરનશીન તરીકે નીચલા વિચારો જણાવ્યા હતા :—

"I do not at all believe in the theory of reincarnation. It is a working hypothesis of some of the delusionists. I am quite surprised why people seek such a delusive interpretation of this theory far far away. It is a mechanical theory only."

તમામ કુદરત કાયદા પ્રમાણે ચાલે છે. માણસને માટે પણ ઇશ્વરી કાયદા છે. તેઓને માન આપવું કે નહીં તે માણસની મરજીપર આધાર છે, અને તેને લીધે એક માણસ તે કાયદાનો અનાદર કરવાને લીધે તેની સજા પામે યા માન આપવાને લીધે સુખી થાય તો તેનો સઘળો આધાર તેની મરજી ભુંડે યા ભલે માર્ગે તે વાપરે છે તે ઉપરજ રહે છે. જો એક માતા યા પિતા યા હરકોઇએ આ કાયદાનું ઉલંઘન કીધું હોય અને તેનું બાળક તેથી નબળું અને અસુખી નીવડે તો તેનો દોષ તે બચ્ચાં ઉપર મુકવો એ અક્કલથી ઉલટું છે. તેનો દોષ તેના આગલા જન્મના માઠાં કામો ઉપર મુકવો કે જે કામોની તે નિર્દોષ બાળકને જરાએ ખબર નથી એ કંઇજ નહીં પણ બેહુંદુ અને બેઅક્કલી છે. જો આ સિદ્ધાંત આપણે માનીએ તો કુદરતના અચુક કાયદાઓ ઉપર પાણી ફરે છે, પ્રગટીકરણના નિયમનું ઉલંઘન થાય છે. દાદાર અહુરમજદ પોતે તો તદન રાસ્ત છે તેથી કશી બુરાઇ તેનાથી પેદા થતી નથી તેમજ તે બુરાઇ તામોશ કરતો નથી. બુરાઇનો નાશ થાય અને ભલાઇનો ફેલાવો થાય એવી તેણે યોજના જગતમાં કીધેલી છે, દુનિયામાં બુરાઇ જેવું કશું નથી અને જે છે તે ખોદાની પેદા કીધેલી નથી પણ માણસની છે. પોતાની મરજીને બુરે માર્ગે લઇ જવાથી તે બદીને જન્મ આપનારો થાય છે પણ તેની સર્જત તો આગળ અને આગળ જવાની. પોતાના મનને

વધારે ખીળવવાની ને વધુ જ્ઞાન સંપાદન કરવાની છે. રીગવેદમાં પુનર્જન્મ વિષે કશું મળતું નથી, તેથી ઉલટું અમરપણાં વિષે લખાણ મળે છે. રી. ૧–૧૨૫–૬ માં કહે છે કે:—"દક્ષીણા આપનારાઓ અમર થાય છે, તેઓ લાંબા આયુષ્ય ભોગવે છે." પ્રો૦ મેકસમુલર કહે છે કે,

**There is in the Vedas no trace of metempsychosis or that transmigration of souls from human to animal bodies which is generally supposed to be a distinguishing feature of Indian religion. Instead of that we find a belief in immortality.**

આવું પ્રો૦ મેકસમુલરનું મત છતાં આપણને રીગવેદના પાછલાં લખાણોમાં પુનર્જન્મ વિષેનું લખાણ આપણને મળે છે. મનુસ્મૃતીમાં એથી વધારે આગળ જઇ કહ્યું છે કે, "મહાન પાપી કામ કરનારાઓને ભયંકર દોજખમાં કેટલાંક વર્ષો પસાર કરવાં પડે છે અને આ શીક્ષા પુરી થયા બાદ જુદા જુદા પુનર્જન્મો તેને લેવા પડે છે. બ્રાહ્મણ હત્યા કરનારને કુતરાનો, ડુક્કરનો, ઉંટનો, ગાયનો, બકરાનો, મેંઢાનો, હરણનો, પક્ષીનો તથા ચંડાળ માણસનો જન્મ અનુક્રમે લેવો પડે છે. વિષ્ણુસ્મૃતીમાં એથી વધારે લખાણ મળે છે, જેમકે મહા પાપી છે તે ઝાડપાન તરીકે જન્મ લે છે, જેઓએ ઓછું પાપ કીધું હોય તેઓ કીડા, પક્ષી, જાનવર વગેરેનો જન્મ લે છે. ભગવદગીતા પ્રમાણે ચોક્કસ જમાનાઓને અંતરે દેવો પોતે માણસ તરીકે અવતરેલા જણાવેલા છે, અને આ દુનિયામાં પાપો ઘટાડવાનું શિક્ષણ આપી જાય છે.

આ લખાણ ઉપર મી૦ લાભશંકર લક્ષ્મીદાસ કે જેવણ એક જીવદયાના મોટા હીમાયતી છે તેવણ મને સવાલ પુછે છે કે, એક મારવાડી વીધવાએ પોતાના તરતના જન્મેલા બાળકને ગળામાં રાખ તથા કોલસો ભરીને મારી નાખ્યું હતું, જ્યારે બીજી એક મા પોતાના બાળક ઉપર અત્યંત પ્યાર પાંથરે છે તેનું કારણ શું? એના જવાબમાં આપણે એમ કાંએ નહીં કહી શકીએ કે પહેલી બાઇએ જે છોકરાને મારી નાખ્યું તે કદાચ તેનું હરામ ઇલતનું હોય તેથી શરમ અને આબરૂથી બીહીને પેલાં છોકરાંપર સીતમ ગુજાર્યો હોય ને તેને મારી નાખ્યું હોય. ત્યાં તે છોકરાના કર્મે શું તેને દગો દીધો તે મને સમજ પડતી નથી. હું એમ નથી કહેવા માંગતો કે પુનર્જન્મની વાત જુઠી છે પણ એ સીદ્ધાંત મને મારા જરથોસ્તી ધર્મના ફરમાનોથી જરાબી ટેકો મળતો નથી તેથી એ માનવા માટે હું આંચકી ખાઉં છું. કામચલાઉ

સીદ્ધાંતને ( working hypothesis ) હું ટેકો આપતો નથી તેમજ માની લીધેલા વિચારોને ( biassed mind) મારોટેકો નથી. જરથોસ્તી ધર્મના બારીક અભ્યાસ પછી હું એક પણ ગવાહી પુનર્જન્મની તરફેણમાં તેમાં જોતો નથી. તેથી હું એવા અનુમાન ઉપર આવું છું કે અશો જરથોસ્ત અને અવસ્તા જમાનના તેની પછીના જાયનશીનો એ સિદ્ધાંતની કશી શહાદતો ધરાવતા હતા નહીં અને જો તેઓ પાસ કાંઇ પણ હતી તો તે એટલી લુલી અને નબળી હતી કે તેઓએ તે વિષે એક ઘડી પણ વિચાર કર્યો હતો નહીં. તેઓને અશો અહુરમજદની અનંત ભલાઇ, જ્ઞાન અને શકિત ઉપર એટલો બધો વિશ્વાસ હતો કે તેના કામો જેમ આપણને તેમ તેઓને તદન ગહન તથા ગુઢ અને સમજ નહીં પડે તેવા ( inscrutable ) હતા. એ વાત જાણ્યા છતાં તેઓ એવું સિદ્ધાંત કે જે અશો હોરમજદને તેની ફરજોથી વેગળું કરે અને દુન્યાના વહેવારમાં તેની મરજી બર લાવવાને તેને અશકત કરે અને તેને એકબી સલાહ વિનાના નાસ્તીત્વ (nonentity) જેવા કરી મુકે તેવું માનવાને તેઓએ પોતાની ખુશી દેખાડી નહીં. એક લખનાર કહે છે તેમ મને તો નીચલું લખાણ વાજબી અને દરોબસ્ત લાગે છે, ભલે લાભશંકર ભાઇને તે કદાચ પસંદ નહીં આવે. તેવણ કહે છે કે,

Believers in reincarnation forget that it is merely a theory invented to explain the seeming irregularities and inconsistencies in this world, but that it is not a fact as based on any proved or provable phenomena and that consequently it may be true or false as any other theory that we invent for certain purposes. They are too apt to concentrate their attention on this one world only, forgetting that the universe is wide and the knowledge, goodness, and power of God are infinite, and that He certainly has His own way of looking at the things of which we are entirely in ignorance.

વળી જાણીતી થીયોસોફીસ્ટ Miss Lilian Edgar એક વખત પોતાના " Zoroastrianism as a living power" વાળા ભાષણમાં ખુલ્લું કબુલ્યું હતું કે જરથોસ્તી ધર્મમાં પુનર્જન્મનાં સિદ્ધાંતની એક પણ ખુલ્લી ગવાહી નથી, અને માણસના આખર-અંતની

ધારણા છેવટે ખોદા સાથ એક થઇ જવા (merging) માટે નથી જેમ પારસી થીયેસોફીસ્ટો કહે છે તેમ, પણ જેમ ખ્રીસ્તી ધર્મમાં કહે છે તેમ તેની અને તેના યજદો અમશાસ્પંદો સાથ મેલાપ યા વહેવાર (communion or meeting) જેવી છે.

જો થીયેસોફીના જ્ઞાનને પરીણામે લાભશંકરભાઇ આસ્થીક થયા તો ભલે આપણે તે જાણી ખુશી લૈયે. સૌ કોઈ દુનિયામાં ભલા કામો કરી સારી સેવા બજાવે એટલે બસ પણ મારૂં લખાણ મુખ્ય કરી જરથોસ્તી ધર્મના આધારે લખાયલું હોવાથી મને તો જે તેમાં વાજબી હતું તેજ જણાવવાની ફરજ છે.

ડૉ૦ મેકીકન પુનર્જન્મની વિરૂદ્ધ છે એમ કહી એવણ મને સવાલ કરે છે કે વરાળ યંત્રની શોધ, ગુલામગીરી સામે પોકાર વીગેરેની શરૂઆતમાં મોટા મોટા વીદ્વાનો એમની વિરૂદ્ધમાં બોલતા હતા તથા લખતા હતા તેનું કેમ? આમ લખી તેવણ એવું જણાવવા માગે છે કે જ્યારે ઉપલી બેઉ બાબદો તેઓએ પછવાડેથી માની તેમ પુનર્જન્મની તરીકત પણ મનાશે, પણ હું એવણને પુછું છું કે વીસમી સદીનો આવો સુધરેલો કેળવણી, સાયન્સ, વિદ્યાકળા અને બીજી દરેક બાબદમાં આટલો બધો આગળ વધેલા જમાનાએ, તેમાં યુરોપ અને અમેરીકાના મહાન ફીલ્સુફો, વિદ્વાનો, કાબેલ ભેજાંઓ જો આ તરીકત વાજબી અને દરોબસ્ત હોય તો પોતે માનવાને અને મનાવવાને હજુર સુધી કાંય આંચકો ખાય?

પુનર્જન્મનું અનુમાન કેટલાકો દીનકર્દમાંથી તેમજ પહેલવી બુંદેહેશમાંથી ખેંચી તાણીને કાઢવાની કોશેશ કરે છે. ત્યાં કહે છે કે હોરમજદે દુનિયામાં પેદા કરવા આગમજ માણસોના ફ્રોહરો સાથ મસ્વરત કીધી અને પુછયું કે તમુને કયું વધારે ફાયદાકારક દિસે છે? હું તમને ગેતીની દુનિયામાં પેદા કરૂં અને તમો શારીરિક જીંદગીમાં દરૂજની સાથે લડી તેને દફે કરો અને છેવટે રસ્તા ખીજતી વખતે તમને સંપુર્ણ બનાવી દુનિયામાં પાછા પેદા કરી મોકલું કે જ્યાં તમો અમર્ગ, બીમારીવગરના રહી શકો તે, કે તે ઇજા પોહોંચાડનાર સામે હમેશાં તમારૂં રક્ષણ કરૂં તે. એના જવાબમાં તેઓએ પહેલોજ રસ્તો યાને દરૂજ સાથ લડી તેને દફે કરી રસ્તાખીજ વખતે સંપુર્ણ બનવાનો વિચાર પસંદ કીધો. આ ઉપરથી કેટલાકોએ અનુમાન કાઢયું જ્યાં સુધી આપણે સંપુર્ણ બન્યે ત્યાં સુધી અત્રે વારંવાર આપણને આવવું જોઇએ. પણ એવો કસો ઇસારો અત્રે નથી. ત્યાં જે પાછા પેદા કરની મતલબ છે તે રસ્તાખેજને વખતે આપણને બીજી વખત પાછા આવવાનું જણાવ્યું છે તે અને નહીં કે અનેકવાર. ડા. હાઉગ જે અવસ્તા ભાષાનો એક મોટો વિદ્વાન હતો

તે પણ અવસ્તામાં કેહેબી પુનર્જન્મની તર્કના ઇસારા જેવું કશું જોતો નથી. અશો જરથોસ્તના ગાથામાં પણ પુનર્જન્મ જેવું કાંઇ માલમ પડતું નથી. ગાથામાં જીંદગીના ત્રણ તબક્કાનું શિક્ષણ આપવામાં આવ્યું છે. પહેલું, આપણી હાલની જીંદગી વિષે. બીજું મરણ બાદ લાંબા યા ટુંકા વખતની બહેશ્ત યા દોજખી હાલત વિષે અને ત્રીજું રસ્તા ખીજ વિષે. વળી પુનર્જન્મની બાબદ જેમ આપણા ધર્મમાં મલતી નથી તેમ ખ્રીસ્તી અને મુસલમાની જેવા મોટા ધર્મો તે તર્કમાં માનતા નથી. એમ ધારો કે આજે નહીં તો પચાસ યા સો વરસ પછી એ સિદ્ધાંત વિદ્યા પુરવાર કરશે કે પુનર્જન્મનો કાયદો ખરો છે અને અગતનો છે તે છતાં આપણા ધર્મમાં એ સિદ્ધાંત નહીં મલતું હોય તેથી કાંઇ આપણને શરમાવવાનું નથી, તેથી કાંઇ આપણો ધર્મ ઓછી અગતનો થઇ પડવાનો નથી અને તેથી ખ્રીસ્તી તેમજ મુસલમાન ધર્મ પણ ઓછી અગતના થઈ પડશે નહીં.

જો દુનિયામાં એક મોટું તથા એક નાનું હોય નહીં જો બધાજ એકુતો ફીલસુફો રાજાઓ યા મુર્ખાઓ હોય તો તે હાલત આપણને ગમશે કે? શું મન કંટાળી જાએ એવું એક સરખાપણું (monotony) આપણને નહીં લાગતે? આપણે દુનિયામાં બધે જુદાપણું જોઇએ છીએ. જુદે જુદે ઠેકાણે હવાપવનનું જુદાપણું, જાનવરોમાં જુદાપણું, માણસની તરેહવાર કીસમની જીંદગીમાં જુદાપણું, તેથી શું ખોદા ગેરઇનસાફી કહેવાએ? આ બધી જુદાઇઓ શું ગેરઇનસાફની નિશાનીઓ છે? નહીં નહીં કદી નહીં એવી જુદાઇઓ વગર દુનિયા એક પગલું આગળ વધી શકે નહીં. એક લખનાર કહે છે તે વાજબી છે કેઃ–

**It is these untoward environments and unfortunate situations that inspire energy and arouse the half dorment cranial cells to wake up and move on. It is the stormy sea that makes the skifull mariner. Though seemingly unfortunate better be born a pauper than a prince Blessed are the diverse situations and inequalities of life.**

> **Great souls will set their standard high,**
> **And toiling on through storm and night,**
> **They wake the nation with their cry,**
> **For light! more light!**



# ભક્તિ, ખેતી અને ચોખાઈ.

## જરથોશ્તી ધર્મની મુળ સ્થાપનાની પિછાન.

આપણા જરથોશ્તી ધર્મની મુળ સ્થાપના ત્રણ રસ્તે થઇ હતી. ૧) ભક્તિ ૨) ખેતી અને ૩) ચોખાઇ. મુખ્ય ભક્તિ હોરમજદની પોતાની હતી. દરેક ભક્તિમાં તેનું નામ પહેલું હતું. જો કે પાછલા વખતમાં ધર્મમાં સુધારો થયો હતો તોપણ અશો જરથોશ્તના વખતથી તે આજ લગણ દરેક ભક્તિમાં અશો હોરમજદનું નામ પહેલું આવે છે. એ ભક્તિ ગાયનના આકારમાં થતી હતી. જેમાં બંદગી, તારીફ અને તે સાહેબનો ઉપકાર ભેલાયલો હતો. અશો જરથોશ્તના ગાથા ગાયનરૂપી છે અને તે ગાઇને ભણવામાં આવતા હતા. ગાથા બોલનો અર્થ 'ગા' એટલે ગાવું તે ઉપરથી ગાયનનું ભણતર એમ થાય છે. એ ફીલસુફીભર્યું લખાણ છે અને એમાંના બે હા. ૩૦ અને હા. ૪૫ અશો જરથોશ્તની પોતાની વાએજ છે. બંદગી, એબાદત, પરસ્તેશ, પુજા, આરાધના, ભક્તિ—એ બધા શબ્દોનો મુળ અર્થ ઉતરતાંઓએ ચઢતાની કરવાની સેવા યા ચાકરી છે. પણ તે સઘળાં આપણે હાલ ખુદાની ભક્તિ તરીકે વાપરીએ છીએ. જેને વખાણ ઘટે છે તેની વખાણ ગાવી, તેનો આભાર માનવો. ખોદાના કામો અતિ વખાણને લાયક છે, તેના ઉપકારો આપણી ઉપર બેશુમાર છે, આપણી તકસીરો માટે આપણી માફી માંગવાની ખાસ ફરજ છે. વળી ખોદા જે જગતનો રાજકર્તા તેની તરફ ખરા અંતઃકરણથી સર નમાવીને તેની કીર્તિ ગાઇ તેની તરફ વફાદારી બતાવવાની આપણી ખાસ ફરજ છે. બંદગી કરવાથી સુખ અને આફતની વેળાએ આપણને હીંમત આવે છે. બંદગી કરવાથી ખોટું કામ કરવાની આપણને કુદરતી રીતે શરમ લાગે છે. અને તે કરતાં આપણે અચકીએ છીએ. જો કે કોશેશ કર્યા વિના આપણે કાંઇ કરી શકીએ નહીં, મહેનત કર્યા વિના મુરાદ બર આવે નહીં, તોપણ તે સાથે સારા સંજોગોની પણ ખાસ જરૂર છે, નહીં તો આપણી કોશેશ બધી ફોકટ જાય છે. જેમ એક નખમાં શરીરને તેજાનું કૈવત આપે છે, તેમ એક સુસ્ત મનને બંદગી અને ભક્તિ કોશેશ કરવાની ઉશ્કેરણી કરે છે. કેટલાએક મહાન પુરૂષોનો એતેકાદ એવો હતો કે તેઓ જે પરાક્રમો કરતા હતા, તે તેઓની ભક્તિની બરકતથી ખોદા તરફથી મલતી મદદને લીધે હતું. મહાન દારાયવુશ વીશતાસ્પે પોતાના અનેક દુશ્મનો ઉપર ફતેહો

હમેશાં મેળવી હતી તે વિષેના તેણે પહાડો ઉપર જે લેખો કોતરાવેલા હતા, તેમાં તે કહે છે કે 'આ જે મેં કીધું તે અહુરમજદની મદદથી કીધું. એ મોટો પાદશાહ પોતે બંદગી કેમ કરતો તેનું એક ચિત્ર નકશે રૂસ્તમ પહાડ ઉપર કોતરાવેલું છે. એ પાદશાહને અનેક મહા-ભારત કામો પાર ઉતારવામાં બંદગી આડકત્રી રીતે ઉપયોગી થતી હતી તેથીજ તેણે એ ચિત્ર કોતરાવેલું હોવું જોઇએ. કેમકે નહીં તે પોતાનાં બીજાં કોઈ કામની તસવીર કોતરાવતે. બંદગી અને ભક્તિનો ખરો હેતુ દીલનો સુધારો છે. જે બંદગી અને ભક્તિ સમજે નહીં તે દીલનો સુધારો કરી શકે નહીં. બામદાદની વખતે સવારે ઉઠીને ભક્તિ કરવાનો આપણા ધર્મની કેતાબોમાં બહુ ફાયદો જણાવ્યો છે. ભક્તિ બે જાતની છે. એક એખલાએ કીધેલી અને બીજી ધર્મના મેલાવડાઓમાં ઘણાંઓએ સાથે મળીને. બધાંઓ સાથે મળીને એક અવાજે જાહેર બંદગી કરે, તે બંદગી જો મનપર અસર થાએ તેમ કીધી હોય તો તે વધારે સારૂં. યસ્તોમાં ભણનાર બોલે છે કે "આરાધનાને લગતી સેતાયશો હું ગાઉં, અહુનવર હું ગાઉં, આ ઉપરથી જણાય છે કે અસલી જમાનામાં ઇરાંનીઓ બંદગી કરતી વખતે સાદી ભાષા વાપડવા સાથે ગાયનબી કરતા હતા. અશો જરથોસ્તે ગાથા ગાયા હતા, એવું લખાણ અવસ્તામાંથી મલે છે. ઘણી સારી રીતે શુદ્ધ ઉચ્ચારથી ગવાતા થોડા પવિત્ર કલામોનો સવાબ બેદરકારીથી, થોડું અંદરથી છોડી દઇને ભણાતાં ઘણા પવિત્ર કલામો કરતાં વધારે ગણાતો હતો. બુનદહેશપરથી જણાય છે કે અસલી ઇરાની જરથોસ્તીઓ ભક્તિના ગાયન કરતી વખતે ચોક્સ વાજીંત્રોબી વજાડતા હતા. એવી થોડીજ કોમો દુનિયામાં હશે કે જે પોતાની ભક્તિ-માં ગાયનનો ઉપયોગ નહીં કરતી હોય. એક અંગ્રેજ લખનાર કહે છે કે ગાયન ધર્મની ભાષા થવા માટે સરજેલું ખાસ રીતે દેખાય છે. તેની સુંદરતા અને અવાજોની સંયોગજ માત્ર નહીં પણ તેનું મોઘમપણું અને લાગણીઓને જાગૃત કરવાની અને ખ્યાલ શક્તિને ઉસકેરવાની તેની શક્તિ કે જેમાં કોઇબી ચોક્સ ચીજ સાબેત કરવાની અથવા રદ કરવાની હોતી નથી, તે જગતની અને તેના મીનોઇ માલેકની હાજરીમાં માણસના આત્માને ભૂરી નાખતા ગુસ્સા અને ઉમેદોનો દુભાસીયો થવાને તેને તદન લાયક કરી આપે છે." બંદગીમાં શુદ્ધ શબ્દો, ખુશાલીભર્યું ગાયન અને પવિત્રાઇ મળેલાં હોય છે ત્યારે આપણું દીલ પાકીનું ધામ થઇ પડે છે. બંદગીમાં ધાર્મીક તથા ભાવિક વિચારો સાથે શાયરીના બુલંદ ખ્યાલો જોડાવાથી આપણાં દીલ ઉપર ઘણી અસર પેદા થાય છે.

આપણાં પાક ધર્મનો એક મુખ્ય કાનુન એ છે કે કુદરતના અવલોકનથી કિર્તારની પિછાન કરવી. એ કાનુનને અનુસરીને ખોદાતાલાએ જે જે મહાભારત પેદાયશો પેદા કીધી છે તેઓમાંની જે જે પેદાયશોની ખુબી અને તેઓથી આપણને થતા ફાયદા વર્ણવીને આપણે તે સાહેબની સેતાયશ કરીએ અને તેની કીર્ત્તિ ગાઇએ તે વખતે તે ચીજને આપણી નજર સામે રાખવાનો જરથોસ્તીઓમાં રેવાજ છે. એ પ્રમાણે જરથોસ્તીઓમાં ખોરશેદ, માહતાબ, આતશ, ચંદ્ર, પાણી વગેરે કુદરતી નૂરાની અને ફાયદેમંદ ચીજોની વખાણ કરતી વખતે તે ચીજોને નજરે જોવાનો રેવાજ છે, તે તેઓના કિરતારની બેહદ શકિત અને સંપુર્ણ કારીગરીની આપણા મન ઉપર એવડી અસર કરવા માટે છે. બંદગી કરતી વખતે જે કેટલી એક ચોકસ ઠરાવેલી ચીજો તરફ મહોડું કરવામાં આવે છે તે ચીજોને સાધારણ ભાષામાં "કેબલો" કહે છે. કેબલો અરબી ભાષાનો બોલ છે જેનો અર્થ સામે રાખેલી વસ્તુ થાય છે. અવસ્તામાં લખાણ મલે છે કે ઓ હોરમજદ! બંદગીમાં હમો મોજ લઇએ છીએ, બંદગીમાં હમો શોખ ધરાવીએ છીએ, બંદગીમાં હમો મશગુલ રહીએ છીએ. એક લખનાર કહે છે કે Prayer is a pillar of religion and the key of Paradise.

For what are men better than sheep or goats
That nourish a blind life within the brain
If knowing God they lift not hands of prayer
Both for themselves and those who call them friends.
—Tennyson.

એક બીજો લખનાર કહે છે કે બંદગી સવારની કુંચી અને રાતનું તાળું છે અને આપણે હમેશ બંદગી સાથે સવાર અને રાતની સલામ કરવી જોઇએ. બંદગી ત્રણ રીતે થાએ. વિચારથી વચનથી અને કામોથી. ૧) કુલ દુનિયા માટે સારા વિચાર વિચારવા, ૨) જેમ હાલ બંદગી કરીએ છીએ તેમ, ૩) જરથોસ્તી ધર્મે ફરમાવેલી દયા, સખાવત, પરોપકાર, ઉધ્યોગ, અશોઇ વગેરે કામો કરીને. જેમ દોસ્તોને આપણે સલામ કરીએ છીએ તેમ પાક અહુરમજદ જે સર્વ વ્યાપક, સર્વ શક્તિવાન અને સર્વ જ્ઞાની, મોટામાં મોટો, ભલામાં ભલો અને શ્રેષ્ટમાં શ્રેષ્ટ તેને આપણી તરફનું કેટલું બધું માન ઘટે છે. એક લખનાર કહે છે કે જો દુનિયામાં જેટલું પાણી છે તેને સાહીમાં ફેરવી નાંખીએ, લાકડાંઓ છે તેને કલમમાં ફેરવી નાંખીએ, ને બધાં માણસો મહેતાજી

બનીને ખોદાની વખાણુ લખવા બેસે તો જમાનાના જમાના કાંએ નહીં વહી જાએ પણુ તે વખાણુ અધુરીને અધુરી રહેવાની અને દુર રહેવાની. બીજો લખનાર કહે છે In prayer let thy heart and tongue united with on finger, for the heart without words is better then words without heart. હવે બંદગીથી થતા ફાયદા જોઇએ ૧) આપણે તે ખોદાને યાદ કરતાં તેના સઘળા સદ-ગુણોને યાદ કરીએજ તેથી આપણું મન તે સદગુણ તરફ લલચાએ છે અને આપણે સદગુણી બનીએ છીએ. ૨) આપણે તેની ન્યામતો માટે આભાર માનીએ છીએ અને તે રીતે વફાદારી બતાવીએ છીએ. ૩) આપણી હસ્તી તેનેથીજ છે. તે જાણવાથી આપણી તકોબરી દુર થાય છે. ૪) ગુનાહ દુર કરવાનું સાધન એ બંદગી છે. ૫) બંદગી દુ:ખમાં દીલાસો દેનાર એક જાતિ મિત્ર છે અને સંકટોમાંથી છોડાવનાર એક મોટું હથીયાર છે. ૬) શરીરની અસ્વચ્છતા દુર કરવા પાણીથી નાહીએ છીએ તેમજ અંત:કરણનો મેલ સાફ કરવા માટે ગુનાહ દુર કરવા માટે ખરાં એકીનની બંદગીની અગત છે.

ખેતીવાડીનો વધારો તે ધર્મનો વધારો કીધા બરાબર છે. ખેતીવાડી તે ભટકતી જીંદગીનો સુધારો છે અને ખેતી અને લુટ બન્ને એકમેકના દુશમન હોવાથી પેહલા એરયન લોકોના ખેતી કરનારાએ અને લુટારા વર્ગો એકમેકના દુશમન હતા. ખેતીના સુધારાથી માણસની હાલત સુધરે છે. એ સુધારાથી પેદા-યશનો સુધારો થાય છે અને બદી દુર થવાથી આબાદાની અને સુખાકારી વધે છે. આબાદાની, સુખાકારી અને ખેતીવાડી એ બંધે એકજ છે. માણસે ભલી પેદાયશોનો વધારો કરવાની ફરજ છે અને તે ફરજ તેણે ત્યારેજ બજાવેલી કહેવાય કે જયારે તે જમીનને ખેડી તથા નકામા પાલાને કાહાડી નાંખીને ઉજડ જગાને ફળદ્રુપ કરે છે. ખેતી કરવાથી ભલી પેદા-યશોનો, વસ્તીવાડીનો અને દોલતનો વધારો થાય છે. અશો જરથોસ્તે ખેતી કરનારને મોટો દરજ્જો આપેલો છે. તેણે તેને ધર્મ અને જીંદગીનો વધારો કરનાર ગણ્યો છે. વળી તેણે ધોરોની સંભાલ લેનારને આરાધ્યો છે. પશુઓ અને પાળેલાં જાનવરોના વધારાથી જમીન ખુશ થાય છે. જે પ્રાણીઓ જમીનની આબાદાની માટે ઉપયોગી અને કામના હોય તેઓની તરફ દયાની લાગણીથી જોવું, તેમનું પોષણ કરવું, તેમને આસરો આપવો, અને તેમની બરદાસ્ત અને જતન લેવી એ ખાસ અગતજોગું છે. જેમકે ઘોડો, બળદ, ગાય, કુતરો વગેરે. ઘાતકી ધણીઓને ગાય ઘોડા વગેરે શ્રાપ દે છે એવું લખાણુ યજશનેના ૧૧ મા હામાં મલે છે. વળી જે પ્રાણીઓ જમીનની ખરાબી કર-

નારાં હોય તેમનો નાશ કરવાનું બી અગતનું ગણેલું છે. એક ભણેલી બાનુ કહે છે કે પેગમ્બર સાહેબની શીખવણી મુજબ એ ગાયગોસ્પંદો દાદાર હોરમજદે આપણને વિશ્વાસુ હવાલામાં આપ્યાં છે. ખેતીવાડીને લગતી વિદ્યા આજકાલ એટલી આગલ વધેલી છે કે સુધરેલા દેશોની જાણીતી યુનીવર્સીટીઓએ પણ ખેતીવાડીની કેળવણીની જરૂરિયાત પીછાણી તેને માટે ખાસ પરીક્ષાઓ મુકરર કરેલી છે. મુંબઇની યુનીવર્સીટીએ પણ ખેતીવાડીની કોલેજમાં ઉંચી કેળવણી લેનારા જુવાનો માટે બેચેલર ઑફ ઍગ્રીકલચરની ખાસ પરીક્ષા લેતી કરી છે. આપણે જાણીએ છીએ કે જેઓએ શહેરી જીંદગીનાં સર્વે સુખસગવડ જોયલાં છે, તેઓને ગામડાંની જીંદગી ખેંચાણકારક થઇ શકે નહીં, આપણે જાણ્યે છીએ કે કોમનું અતિશ્ય મોટું પ્રમાણ શહેરી જીંદગી ગુજારતું હોવાથી કોમનો બાંધો નબળો પડી જઇ તેઓને નુકસાન પહોંચે છે માટે અમેરીકાની સુધરેલી ધબની ખેતીવાડીના ધંધાથી આર્થીક તેમજ તનદરોસ્તીના ફાયદા તેઓને શીખવવા જોઇએ. પારસીઓને ખેતીવાડીના ધંધા તરફ ખેંચવાને મજબુત ભલામણ કરતાં લંડનમાં મેજર સાઇકસે પારસીઓને નીચલા બોલોમાં શીખામણ દીધી હતી :—

You are an extremely wealthy but numerically small community of which 90,000 reside in India and 10,000 in Persia. The larger section in India is educated and progressive, but is physically speaking nervous and weakly from a residence of many generations in the enervating climate of India and *an almost total relinquishment of agriculture.* ખરેજ પારસીઓ ખેતીવાડીનો ધંધો છોડવાથી તેઓનો બાંધો દહાડે દહાડે બહુજ નબળો થતો જાય છે, માટે એ ધંધામાં ફરીથી તેઓ પડે તો તેઓને બહુ ફાયદો થાય. જુઓ ગામના લોકો તનદુરસ્ત, કેવા સાદા, સાલેસ અને નિયમીત જીંદગી ગુજારનારા છે. એ કાંઇજ નહીં પણ તેઓએ ગામડાની હવા અને ગામડાનું ઘી ખાધેલું તેથીજ તેઓ એવા તનદુરસ્ત, સુખી અને કસાં પણ દુ:ખથી નીરાલા અને લાંબી જીંદગી ગુજારનારા આપણે જોઇએ છીએ.

હવે ત્રીજું ફરમાન ચોખાઇનું છે. તે બે જાતની છે એક તનની અને બીજી મનની, તનની ચોખાઇ કરતાં મનની ચોખાઇ વધુ અગતની છે. એ ચોખાઇમાં સઘળી જાતની નેકી આવી જાય છે પણ જરથોસ્તી

ધર્મ તો બંને જાળવવાને ખાસ તાકીદ કરે છે. 'પાકીએ તન વ અશોઇએ રવાન' એ ધર્મનું ખાસ ફરમાન છે. દરેક વિચાર વચન અને કામ બજાવતી વેળાએ ચોખાઇ અને પવિત્રાઇ રાખવાની ખાસ અગત જણાવી છે. તન દુરસ્ત હોય પણ તો મન પણ દુરસ્ત રહે. ચોકસ વખતે ઉઠવું, સુવુ, ખાવું પીવું અને ફરવું, ચોકસ ખોરાક લેવો, એ સઘળા તનદુરસ્તીના માર્ગો છે. એ કાનુનો જાળવવા એ એક જાતની કવાયદ છે. એક કહેવત છે કે **A sound mind in a sound body.** જરથોસ્ત સાહેબના દુશમનો દેવપરસ્તી રાહ ઉપર ચાલીને દરેક બુરો વિચાર બુરા વચન અને બુરા કામો કરતા હતા તેથી તેમને તોડવાને સારૂં એ ત્રણે ફરમાનોની ચોખાઇ રાખવાનું અશો જરથોસ્તે ફરમાવેલું છે. રવાનની અશોઇ જાળવવા માટે ૧) આપણે પેદા કરનારને હમેશાં યાદ કરતાં રહેવું. ૨) જ્ઞાન ફેલાવતા રહેવું. ૩) નિતીમાન સદગુણો અખત્યાર કરતાં રહેવું અને તે ખીલવતાં રહેવું. આપણા વિચારો ફુવારા જેવા છે કે જેમાંથી આપણા શબ્દો અને કામો નીકળે છે. જો ફુવારો સ્વચ્છ હોય તો પાણીનો ઝરો સ્વચ્છ રહે છે. અસ્વચ્છ વિચારોથી અસ્વચ્છ શબ્દો બોલાય છે. સર ગેલી હેદ કહે છે કે:

**My strength is as the strength of ten,**
**Because my heart is pure.**

પવિત્રાઇ અને ચોખાઇ જાળવવા માટે ૧) હમેશ કામમાં રોકાયલા રહેવું જોઇએ. આળસાઇ ખરાબ કામ કરવાને લલચાવે છે. તે વેળા ભલતા બુરા વિચારો મનમાં દાખલ થાય છે. તેથી ભારી કામ અને ચાલાક રમતમાં વખત ગુજારયો હોય તો એવું કામ કરવાને સુજે નહીં. ૨) ખરાબ ચોપડી વાંચવાથી દુર રહેવું. જો તે વાંચી તો તે આપણા આત્મા ઉપર એક એવો ડાઘ લાવશે કે જે કદી નીકળશે નહીં. ખરાબ ચીત્રોથી પણ આપણે દુર રહેવું જોઇએ. ૩) ખરાબ સોબતીઓથી પણ દુર રહેવું જોઇએ. સોલોમન કહે છે કે **He that walketh with wise men shall be wise but the companion of fools shall be destroyed.** ઘણાએક જુવાનીઆઓનો જે ભવ બગડી જાય છે તે એવા નાપાક અને ખરાબ દોસ્તોની સંગતને લીધેજ હોય છે. ૪) ખોદાની મદદ ચાહતા રહેવું. આપણી રોજની ભકિત એવી હોવી જોઇએ કે ઓ ખોદા મારામાં હમેશ સ્વચ્છ અંત:કરણ રાખ. બાઇબલમાં કહે છે કે **Blessed are the pure in heart, for they shall see God.** બુક નામનો એક વિદ્વાન કહે છે કે **Heart purity**

makes a man the darling of Heaven. હમેશાં સારા વાંચણથી સારા વિચારો મનમાં લાવવા. મોટા માણુસોની જીંદગીના વૃતાંતો, તેમજ બાહાદુરીની વાર્તાઓ વાંચવામાં બહુ લાભ છે. કુદરતના રળીયામણા દેખાવ અને મોટા ચીતારાઓના ચીત્રો આપણી કલ્પના શક્તિને હમેશાં ઉંચી અને સ્વચ્છ રાખે છે. હમેશાં બુરાઈની સામે આપણે થતા રહેવું જોઇએ, સારા વિચાર કરવાની ટેવ પાડવી જોઇએ અને ખરાબને ધીકકારતા રહેવું. એ રીતે આપણું ભેજું બુરાઇને તજતાં શીખે છે. જ્યારેબી એકાંતમાં રહીએ ત્યારે આપણી કલ્પના અને વાસના ઉપર ખુબ ધ્યાન આપવું જોઇએ તે વેળાએજ આપણે ઉંચા વિચારો ઉંચી યોજનાઓ અને સારી ખુબીઓનો ખ્યાલ કરવો. એક લખનાર કહે છે કે,

He that has light within his own clear breast
May sit in the centre, and enjoy bright day;
But he that hides a dark soul and foul thoughts
Benighted walks under the midday sun,
Himself is his own dungeon.

એક ખાલી ભેજું તે ખરાબી અને નાપાકી માટે એક મોટી લાલચ સમાન છે. સારા વિચારો બુરાઇ દુર રાખે છે. રવાનના સુધારા યાને આત્માનો સુધારો બે રીતે શકે. ૧) ધર્મથી ૨) નીતિથી, રવાનના સુધારા વિનાનો તનનો સુધારો સંપુરણ રીતે થઇ શકતો નથી. રવાનના સુધારાની ગેરહાજરીમાં માણસ ઘણુંકરીને મિથ્યા અભીમાન, અને આપ વડાઇ, સ્વાર્થીપણું અને અદેખાઇ, ક્રોધ અને લોભ, બદનજર અને બુરી વાસના વગેરે અનેક દુર્ગુણોને વશ થાય છે. વળી પતમાન અને અંદાજો અથવા મધ્યમપણું પણ રવાનના સુધારા માટે જરૂરનું છે. એક ખરા જરથોસ્તી માટે તેના ધર્મની પીછાન કરાવનારાં મુખ્ય ફરમાનો ઉપર મુજબના છે અને તે તેમજ તેવાંજ બીજાં ફરમાનો પ્રમાણે ચાલી, દુનિયાને કોઇબી રીતે ઉપયોગી થઇને ગુજર પામનાર શખ્શને માટે બદલો મળનાર છે. આ દુનિયામાં નેકી અખત્યાર કરનાર ધણી પોતાના ગુજરવા પછી ગરોથમાન બહેશતમાં પોંહોચે છે. અવસ્તામાં કહે છે કે "યોઝદાઓ મષ્યાઇ અઇપી ઝાંથેમ વહિસ્ત" યાને જન્મ લીધા પછી માણસને માટે પાકીજગી ઘણી ફાયદામંદ છે. પાકીજગી એટલે તનની સફાઇ, આત્માની પવિત્રાઇ, મન, સખુન અને કરણીની પવિત્રાઇ, નીતિનું નિર્મલપણું, ઘર, મોહલ્લા, ગામ અને શહેરની સફાઇ વગેરે. વંદીદાદમાં તો માત્ર શરીરનેજ ધોઇ સાફ રાખવાના કાયદા આવેલા છે

એટલુંજ નહીં પણ કપડાંલતાં, વાસણકુસણ, સાચરચીલાં, ઘરબાર, જમીન, પીવાનું અને વાપડવાનું પાણી, દરેકની સફાઈ રાખવા માટે ઘણુએક કાયદા લખેલા છે. વળી કરણીને પણ ચોખ્ખી રાખવા જણાવ્યું છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે Cleanliness is next to Godliness. વળી બીજો લખનાર કહે છે કે સુઘડાઈ એ લાયકીની નિશાની છે, તે પ્યાર અને ચાહ ઉત્પન્ન કરે છે, અને વિચારોને પવિત્ર કરવામાં મદદ કરે છે. સુઘડાઇવાલાંની સહોબત કરવાને સર્વ કોઇ ચાહે છે. જે પ્રજાઓ વધારે સુધરેલી છે તે સુઘડાઇમાંબી ઘણી આગળ વધેલી છે. ખુબસુરતી સાથ સુઘડાઇ જોડાય તો તે બેવડી ચાહવાલાયક થઈ પડે. ડા૦ રાથ એક જરમન વિદ્વાન લખે છે કે "પુરાતન ઇરાનીઓમાં સફાઇ અને મલાહજ્જ વિષેની લાગણી ઘણી બેઠેલી હતી. જેથી કોઇ વસ્તુ જરાબી ગેરસફાઇ તથા સુગ લાગે તેવું કાંઇબી ધરાવે તેની તરફ તેઓને નહીં દાબી શકાય તેવો કમકમાટ ઉત્પન્ન થતો હતો. કેટલેક દરજ્જે એ વાતને આ ખરી વાત સાથે સંબંધ છે કે ઘણું કરીને જે જે વસ્તુ ગંદી હોય છે તે તનદુરસ્તીનો નાશ કરનાર અને નુકસાનકારકબી હોય છે. ઇરાંનીઓને એક ચોક્કસ દરજ્જે સફાઇ વિષેની એક જુદી છઠી લાગણી હતી......માણુસનાં શરીર ઉપરની તેમજ બાહેરની વસ્તુઓ મધેની દરેક ખરાબ અને નજીસ ચીજને તેઓ નાપાક કરી ગણુતા હતા." આ વાત તદન ખરી છે, અને તે આપણે અવસ્તામાં તેમજ પાજંદમાં ભણાતાં ભણતરો કે જેમાં નાપાકીને ધીક્કારી કાઢી છે તેમાંથી પણ આપણે જોઇએ છીએ. આપણા ધર્મમાં સફાઈ સુગડાઈ એ ખોદાની ઘણી નજદીક છે એમ જણાવ્યું નથી, પણ સફાઇ સુગડાઈ એજ ખોદાઇપણું છે એમ કહ્યું છે. માજદયસ્ની દીન એટલે પવિત્રાઇ યાને કે જો માજદયસ્ની થવું હોય તો પવિત્રાઈ જાળવવી. આપણો ધર્મ પવિત્રાઇ ઉપરજ રચાયલો છે. જરથોસ્તી ધર્મનો મુદ્રા લેખ અશોઈ છે. અશોઇ બોલ ઘણે બહોળે અર્થે વપરાય છે. અશોઈ એટલે રાસ્તી, સચ્ચાઈ, પ્રમાણિકપણું, કોલ પાળવો, ઉદ્યોગી થવું, ગુસ્સા ઉપર કાબુ રાખવો એ બધામાં અશોઈ સમાયલી છે. એ અશોઇ બોલ અવસ્તાનો 'અષ' છે એનો ધાતુ 'એરેત' ઘણી ભાષાઓને મળતો આવે છે. જેમકે સંસ્કૃતમાં ઋત છે, અંગ્રેજી right છે ત્યારે 'અશ' શબ્દનો અર્થ righteousness ને મલતો છે અને તે વ્યવસ્થા, નિયમ, કાયદા ઉપર તેમજ અશોઇ સચ્ચાઇ ઉપર પણ મુવફક છે.

# અસલી ઈરાનીઓનો ઈમારતબંધી હુનરનો દમામ અને ભપકો.

સાસાની પાદશાહોના ભપકા અને દમામ મુખ્ય કરી ખુસરો પરવીજના જોતાં, જો તેઓ પોતા માટે તારીફ લાયક મહેલો નહીં બાંધે એ કેવળ નહી બનવા જોગ છે. એઓની આગમજ પારથીઅન વંશના પાદશાહોને એવા મહેલો બાંધવાનો ખ્યાલ વતીક પણ ન આવ્યો હતો. તોબી એ સાસાની વંશના પાદશાહોએ હખામની વંશના પાદશાહોથી એ હુનર વધુ આગળ વધારયો હતો. હખામની વંશના પાદશાહોના વખતમાં પારસી શાહાનશાહની દરબારોનો દેખાવ તમામ દુનિયામાં બીજે કેથેબી નહીં હોય એવો દમામદાર, દબદબા ભરેલો અને આંખને છક કરી નાંખે એવો સુંદર થઇ પડયો હતો. જે હેરત ભરેલાં બાંધકામો મહાન શાહનશાહ ક્ષર્ક્ષીસના વખતમાં પુરાં થયાં હતાં તેની શરૂઆત તો તેના મહાન પિતા દારાયસથીજ થએલી હોવી જોઇએ. પારસીઓની દરબારનાં દીવાનખાનાંઓની દબદબા, સુંદરતા અને બુલંદી આગલ તો અસલી દુનિયાનાં સર્વ બાંધકામો જંખવાણાં પડી ગયાં હતાં. તે દરબારનાં દીવાનખાનાંઓ અને મહેલો આર્યન પ્રજાનાં બાંધકામોની મગરૂરીજ થઇ પડયાં હતાં, અને તેઓની મહોટાઇથી તો હાલની સુધરેલી અને મહોટી પ્રજાઓબી હેરત થઈ ગઈ હતી. પારસીઓના સુધારાઓની મહોટાઇ જોઇને ગ્રીક પ્રજા ચકીત થઇ ગઈ હતી. તેઓના ઉમદા અને હુનરમંદી ભરેલા સાજે તે પ્રજાનું મન હરી લીધું હતું. તેઓના દમામ તંબુઓના તથા રાચરચીલાંના દીલછુત ભપકાથી તેઓ છક થઇ ગયા હતા. અને તે ગ્રીક પ્રજાના લોકોએ તે સર્વ હુનરમંદી જોઇ લીધી અને તે હુનરમંદી તેઓએ પોતાના દેશમાં દાખલ કીધી હતી, કહે છે કે ગ્રીક પ્રજાનું એક સૌથી મોટું દેવલ શાહનશાહ ક્ષર્ક્ષીસના દમામદાર તંબુની ફક્ત નકલ હતી. મેસોપોતેમીયાનાં હાત્રા નામે પરગણામાં આરબ સરદારો અમલ ચલાવતા હતા, જેઓ પારથીઅન પાદશાહોને તાબે હોવા છતાં તેઓએ પોતાને રહેવા માટે મેહેલો બાંધ્યા હતા. આમાંના એક મેહેલનો નમુનો લઇને સાસાની પાદશાહોઓએ પોતાનું કામ આગળ ચલાવ્યું હતું. તેઓની મુશ્કેલી ફક્ત નમુનો મેળવવાની હતી નહીં પણ તે મેહેલ જોઇને તેવાજ કારીગરી વાપરનારા કારીગરો મેળવવાની હતી. તેવા

કારીગરોથી તેઓ અરબીસ્તાન, ફીરૂજાબાદ, મદાઇન અને મશીતા ખાતે ચાર બુલંદ મેહેલો અને તે ઉપરાંત બીજાં તારીફ લાયક મકાનો બાંધી ગયાં છે. સર્વથી પહેલાં જે મકાનો સાસાની દાખલ મલી આવે છે તે વિદ્વાન તવારીખનવેશ પાલનજી દેશાઇના જણાવ્યા પ્રમાણે ઇ. સ. ૩૫૦ થી ૪૫૦ ની વચ્ચેના છે. શાહપુર નામે શેહેરમાંથી પથરનું ચોરસ બાંધણીનું ખોખું મળ્યું છે, જેનો બાહેરનો ભપકો એ કાતરકામ આગળ હખામની મેહેલોને મળતાં આવે છે. રૉલીનસન આ ઇમારતને પહેલા શાહપુર પાદશાહે બાંધેલો મેહેલ ગણે છે. કહે છે અરદેશર બાબેગાન, શાપુર અને નરસી જેવા મોટા સાસાની પાદશાહોએ પોતા માટે અલબતે મહેલો બાંધ્યાં હશે પણ આજે તેની હસ્તી રહી નથી. પણ જે ચાર મેહેલોના વર્ણનો મુસાફરોથી આપણને મલ્યાં છે તેમની બાંધણી એટલી તો મજબુત દીસે છે કે એ મેહેલો બંધાયા તે વખતે ઇમારત બંધીનો હુન્નર સાસાનીઓમાં ઘણો ખીલેલો હોવો જોઇએ.

આ ચાર મહેલોમાં સરબીસ્તાન ખાતેનો મેહેલ બીજા શાહપુર પાદશાહે બાંધ્યો હતો. તે સર્વથી નાનો અને લગભગ ચોરસ બાંધણીનો છે. તેની લંબાઈ ૪૨ અને પહોળાઇ ૩૭ ફ્રેંચ મીટરની છે. તેનું મોહોડું પશ્ચિમ દીશાએ છે. તેમાં દાખલ થવાના આરકાંવાલા ત્રણ દરવાજા છે. જેમાંથી માહે પેસતાંજ નાનાં મોટાં દીવાનખાનાંઓ જણાય છે. વચલું દીવાનખાનું સર્વથી બહોળું છે. એ મેહરાબવાળા દરવાજામાંથી તેમાં દાખલ થવાય છે. તેને માથે ગુંબજ છે. તે ૬૫ ફુટ ઇંચો છે. એની બીજી બાજુએ રાયચોક છે. જેની આસપાસ સઘળા ઓરડાઓ છે. ફીરૂજાબાદનો મહેલ ઉપર કરતાં મોટો છે. તે લંબાઇમાં ૩૯૦ અને પહોળાઇમાં ૧૮૦ ફુટ કરતાં વધારે છે. એ મેહેલ પાદશાહ યજદેગરદ પહેલા એ ઇ. સ. ૪૫૦ માં બાંધેલો અટકલવામાં આવે છે. તેમાં દાખલ થવાનો એક મેહેરાબ ૫૦ ફુટ ઇંચો છે. તેનું મોહોડું ઉતર તરફ હતું અને તેમાંથી ૯૦ ફુટ લાંબા અને ૪૩ ફુટ પોહોળા દીવાનખાનામાં દાખલ થવાતું હતું. બેઉ બાજુએ નાના ઓરડા ઉપરાંત ત્રણ ગુંબજવાળા ઓરડાઓ બીજા માલમ પડે છે જે દરેક ૪૩ ફુટ ચોરસ હતા. ઓરડાનું નકસી કામ પરસી પોલીસના મેહેલોના નમુના ઉપર બનાવ્યું હતું. વળી અંદર ૯૦ ફુટ ચોરસનો એક રાયચોક આવતો હતો. પાદશાહ નોશીરવાન આદેલે 'તખ્તે ખોસરૂ' નામે બંધાવેલો મદાઇન ખાતેનો મેહેલ સૌથી મોટો હતો. કહે છે તે બાંધવા યુનાની કારીગરોને બોલાવ્યા હતા. આ મેહેલનો એકજ ભાગ—યાને ૧૧૫ ફુટ લાંબુ, ૭૨ ફુટ પોહોળું, ને

૮૫ ફુટ ઉંચું ગુંબજવાળું દીવાનખાનું–માલમ પડે છે. બાકીનો બધો ભાગ નાશ પામ્યો છે. તે ૩૭૦ ફુટ પોહોળો હોવો જોઇએ તેના મુખડાનો જે ભાગ હૈયાત છે તેની રચના નાનાં નાના આરકાંઓ, બેવડા મેહેરાબો, બારણાઓ થાંભલાઓ વગેરેથી બનાવી છે.

મશીતાનો મેહેલ જોકે ઉપલાં કરતાં નાનો છે, તોપણ તેની રોનક સઘળાં કરતાં શ્રેષ્ટ છે. તે છેક પેલેસ્તાઇન નજદીક મોએબના મુલકમાં બાંધવામાં આવેલો હતો. તેની હેરત ભરેલી કારીગરી અને શોભા માટે એક નામીચો લખનાર, જણાવે છે કે તેની ખુબસુરતી અને તેના ઘાટ-ઘટમની બરાબરનો દુનિયામાં બીજો કોઇ મેહેલ ન હશે, એ મેહેલ ઇ. સ. ૬૧૪–૬૨૭ સુધીમાં બંધાવેલો લાગે છે. તે જાણે બે મેહેલોને બાંધી લઇને એક બનાવ્યો હતો. બંનેની વચમાં એક ફુવારો બાંધ્યો હતો. બંધે ભાગો ૧૮૦ ફુટ અને ઉંડાણમાં ૧૪૦ ફુટ હતો. મોટા ભાગમાં મોટા ચોકમાંથી ત્રણ રસ્તે જવાતું હતું. આરકાંઓને સંગેમરમર જેવા સફેદ સખ્ત પથ્થરના થાંભલાઓથી છુટાં પાડયાં હતાં. આરકાંઓ-માંથી ૮૦ ફુટ લાંબા અને ૬૦ ફુટ પોહોળા ચોકમાં જવાતું હતું, અને તે પસાર કીધો કે મેહેલનું મોટું દીવાનખાનું નજરે પડતું હતું. તે ઉપરથી ગુંબજ ઉઠાવેલો હતો. તેની આજુબાજુ ૨૫ નાના ઓરડાઓ હતા. રૉલીનસન કહે છે કે 'કોઇબી જમાના યા કોઇબી પ્રજાની ઇમારત બંધી એથી કદાચજ ચહડતી હશે. તેનું કોતરકામ ઘણું સુંદર હતું. પેહેલાં તો ત્રીકોણાકારવાલી આડીઅવળી લીટીઓમાં તરેહવાર નકસી તથા ગોલાબનાં ફુલો વગેરે પાડી, પછી આખી દેવાલ ઉપર ફળફળાદી, ઝાડોના પાદડાં સાથની ડાંખળીઓ અને પ્રાણીઓની વિચિત્ર સુરત ઘણી સારી રીતે કોતરી છે. દરેક ફુળ નીચે એક સુંદર ફ્લાવરવાઝ પાડીને તે ઉપર બે કબુતરોને એકેકને પુઠ કરી બેસાડયાં છે. એક ઠેકાણે સીંહ, બીજે ઠેકાણે માણસ અને કુતરાનો ચીતાર છે ત્રીજે ઠેકાણે એક માણસના હાથમાં ફળની ટોપલી લઇ જતો કોતરયો છે. રૉબીનસન કહે છે કે આખું નકસી કામ તેની ખુબસુરતી ઉપરથી તથા તેને અછી કળાથી લાગુ પડતી રીતે કોતરયું છે, તે ઉપરથી તે નહીં બરાબરી થઇ શકે એવું ગણાય તેમાં નવાઇ નથી.'

કેરમાનશાહ ખાતે તખ્તે બોસતાનમાં ખુસરો પરવેજે ઉપર જેવુંજ કારીગરીનું એક આરકું બનાવ્યું હતું. તે આરકાંની બેઉ બાજુ ફરેસ્તા અને યજદોના પાંખ સાથના ઉડતા આકારો પાડયા છે. આરકાંની અંદર એક ઠેકાણે ખુસરોને જંગલી ડુકરોનો શેકાર કરતો ચીતાર્યો છે. બીજી

બાજુ તેને ફુલોથી સીંગારેલો પાદશાહી લેબાસમાં ચીતાર્યો છે. એક ઠેકાણે તેને પોતાના ઘોડા શબદેજપર લશકરી પોશાકમાં દુશમનની વાટ જોતો ચીતાર્યો છે. ફારસી ગ્રંથકારો લખી જાય છે કે ખુસરો પરવેજનો મશીતનો મેહેલ યુનાની કારીગરીઓએ નહીં પણ ફરબાદ નામના ઇરાંનીએ બાંધ્યો હતો, તેમજ સરબીસ્તાન તથા ફીરૂજાબાદના મેહેલો તથા લડાઇના સરસ ચીતારો ખુદ ઇરાંની કારીગરોનીજ બનાવતના હતા.

# અશો જરથોસ્તના વખતમાં થયેલી ધાર્મીક લડાઈઓ.

અશો જરથોસ્ત પેગમ્બરે કાંઇ નવી દીન સ્થાપી નહીં હતી પણ જુની દીનમાં સુધારો વધારો કરીને પોતાની દીન રચી હતી. વળી હુનુ નામના ટોળીએ તે જુની દીનને વધારે બગાડવા દીધી હતી, તેથી શાહ ગુસ્તાસ્પે તેને જુદી પાડી બચાવી લેવાની કોશેશ કીધી હતી. પણ એ નવી દીનનો મોટો ફેલાવો તો એ દીન માટે થએલી ધાર્મીક લડાઇ પછીજ થયો હતો. યાદગારે જરીરાન નામના પહેલવી પુસ્તકમાં કહે છે કે અરજાસ્પ કે જે ઇરાનની ઉતરે આવેલા ખ્યોનના મુલકનો શાહ હતો, તેણે ગુસ્તાસ્પ ઉપર પત્ર લખી કહેવડાવ્યું "કે મારા સાંભળવામાં આવ્યું છે કે તેં હોરમજદની માજદયસ્ની દીન કબુલ રાખી છે તેથી અગર જો તે બાબે વિચાર નહીં કરશે તો તેથી આપણુને મોટું નુકશાન તથા દુ:ખ થશે, પણ અગર જો તું આએ દીનને તજી દે તો હું તુને પાદશાહ તરીકે માન આપીશ અને તુને વરસોવરસ ઘણું સોનું રૂપું અને ઘણા સરસ ઘોડા અને ઘણી જગાઓની પાદશાહી આપીશ. અગર જો તું એ દીનનો ત્યાગ નહીં કરશે તો મને તારી ઉપર ચઢાઇ કરવાની ફરજ પડશે તથા માલ અને ખજાનો વગેરે હું જપત કરી લઇશ."

કહે છે કે પાદશાહ ગુસ્તાસ્પે અરજાસ્પનો ઉપલા પત્રનો ધિકકાર સાથ જવાબ લખ્યો હતો, તેથી તેને અરજાસ્પ સાથ બે મોટી લડાઇઓ કરવાની ફરજ પડી. આ લખાણુને ફીરદોસીના શાહનામા તેમજ બીજા મહોમેદન લખનારાઓ ઉપરથી ટેકો મલે છે. આ લડાઇથી કહે છે કે અરજાસ્પનો નાશ થયો હતો અને દીનનો ચોતરફ ફેલાવો થયો હતો.

આ લડાઇમાં અરજાસ્પની મદદે બીજા ઘણા હાકેમો લડાઇમાં ઉતર્યાં હતા, પણ તેઓ સર્વેને ગુસ્તાસ્પે એકલે હાથે હરાવીને દીનની ચઢતી કીધી હતી: ગોશ યસ્તમાં ગુસ્તાસ્પે ગોશ ઇજદની આરાધના કરી નીચલા આઠ હરીફોને નસાડવા માટે બંદગી કરી હતી. ૧ વીસપ થઉર્વ, ૨ ઉર્વી ખશ્નોઘ, ૩ ઉર્વો-વૅરૅથ, ૪ સત્વી મનોથરી (કે જે સાતસો ઉંટ ઉપર લુંટનો માલ લાધીને લાવ્યો હતો,) ૫ ઉસકેરાયલા અને ખુનીખ્યોની લોકોનો રાજા અરજાસ્પ, ૬ બુતપરસ્તી દરશીનીક, ૭ ખરાબ દીનવાલો તાંથ્રવંત અને ૮ બુતપરસ્ત સ્પંજ ઉરૂસ્ક. ઉપલા ફકરામાં ખ્યોન અને વરેધક દેશો કયાં હતા તે વિષે પ્રો૦ દારમેસ્ટેટે કહ્યું છે કે યુનાની ગ્રંથોમાં Chionitao અને Vertao નામે જે ટોળાઓ કેસ્પીયન સમુદ્રની પશ્ચિમ દિશાએ વસ્તા હતા તે આ ખ્યોન અને વરેધક ટોળા હશે. શાહનામા મુજબ અરજાસ્પ ચીનનો ખાકાન હતો પણ રિગવેદમાંથી તેનું નામ મળે છે તે ઉપરથી જણાય છે કે જરથોસ્તી આર્યોના હરીફ વેદિક આર્યોના એક ટોળાનો સરદાર હતો. એ ચીઓનાઇટી કોમ માટે કહે છે કે તે સાસાનીયન વંશની પહેલી ઓલાદ સાથ વારેઘડીએ લડાઇ કરતી હતી. વળી એ આ હરીફો ઉપરાંત બીજા દુસ્મનોનાં નામ આપણને આવાં યસ્તપરથી જણાય છે જેવા કે દેવપરસ્ત પેશન, આઠ ભોયરાંવાલો પેશોચંઘ, અને દેવપરસ્ત હુમીયાક જેઓને પણ લડાઇમાં હરાવવાની ગુસ્તાસ્પ અને તેના ભાઇ જરીરે દુવા માગી હતી અને તે દુવા બર આવી હતી. વળી એ લડાઇ વિષે થોડીક હકીકત આપણને ગાથામાંથી પણ મળી આવે છે. ઇજશનેના ૪૬—૫ માં કે જ્યાં સારા ડહાપણવાલા શકિતવાન પુરૂષ જણાવેલા છે તે કદાચ ગુસ્તાસ્પ પોતે હોય એવું દીસે છે અને ત્યાં જે દરવંદ બુરા માણસને માટે બોલવામાં આવે છે તે કદાચ અરજાસ્પનો બેટો કહેરમ હોય, જેને મારા મિત્ર મી૦ હોડીવાલા અહુમ જે યજશને હા ૩૨—૧૪ માં મલે છે તેની સાથ સરખાવે છે. એ ગેરેહમને પાછળથી 'દ્રેગ્વંત' યાને બુરી શાક્તવાળા નામે ઓળખ્યો છે. ગાથામાં કેટલાંક વિશેષ નામો છે, જેઓ અત્યાર સુધી સામાન્ય નામ તરીકે લખાયલાં છે. પણ જેમ જેમ ગાથા જોડે ઋગવેદનો અભ્યાસ આપણા જરથોસ્તી અભ્યાસીઓમાં જેવા કે મારા મિત્રો મી૦ જી. કે. નરીમાન, મી૦ શાપુરજી કા. હોડીવાળા અને બીજાઓમાં વધતો જાય છે તેમ તેમ તેઓ તરફથી થોડીજ નવી વાતો આપણા જાણવામાં આવતી જાય છે કે જે વાતો વધારે ભણેલા અને વધારે ચંચળ બુદ્ધિના યુરોપીઅન સ્કોલરો તરફથી હજુ જણાવવામાં આવી નથી: જેમકે અવસ્તામાંથી

જરથોસ્તી દીનના સૌથી મોટા દુશમન અરજાસ્પનું નામ મળે છે તેમ જરથોસ્તની વિરૂદ્ધમાં રચાએલાં ઋગવેદના મંડળોમાંથી જરથોસ્તી દીનના મોટામાં મોટા મદદગાર અને દોસ્ત શાહ ગુસ્તાસ્પનું નામ મળે છે. મી૰ હોડીવાળા મુજબ વેદમાં 'દસ્યુ' નામ જેમ જરથોસ્તને માટેનું વિશેષ નામ છે તેમ જરથોસ્તીઓ માટેનું એક ટોળા અથવા પંથનું સામાન્ય નામ પણ છે.

વળી યજશનેનો ૪૫–૧ માં બીજી ધાર્મીક લડાઇનું બ્યાન મળે છે. જ્યાં છેલ્લી બે લીટીમાં નીચલું લખાણ મળે છે "ખચીત આએ વખતે તે ખોટો ધર્મ સમજાવનાર બીજીવાર તમારી જીંદગીને ખરાબ કરે નહીં. દુષ્ટ માણસ પોતાના ખરાબ તરીકાને લીધે જબાનને લીધે આડે માર્ગે ગએલો હોય છે. અત્રે પણ અરજાસ્પના બુરા બેટા કેહેરમ જેને શાહ નામામાં મોટો હરીફ કહ્યો છે તે માટેનો ઇસારો છે. ત્યાં જે બીજી વખતની વાત આવી છે તેનું કારણ એ કે બીજી ધર્મ સંબંધી લડાઇ વખતે અરજાસ્પે પોતાના બુરા બેટા કેહેરમ (ગેરેહમ) ને ફરમાવ્યું હતું કે મોટું લશકર લઇ બલખ શહેર ઉપર ચઢાઇ લઇ જવી અને ગુસ્તાસ્પને શીકસ્ત આપવી. વળી એને ખોટો ધર્મ સમજાવનાર પણ ઉપલા વાક્યમાં કહેલો છે. તેથી જણાય છે કે એ અરજાસ્પનો બેટો હશે. વળી એને માટે હા. ૩૨–૯ માં કહ્યું છે કે એ બુરો હાકેમ જરથોસ્તી દીનના કલામોને ઉલટાવી નાંખે છે તથા પોતાની (બુરી) શીખામણોથી માણસની અકકલને ગુમરાહ કરે છે.

એરવદ શેહેરયારજી ભરૂચા કહે છે કે અવસ્તામાં જણાવેલો એરેજત-અસ્પ તે વેદમાં જણાવેલો ઋજ્રાસ્વ છે. શાહનામા મુજબ અર્જાસ્પ તુરાની શાહ હતો પણ અવસ્તામાં તેને ખ્યાના લોકનો રાજા કહ્યો છે. વળી તેવણ જણાવે છે કે જ્યારે વેદમાંથી આ ધણીનું નામ મળે છે અને તે વેદિક લોકોના પક્ષનો છે ત્યારે તે પણ ગુસ્તાસ્પ જેવોજ આર્ય રાજા હોવો જોઇએ. અવસ્તામાં ગુસ્તાસ્પની માફક અર્જાસ્પને પણ ઇરાની ઇજદોની આરાધના કરતો આપણે જોઇએ છીએ. એ ઉપરથી જણાય છે કે એક સરખા ઇજદોને આરાધનારા આ બેઉ હાકેમો આર્ય કુલનાજ હતા. આવાં યસ્તમાં કહે છે કે ગુસ્તાસ્પ એવી દુવા ચાહે છે કે ખરાબ દીનવાળા તાંથ્રવંતને, દેવપરસ્ત પેષનને, અને બુરા અરજાસ્પને આ દુનિયાની લડાઇઓમાં શીકસ્ત આપનારો હું થાઉં. વળી એજ યસ્તમાં અર્જાસ્પે દુવા ચાહી કે જોરેમંદ ગુસ્તાસ્પને તથા ઘોડેસ્વાર થઇ લડાઇ કરનાર જરીરને શીકસ્ત આપનારો હું થાઉં. એજ મુજબ એરવદ ભરૂચા ઇષ્ટાશ્વ

જે નામ વેદમાં મળે છે તેને અવસ્તાના વિસ્તાસ્પ સાથ સરખાવે છે. વેદમાં એક ઠેકાણે આ પ્રમાણે મળે છે કે ઇષ્ટરસ્માના ખાનદાનનો ઇષ્ટાશ્વ શું કરી શકનાર છે? આ સર્વોપરી રાજાઓ યાને વેદિક દેવતાઓ લોકોને તાબે કરી લેશે. આ ઠેકાણે તે બે નામો છે તેમાંનુ બીજું વીસ્તાસ્પનું અને પહેલું તેના ખાનદાનનું છે.

આ ઉપરથી જણાશે કે ઘણાએક નામો જે અવસ્તામાં છે તે વેદમાંથી નવાજ મલી આવ્યા છે તેમજ જે વેદમાં નામો મળે છે તે અવસ્તામાંથી મલી આવેલાં જણાય છે. ગુસ્તાસ્પ શાહ નોદરના ખાનદાનનો હતો પણ તેને વેદમાં 'ઇષ્ટરસ્પ' ના ખાનદાનનો જણાવ્યો છે. એ ઇષ્ટરસ્પ તે અવસ્તાનો વીસ્તઉરૂ છે અને શાહનામાનો ગુસ્તહમ છે. ગુસ્તહમ તે નોદરના બે બેટાઓ તુસ અને ગુસ્તહમ મધેનો એક છે. વેદમાં રૂષીઓ 'વી' ને બદલે 'ઇ' વાપરી ગયા છે. પણ ઇષ્ટરરસ્મમાં છેલ્લો અક્ષર 'મ' છે તે વીસ્તઉરૂમાં નથી જણાતો, તેથી એ અવસ્તા નામ અધુરૂં જણાય છે.

# અશો જરથોશ્ત અને ગોતમ બુદ્ધ.

## એ બેઉની જીંદગી ઉપરથી ઉપજતા વિચારો.

કહે છે કે મહાન રાજા ચંદ્રગુપ્તના છોકરા અશોકે પેગમબર ગોતમ બુદ્ધનો ધર્મ અખ્ત્યાર કરીને તેને ચોતરફ ફેલાવ્યો હતો. આપણ જાણતા નથી કે બુધ્ધે જરથોસ્તી ધર્મ અખત્યાર કીધો હતો કે નહીં પણ આ તો ખરૂં છે કે બુદ્ધના શીક્ષણ અને મતોમાં જરથોસ્તી ધર્મનું ઘણુંએક મળતાપણું જણાય છે, તેથી કદાચ એમ માની શકાએ કે તેણે આપણા ધર્મનો અભ્યાસ કર્યો હોય અને તેમાંના કેટલાક મતો વાજબી લાગવાથી પોતામાં આમેજ કીધાં હોય. જેમ મજદક અને માનીએ નોશેરવાન પાદશાહ તેમજ શાહપુર પાદશાહના વખતમાં કીધું હતું તેમ. પહેલું તો જે સરખામણી જણાય છે, તે આ કે બુદ્ધની જીંદગીના બનાવો અને આપણા મહાન પેગમબર જરથોસ્તની જીંદગીનાં બનાવો તેની ધર્મ ફેલાવવામાં પડેલી આફતો અને મુશકેલીઓ, રંજો અને ફીકર ચીંતા એ બેઉમાં સરખાપણું દીસે છે.

મ્હેલું તો કેટલાક મહાન પુરૂષો માટે શક નાંખવામાં આવ્યો હતો કે તેઓ હૈયાત પુરૂષ હતા નહીં. એવો શક આપણા પેગમબર જરથોસ્ત માટે પણ નંખાયો હતો પણ તે પાછળથી ગાથાની તેમજ બીજા અવસ્તાના લખાણોની ગવાહીપરથી ખોટો સાબેત થયો છે. તેમજ ખ્રીસ્તી ધર્મના ક્રાઇસ્ટ પેગમબર તેમજ બુદ્ધ પેગમબર માટે પણ એવોજ શક નખાયો છે. વળી બંનેને શરૂઆતના લખાણમાં એક સાધારણ સાદા પુરૂષ જેવા ચિતાર્યા છે પણ પછવાડેના લખાણમાં તેઓને એક ફરેસ્તા જેવા ચિતાર્યા છે. પછવાડેના લખાણમાં જરથોસ્ત સાહેબને આ દુનિયાનો ઇજદનો એલકાબ આપવામાં આવ્યો છે. આવા લખાણોને લીધે પ્રો૦ દારમેસ્તેતે જેવા યુરોપીયન સ્કોલરે જરથોસ્તને એક કલ્પીત પુરૂષ તરીકે જણાવવાની ઉતાવળ કીધી હતી. વળી તેવણ ગોતમ ઋષિને ગોતમબુદ્ધ તરીકે ઓળખાવે છે અને તેમ કરી અવસ્તાના પુરાતનપણાને બુદ્ધ જમાના (ઇ. સ. પૂર્વે ૫૦૦) ઉપર લાવી મુકે છે. વળી તેવણ બુદ્ધને બુધ્ધતિદેવ સાથ સરખાવા માંગે છે પણ બુદ્ધ તે કાંઇ બુધ્ધતિદેવ નથી. બુદ્ધને માટે પણ કહેછે, કે શરૂઆતમાં તેને એક ઇનસાન તરીકે ચીતારેલો માલમ પડે છે પણ પછવાડેથી તેના અસલ સાદા ધર્મને બદલી, તેના ચેલાઓએ તેને દેવતાઇ ગુરૂનું નામ આપ્યું, અને જોકે તેનો ધર્મ બ્રાહ્મણી ધર્મની સામે હતો અને તેમાં સુધારો વધારો કરી પોતાનો ધર્મ ફેલાવ્યો હતો, તોપણ તેના ચેલાઓએ તેને વિષ્ણુનો ૧૦ અવતારમાંનો ૯ મો અવતાર ધારણ થએલો દેવતાઈ પુરૂષ તરીકે જણાવ્યો છે, જ્યારે ખ્રીસ્તી ચેલાઓએ તેને પીર (saint) તરીકે માન્યો. બુદ્ધની હસ્તી ઇ. સ. પૂર્વે ૬૦૦ માં ધારવામાં આવે છે, જ્યારે આપણા પેગમ્બર સાહેબની હસ્તી આજથી આસરે ૪૦૦૦ થી ૫૦૦૦ વર્ષ ઉપર મુકી શકાએ. બુદ્ધ તે કાંઇ તેના સ્થાપનારનું નામ નથી. તેનું ખરૂં નામ ગોતમ હતું. પણ એ જ્ઞાનની શોધમાં હતો તે મળવાથી તેને બુદ્ધ યાને intelligent or enlightened એમ નામ પડયું. જરથોસ્તના નામનો અર્થ હાલ સ્કોલરો તરફથી પીલાઉંટનો રાખનાર તરીકે જણાયલો છે. અશો જરથોસ્ત પોરૂશસ્પનો બેટો હતો. બુદ્ધ શુધ્ધોદન નામે રાજાનો પુત્ર હતો. જરથોસ્તે અસલી મજદયસ્ની દીનમાં સુધારો કરી નવી દીન માજદયસ્ની જરથોસ્તી આપણા ઇરાન દેશના વડવાઓને શીખવી હતી. બુધ્ધ પણ જુના વેદીક ધર્મમાં ભએલો બીગાડો દુર કરી તેને સુધારનાર હતો. બેઉમે છોકરાંઓ હતાં. બંને આર્ય વંશના હતા. બંને ખુદાઈ જ્ઞાન મેળવવા વનવાસમાં વસ્તીથી દુર ગયા હતા; અને રંજ ખેંચી ઇબારી જ્ઞાન મેળવ્યું હતું. કહે છે કે

બુદ્ધે છ વર્ષ સુધી તપ કીધો પણ પછીથી તેનો વીશ્વાસ ઉડી જવાથી તેને માર નામના માણસના દુશ્મનનાં દરશન થયાં. માર તે જરમન વિદ્વાન પ્રમાણે શેતાન યા હારેમન. અશો જરથોસ્તે તેજ વખતના દેવયસ્ન ધર્મ તેમજ બુતપરસ્તી ધર્મનો ધિક્કાર કીધો હતો અને પોતાની દીનને "વીદએવ અહુર તકએષ" યાને દેવોથી જુદી અહુરમજદના તરીકા પ્રમાણે ચાલનારી દીન જાહેર કીધી હતી. આ દીન ફેલાવવામાં તેને હારેમને લલચાવ્યો હતો અને જોહાક પાદશાહની માફક તેને પાદશાહી આપવા જણાવ્યું હતું. પણ તે જરથોસ્તે તુચ્છકારી કાઢી હતી અને કહ્યું, કે મારો જાન જાએ, મારા હાડકાં ભાગે, મારી બુદ્ધી ગુમ થાય, તોભી એ દીન હું કદી છોડું નહી. કહે છે બુદ્ધને પણ એ પ્રમાણે લાલચો આપી ફસાવવામાં આવ્યો હતો. માર જેવા શત્રુના હાથમાંથી છુટવું તે કાંઇ જેવું તેવું કામ નહીં હતું. ત્યારથી તે બુદ્ધ તરીકે ઓળખાવા લાગ્યો. ત્યાર બાદ બુધ્ધે વાએજો કરવા માંડી અને મરદો અને ઓરતો તેના ચેલા થયા કહે છે તેમાં કેટલાક આતશની સંભાળ લેનારા અથોરનાનો પણ હતા. ત્યારબાદ તે રાજગૃહ ખાતે ગયો કે જે તે વેળા પાટનગર હતું. ૨૯ માં વરસથી બુદ્ધ ગ્નાન મેળવવા નીકળ્યો. ૩૬ માં વર્ષથી તેણે લોકોને પોતાની દીનમાં લીધા. અશો જરથોસ્ત ૧૦ વરસ સુધી ઉશીદરેન પહાડ ઉપર ખોદાઇ ગ્નાનમાં મશગુલ થયા હતા. તેવણ ૨૦ મે વર્ષે ત્યાં ગયા હતા. ૩૦ મે વર્ષ તેવણ પહાડ ઉપરથી નીચે ઉતરયા હતા અને પોતાની દીન ફેલાવા માંડી, પણ કોઇ તેનો ચેલો થયો નહીં. દીનનું ગ્નાન મેળવવા પછી છેક ૧૦ મે વરસે પહેલો ચેલો એવણના કાકાનો છોકરો મેદીઓમાહ થયો હતો. ત્યારપછી બીજા બે વર્ષ રહી બલખ શહેરમાં ગુસ્તાસ્પ પાદશાહે તેની દીન કબુલ કીધી હતી. તેણે પોતાના શત્રુઓને સબળા જવાબો આપી તેઓને મહાત કીધા હતા. તેણે પહેલાં પોતાની દીન ગુસ્તાસ્પની બાઇડી હુતોક્ષીને શીખવી હતી. તેણીએ પોતાના ધણીને તે શીખવી. ત્યાર બાદ પાદશાહનો ભાઇ જરીર, તેના બેટાઓ અસ્પંદીયાર અને પેશોતન, તેનો વજીર જામાસ્પ અને બેશી ફરશોશતર અને બીજાઓએ તેની દીન કબુલ રાખી હતી. છેક હીંદુસ્તાનથી આવેલા પંડીતોને પણ તેણે તકરારમાં હરાવ્યા ૪૨ મેં વર્ષે પાદશાહ ગુસ્તાસ્પ અને તેના કુટુંબીઓએ દીન કબુલ કરવાથી તેની ફતેહ સીદ્ધ થઇ. ત્યાર બાદ બીજા ૩૫ વર્ષ દીનના વધુ ફેલાવવામાં ગુજારયા પછીથી ૭૭ વર્ષ અને ૪૦ દહાડાની ઉમરે અરદીબેહસ્ત મહીનો ને ખોરશેદ રોજે તેવણ બલખ શહેરમાં ગુજર પામ્યા હતા. પહેલવી પુસ્તક પ્રમાણે તેવણનો મરણનો એજ ખરો દીવસ છે

પણ ૮ વહીચક યાને કબીસાના મહીનાને લીધે આપણે હાલ તે દેહ મહીનો અને ઓરશેદ રોજે પાળીએ છીએ જે ખોટું છે. બુદ્ધની ઉમર મરણ વેળા ૮૦ વર્ષની હતી. અશો જરથોસ્તે તેમજ બુધ્ધ પેગમબરે ઇજદ યા દેવતા હોવાનો દાવો કીધો હતો નહીં, પણ લોકોએજ તેઓને તે માન આપ્યું હતું.

જરથોસ્ત સાહેબની આગમજ અનેક સોશીયન્તો થઇ ગયા હતા કે જેઓએ પાદશાહી ચલાવી હતી તેમજ દીન પણ ફેલાવી હતી. સોશીયન્ત એટલે ધર્મના જ્ઞાનની રોશણી આપી ખુદાઇ માર્ગ દેખાડનારા, તેવા ગઓમરદ, હોશંગ તેહમુરસ્પ, જમશેદ, મીનોચેહ, ફરેદુન કાઉસ વગેરે થઇ ગયા હતા. બુદ્ધ પણ કેહે છે કે તેની આગમજ ઘણા જ્ઞાનીઓ ('બુદ્ધ') થઇ ગયા હતા. અશો જરથોસ્ત બુતપરસ્તી તેમજ દેવયસ્ની ધર્મની વીરૂધ હતા. તેના ધર્મમાં મુર્તી બનાવવા યા પુજવાનું ફરમાન હતું નહીં. તેનો ધર્મ સર્વ માટે ખુલ્લો હતો, પછી તે ઇરાની કે તુરાની, ચીના કે હીંદી હોય. બુદ્ધનું ફરમાન પણ ન્યાતજાતના ફરકની સામે હતું. અશો જરથોસ્તનો પહેલો શાગેરદ મેદીઓમાહ તેના મરણ સુધી તેનો ખાસ મદદગાર હતો, તેમ બુધ્ધનો પિત્રાઇ આનંદ નામનો હતો. જે પણ તેના મરણ સુધી તેની નજદીક રહેતો હતો. બુદ્ધના સંબંધમાં કહે છે કે અમુક વખત પછી મૈત્રય નામનો નવો બુદ્ધ આવશે જેનો અર્થ દયા ફેલાવનાર થાય છે. જરથોસ્તી ધર્મ પ્રમાણે એ ધર્મને પાછો સમારનાર ભવિષ્યનો પેગમ્બર સોશીયોસ આવશે જે તમામ દુનિયામાંથી બદીને નાશ કરી નેકી ફેલાવશે. બુદ્ધ કોઇબી વેદીક દેવતાઓને કબુલ રાખતો નહતો. અશો જરથોસ્તે પણ ઘણાં વર્ષો સુધી પોતાની દીનમાંથી દેવતાઓની આરાધના દુર કરી હતી. અશો જરથોસ્તના જમાના આગમજ જાદુઇનું જોર મનાતું હતું અને તેઓનો નાશ કરવાની કોશેશ તેણે કીધી હતી. બુદ્ધના ચેલાઓ પોતાના હરીફોને વાજબી તકરારથી તેમજ જાદુમંત્રથી હરાવવા માંગતા હતા પણ તેનો બુધ્ધે અટકાવ કર્યો હતો. જરથોસ્તની હૈયાતીમાં તેનો સૌથી મોટો દુશમન એન્દ્ર હતો જે તેની પેગમ્બરીના કામમાં હરકત નાખતો હતો, અને તેને મારી નાંખવા ઇચ્છતો હતો, બુદ્ધનો સૌથી મોટો હરીફ દેવદત્ત નામનો હતો, જે તેનો ચેલો થવા છતાં તેનો નાશ કરવા ઇચ્છતો હતો. અશો જરથોસ્તે ધર્મ ફેલાવેલો હોવાથી ધાર્મીક લડાઇઓ ઇરાનમાં થઇ હતી અને તેમાં તેની દીન કબુલ કરનારાઓને બહુ વેઠવું પડયું હતું, અને અશો જરથોસ્તનું ખુન પણ મીનોચેહરથી ઉતરી આવેલા તુરબરાતુર નામના શખ્સે કર્યું હતું. બુદ્ધને પણ ધર્મ સંબંધી લડાઇને લીધે કેટલીકવાર છુપું ભરાઇ રહેવું પડયું હતું. જેમ જરથોસ્ત સાહેબે હોનવરનો યાને યથા અહુ વઇરીઓનો કલામ ભણી દુશમનોનો નાશ કીધો હતો તેમ બુધ્ધે પણ મીનોઇ હથીયારોથી પોતાના દુશમનોનો નાશ કીધો હતો. બુધ્ધ કહેતો હતો કે તે લોકોનું કલ્યાણ કરવા આવ્યો છે, અને એ કલ્યાણનો માર્ગ દેવતાઓને ખુશી કરવાથી મળતો નથી, પણ માણસની

પોતાની રૂડી વર્તણુકથી મલે છે. તેજ પ્રમાણે અશો જરથોસ્તે અનેક દેવતાઓને માનવાને બદલે એકલા અહુરમજદને માનવા લોકોને શીખવ્યું, અને હુમત હુખત હુવરસ્ત જેમાં તમામ અશોઇ સમાઇ જાય છે તે અખત્યાર કરવા કહ્યું, કે જેથી તેઓ અહુરમજદની નજદીક પહોંચી શકશે. તેવણનું શીક્ષણ એ હતું કે "અકેમ અકાઇ વંઘુહીમ અષીમ વંઘહોવે" યાને નેકીનો બદલો નેકી અને બદીનો બદલો બદી સર્વ કોઇને છેવટે મલશે. ભોગો આપવાની ક્રિયા બુધ્ધે કાઢી નાંખી હતી. જરથોસ્તના ધર્મમાં એ ક્રિયાનું નામ નથી. બુધ્ધે બ્રાહ્મણોનો દાવો કે તેઓ માણસ અને ઇશ્વર વચ્ચે સંબંધ પડાવી આપનાર છે તે દાવો સ્વીકાર્યો હતો નહીં, અને કહ્યું કે પાપ દુ:ખ અને સેવટનો છુટકારો માણસની કરણી ઉપરજ આધાર રાખે છે.

જરથોસ્ત સાહેબે પણ તેના દુશમનો કીકો અને કરપો કે જેઓ તેની દીન કબુલ નહીં રાખી દેખતા આંધળા અને બેહરા સમાન રહ્યા હતા, તેઓને ખોટા ધર્મ સમજાવનાર તરીકે ઓળખાવ્યા હતા. બુદ્ધનું એક મોટું અગતનું શીક્ષણ તે 'નિર્વાણ' છે યાને માણસ આ દુનિયામાંના કારોબાર પછી સદાનો આરામ મેળવશે. આ નિર્વાણનું સિદ્ધાંત જુદા જુદા લખનારાએ જુદી જુદી રીતે આપે છે. કોઇ કહે છે કે નિર્વાણ તે જીવનો સદાનો નાશ છે. કોઇ કહે છે કે નહીં તે તો માણસે ખમેલાં દુ:ખોનો માત્ર નાશ છે. આ નાશ પછી આત્મા સ્વચ્છ થાય છે. ચીનાઓ જે નિર્વાણની સમજણ આપે છે તે આપણી અવસ્તાની ફીલસુફીને મલતી આવે છે, અને તે એકે નિર્વાણ એ કાંઇ નહીં પણ બહેસ્તની હાલત છે કે જેમાં દુ:ખ, સંતાપ, દલગીરી તમામ નાશ પામે છે. આ દુનિયામાં ગુજારેલી સારી જીંદગીનાં ફળ તરીકે જે બદલો મલે છે તે એ છે. આપણા જરથોસ્તી ધર્મમાં તેમજ બુદ્ધના ધર્મમાં આ અને બીનોઇ એવી એજ દુનિયાના ઇસારા મળે છે. વલી મરણ બાદ રવાન સદાનાં બેહેસ્ત કે સદાના દોજખમાં વાસો કરતું નથી. આ મુજબ એ બંને ધર્મોમાં મલતી થોડીક સરખામણી છે. ખુદરતી છે કે દુનિયાના અનેક મોટા પેગમબરોની જીંદગીના થોડાંક મહાભારત બનાવો જેવા કે તેઓપર પડેલી આફત, વિપત્તિ, મુસ્કેલી વગેરે ઘણાખરા મલતા આવે છે. જરથોસ્તનો જમાનો ઘણો પુરાણો છે જ્યારે બુદ્ધનો જમાનો પાછલો છે તેથી જાણે એવું દીસે છે કે એકની જીંદગી ઉપરથી બીજાનું અનુકરણ થયું હોય. ડાકટર સ્પુનર કેટલીક લંબાણ તકરારો પછી, એવા છેવટ ઉપર આવે છે કે ઉપલા મલતા આવતા બનાવોને લગતી નોંધો બુદ્ધના મરણ પછી અશો જરથોસ્ત ઉપરથી તેને લાગુ પાડવામાં આવી હતી, અને એ કામ બુદ્ધના ચેલાઓ અને તેનો ધર્મ પાળનારાઓ મધ લોકોને લીધે થએલું હોવું જોઇએ. વળી તે વિદ્વાન કેટલીક ઇરાંની દંતકથાઓને બુદ્ધને લગતી કથાઓ સાથ સરખાવે છે. ગોતમ બુદ્ધને બુદ્ધિસ્ત ધર્મનો સ્થાપક ગણીને મરહુમ પ્રો. દારમેસ્તેતે અશો જરથોસ્તને એક કલ્પીત પુરૂષ તરીકે અને અવ-

સ્તાના પુરાતનપણાની વીરૂધ પોતાના વિચારો જણાવ્યા છે. ફ્રવરદીન યસ્તના ૧૬ ફ્. માં 'નાઇધ્યાઓંઘહો ગઓતેમહે' બોલ આવે છે કે જેનો અર્થ એરવદ કાંગા, ગઓતેમના (છોકરા) નોધસ સાથ સરખાવે છે. ગોતમ ઘણા થઇ ગયા છે. જેમાંનાં બે જાણીતા છે. ૧) ગોતમ રૂશી, ૨) ગોતમ બુદ્ધ જે બુદ્ધ ધર્મનો સ્થાપનાર હતો. દસ્તુર દારાબજી કહે છે કે અવસ્તાનો નોઇધ્યાઓધહ ગઓતેમ તે રીગવેદનો ગોતમ નોધસ છે એ નોધસ ઇ. સ. પૂર્વે ૧૬૦૦ માં થઇ ગયો હતો તેથી ફ્રવરદીન યસ્ત પણ ક્રાઇસ્ટના જમાનાની ૧૬૦૦ વર્ષ પૂર્વે મુકી શકાએ. મરહુમ માણેકશાહ એમ. દસ્તુર જામાસ્પઆસાના ગોતમ નાઇધ્યાઓધહનનો અર્થ વધારે નબળો, કંગાલ, તુચ્છકારી કહડાયલો 'the most corrupt or most rendering corrupt or most wickedly powerful કરે છે. એવણ કહે છે કે એ બોલ કાંઇ ચોકસ માણસને માટે વપરાયો નથી પણ કોઇબી મોટો માણસ કે જે પોતાની હુશીયારી કાબેલીયત, ઉંચી શકતી અને સંસાર મંડળમાં, ઉંચા ઓહ્દાને લીધે સર્વ ઉપર હકુમત ચલાવે છે અને જુલમગારના જુલમી દોરનો નાશ કરે છે. ત્યાં તેને જો તુચ્છકારી કહડાયલો એમ લઇએ તો જેને પેગમ્બરે તકરારમાં હરાવવાનો ઇસારો છે તે ગોતમ ઋષિને માટેજ હોય એમ લાગે છે. તેવણ ફ્રોહરનો અર્થ આ ફકરામાં નીચે મુજબ લે છે. Those forces that are born of the great and good activity of all classes of human beings and which advance humanity towards a higher and still higher condition of existence. All progress of mankind is due to these forces latent in humanity when developed.

મી૦ પાલનજી દેશાઇ કહે છે કે ગોતમ ઋષિ એક જાણીતો વેદિક કવિ છે. જેણે ઋગવેદનાં એક મંડળના ૭૪–૯૩ સુધીનાં મંત્રો મળ્યાં છે, તેના બાપનું નામ રધુગણ હતું. કાવ્ય અને અંત્રિનો તે દોસ્ત હતો કે જેઓ જરથોસ્તના સમકાલિક હરીફો હતા. મારા મિત્ર મી૦ હોડીવાળા મુજબ જરથોસ્ત સાથ ધર્મ સંબંધી તકરારમાં ઉતરનારા હરીફો મધેનો એક ગોતમ પણ હતો. ગાથામાં ગોતમ નામ મળતું નથી પણ ફ્રવરદીન યસ્તમાં ગોતમનું નામ તેના પુત્ર નોધસ કે જેને જરથોસ્તે તકરારમાં હરાવ્યો હતો તેની જોડે વપરાયલું મનાય છે. ત્યાં કહે છે કે 'તે ફ્રોહરોના તેજ અને પ્રતાપને લીધે અન્જુમનમાં સરદારી ભોગવનાર તથા મિજલસોમાં દીનના કલામ સમજાવનાર જરથોસ્ત બુલંદીથી પેદા થયો છે, જે અક્કલને પસંદ કરનાર છે તથા જે ગઓતમના પુત્ર નોધસ સાથની દીન બાબેની તકરારમાંથી ફતેહમંદ ઉતરયો છે. કહે છે કે નોધસ કાંઇ તેના બાપ જેવો ઋષિ ગણાયો નથી. સાત વેદીક ઋષિઓમાંનો ગોતમ પાંચમો હતો.